# પ્રકાશક સંસ્થાના બે બોલ

પ્રો. ગોવિંદલાલ હ. ભટ્ટના આ 'મનોમંથન' પુસ્તકનું પ્રકાશન કરતી વખતે અમને આનંદ થાય છે.

પ્રો. ગોવિંદલાલ હ. ભટ્ટ સંસ્કૃત, ધર્મશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, વગેરેના મોટા અભ્યાસી હતા. વડોદરાના પ્રાચ્યવિદ્યા-મંદિરના તેઓ નિયામક હતા. તે પહેલાં તેઓ વડોદરાની બરોડા કૉલેજમાં સંસ્કૃતના પ્રોફેસર હતા. આપણા રાષ્ટ્રપતિ તરફથી સંસ્કૃત ભાષાના વિદ્વાન તરીકે તેમની કદર કરી તે બાબતનું પ્રમાણપત્ર તેમને એનાયત કરવામા આવ્યુ હતું.

પ્રો. ગોવિંદલાલ ભટ્ટનું જીવન સાત્ત્વિક હતું. તેઓ એક શ્રદ્ધાવાન વૈષ્ણવ હતા. વૈષ્ણવ સંપ્રદાય તથા તેનાં તત્ત્વજ્ઞાન તથા સાહિત્યનો તેમનો અભ્યાસ ઊંડો હતો.

પ્રો. ગોવિંદલાલ ભટ્ટના સ્વર્ગવાસ પહેલા તેમના તરફથી તેમના લેખોનો આ સંગ્રહ અમને પ્રસિદ્ધિ માટે મળ્યો હતો.

તેમના આ લેખો ધર્મ, તત્ત્વજ્ઞાન, ધાર્મિક વ્યક્તિઓનાં જીવન, વગેરેને લગતા છે.

તેમના સાહિત્યવિષયક અને સામાજિક લેખો પણ અમને મળેલા છે.

'મનોમંથન'ના આ પુસ્તકને ધર્મ તથા તત્ત્વજ્ઞાનપ્રેમીઓ તથા અન્ય વાચકો તરફથી સારો આવકાર મળશે એવી આશા છે.

પ્રો. ગોવિંદલાલ ભટ્ટના આ પુસ્તકને સારો આવકાર મળતાં તેમના બાકીના લેખોનું પુસ્તક પ્રસિદ્ધ કરવાનું અમને પ્રોત્સાહન મળશે.

આ પુસ્તક માટે અમે સ્વર્ગસ્થ પ્રો. ગોવિંદલાલ ભટ્ટના આભારી છીએ.

આ પુસ્તકની પ્રસ્તાવના પ્રસિદ્ધ વિદ્વાન શ્રી કેશવરામ કા શાસ્ત્રીએ અમને ઉત્સાહપૂર્વક લખી આપી તે માટે અમે તેમનો પણ આભાર માનીએ છીએ.

વડોદરા
તા. ૪–૫–'૬૬

મણિલાલ મંગળજી કાશીવાળા
અધ્યક્ષ

# પ્રાસ્તાવિક

ગો. વા. પ્રો. ગોવિંદલાલ હ ભટ્ટના ગુજરાતી ભાષામાં લખાયેલા લેખો અને ભાષણોનો **મનોમંથન** એ શીર્ષક નીચે થયેલો આ સગ્રહ મુખ્યત્વે ચાર વિભાગમા વિભક્ત કરી શકાય એમ છે : ૧. તત્ત્વજ્ઞાન, ૨. ધર્મ, ૩. પુષ્ટિમાર્ગ અને ૪. વ્યક્તિપરિચય. પ્રો. ભટ્ટના જીવનનો જેઓને સાક્ષાત્ અનુભવ હતો તેઓને એમનામા એક વસ્તુ સ્પષ્ટ રીતે જોવાનો યોગ મળતો હતો કે એઓ સમન્વયબુદ્ધિવાળા સમતોલ ભક્તહૃદય વિદ્વાન હતા. કદી કોઈ દિવસ એઓ કોઈપણ પ્રકારનો અભિપ્રાય આપવામા સમતુલા ગુમાવી ચૂકયા હોય અને પોતાના મંતવ્ય કે સિદ્ધાંતથી જુદા મતવ્ય કે સિદ્ધાત ધરાવનારા તરફ અરુચિ બતાવતા હોય એવો અનુભવ એમના સંપર્કમા આવેલી કોઇપણ વ્યક્તિને થયો નથી. આ જ એમની વૈષ્ણવી રગે પૂરી રંગાયેલી વિશિષ્ટતા હતી. અહી ચાર વિભાગમા રજૂ થતા નિબધોમાના તત્ત્વજ્ઞાનવિષયક નિબધો જોતા આપણને એમની તલસ્પર્શી વિવેકમૂલક સમતોલ બુદ્ધિનો પરિચય સુલભ બને છે 'વેદનુ તત્ત્વજ્ઞાન' 'તત્ત્વજ્ઞાનમા પ્રમાણનું સ્થાન' 'બ્રહ્મવિદ્યાનો ઉદ્ગમ અને વિકાસ' અને 'કલ્યાણનો માર્ગ' આ આઠમાના પાચ લેખોમા એમની પર્યેષક બુદ્ધિ જોવા મળે છે પ્રમાણના એઓ દુરાગ્રહી છે અને એમા પણ તર્કશુદ્ધ શબ્દપ્રમાણને માટે એમનો ભારે સમાદર છે. 'ઋગ્વેદ એ જગતનો પ્રાચીનમા પ્રાચીન ગ્રથ છે' (પૃ. ૧), 'વૈદિક આર્યોનુ જીવન બહુ સરળ અને ભાવપૂર્ણ હતુ (પૃ. ૧), 'વૈદિક કાલમા દ્યૂત રમવાનો રિવાજ બહુ પ્રચલિત હતો' (પૃ. ૨), 'આર્યો આ જીવનમા સદાચારી વ્રત પાળીને પરલોકમા પિતૃઓ અને દેવોની સાથે આનદ ભોગવવાની આશા રાખે છે.' (પૃ. ૪), 'વૈદિક કાળના ઋષિઓએ પવિત્ર જીવન ગાળીને તત્ત્વજ્ઞાનના પ્રશ્નોનો વિચાર કરેલો છે અને માનવજીવનને આશાવાદ અને પ્રભુતાથી અતિ

બળવાન બનાવીને ભારતીય સંસ્કૃતિને અમર કરી છે.' (પૃ.૮), વગેરે વાક્યો વાંચવામાં આવે છે ત્યારે એઓ 'બાબાવાક્યં પ્રમાણમ્' જેવી ઘેલછાથી પર છે એમ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. હિંદુ ધર્મની સાંપ્રદાયિક માન્યતા પ્રમાણે તો "વૈદિક કાલ" એ એક સમય હતો એમ કહેવાની પણ હિંમત કરી શકાય નહિ, તો એ કાલના ઋષિઓ આવા હતા અને એવા હતા એમ તો કહી જ ક્યાંથી શકાય? વેદો એ માનવજાતિના સમુદ્ધારને માટેના ગ્રંથો છે અને એમાંથી જ માનવજાતિને આધિભૌતિક આધ્યાત્મિક અને આધિદૈવિક માર્ગદર્શન મળે છે એ કોઈ માત્ર ભાવના કે શ્રદ્ધાનો વિષય નથી એ વાત એમણે સ્પષ્ટ કરી આપી છે. 'સત્કર્મોની પ્રશંસા અને દુષ્કર્મોની નિંદા' 'ધન અને અન્નનું દાન કરવાનો ઉપદેશ' 'વિશ્વબંધુત્વની ભાવના' 'સત્યનો આગ્રહ અને અસત્યનો તિરસ્કાર' આ વગેરે મહત્ત્વની વાતો–મંતવ્યો–શિખામણો વૈદિક મંત્રોમાં પરોવાયેલાં પડ્યાં છે એ એમની તારવણી કેટલી સત્ય છે! એ પણ હકીકત છે કે વેદમાં–ઋગ્વેદમાં અનેક દેવોની સ્તુતિ અને પ્રાર્થનાનાં સૂક્તો આવેલાં છે અને આ સૂક્તો એ રીતે પ્રકૃતિનાં વિભિન્ન ઉદાત્ત અને જીવાતુભૂત તત્ત્વોમાં દેવત્વની ભાવનાનો પરિચય આપે છે. પશ્ચિમના વિદ્વાનો અને એમાં પણ પૂર્વની વિદ્યાઓ અને મંતવ્યોનાં માત્ર દૂષણ જોવા જ મથી રહેલા વિદેશી સાંપ્રદાયિકો ભારતીય ધર્મમાં એકેશ્વરવાદ એવી વસ્તુ જ નથી એમ ડિંડિમ વગાડીને પોકાર પાડવાની એક પણ તક જતી કરતા નથી, કરી પણ નથી, ત્યાં ભારતીય વિદ્વાનો એ બધા દેવોમાં એકેશ્વરવાદનાં સપ્રમાણ દર્શન કરે છે અને સ્પષ્ટ રીતે તારવી બતાવે છે એ વસ્તુ આપણને પ્રો. ભટ્ટ તારવી આપે છે: વેદમાં પ્રતીત થતા 'અનેકદેવવાદમાંથી એકશ્રેષ્ઠદેવવાદ અથવા એકેશ્વરવાદ તરફ જવાનો માર્ગ ખુલ્લો થાય છે' (પૃ. ૩) એ અને 'અનેકદેવવાદમાંથી એકશ્રેષ્ઠદેવવાદ, એકશ્રેષ્ઠદેવવાદમાંથી એકેશ્વરવાદ અને અદ્વૈતવાદ કેવી રીતે વિકાસ પામ્યો છે તે ઋગ્વેદમાંથી સ્પષ્ટ જણાય છે. અનેક

દેવો એક જ દેવનાં સ્વરૂપો છે એ માન્યતા દીર્ઘતમસ ઋષિના સૂક્તમાં (ઋ. ૧-૧૬૪) જોવામાં આવે છે.' (પૃ. ૫)

'તત્ત્વજ્ઞાનમાં મુખ્ય પ્રશ્ન જીવ, જગત અને પરમાત્મા છે. જીવાત્મા એ પરમતત્ત્વનું સ્વરૂપ છે એમ વૈદિક સૂક્તો ઉપરથી જણાય છે. જીવ મિથ્યા છે, કલ્પિત છે અથવા પ્રતિબિંબ છે. એ ભાવના ઋગ્વેદમાં જોવામાં આવતી નથી.' (પૃ. ૫) એ અભિપ્રાય નીડર ભાવે આપવો એ આજના જમાનાનું જ સત્ફળ છે. પ્રો. ડા. બેલ્વેલ્કરનો 'માયા' વિશેનો એવો નીડર અભિપ્રાય અહીં સરખાવી શકાય: **As regards the exact interpretation of the** *माया* *the* *भगवद्गीता* *does not suggest that world is an* **illusion in the** *शांकर* **sense.** (એમનો ગીતાનો અં. અનુવાદ, પ્રસ્તા., પૃ. ૯૩). પોતાના સાંપ્રદાયિક સિદ્ધાંતોથી પર રહી અભિપ્રાયો આપવાનું ભલભલા વિદ્વાનો સાહસ નથી કરી શકતા; એવી નિબિડ સાંપ્રદાયિકતાથી પ્રો. ભટ્ટ પર હતા. પરમતત્ત્વ શું હતું, કેવા પ્રકારનું હતું, વગેરે તત્ત્વચિંતન-વિષયક શંકાઓ વૈદિક ઋષિઓને થઈ હતી જ, પણ 'વૈદિક ઋષિઓની આ શંકાશીલ વૃત્તિ પછીના ભારતીય તત્ત્વ-જ્ઞાનના ઇતિહાસમાં જોવામાં આવતી નથી અને એક જ પ્રકારના માર્ગે વિચારોનો પ્રવાહ ચાલ્યા કરે છે.' (પૃ. ૭). નાસદીય સૂક્તમાં એમણે વેદાંતના બ્રહ્મ અને સાંખ્યના પુરુષના ચૈતન્યતત્ત્વને સ્પષ્ટ નિહાળ્યું છે. તત્ત્વજ્ઞાનમાં કોઈપણ નિર્ણય ઉપર આવવાને ભારતીય વિચારસરણીએ પ્રમાણોની આવશ્યકતા વિચારી છે. 'પરમતત્ત્વ સામાન્યતઃ અદૃશ્ય હોવાથી પ્રત્યક્ષ અને અનુમાનને બદલે શબ્દને શ્રેષ્ઠ પ્રમાણ તરીકે સ્વીકારવાની વૃત્તિ બહુ સ્વાભાવિક છે' (પૃ. ૫૧), 'ઋષિઓ કોઈ પણ દિવસ અસત્ય બોલતા નથી, તેથી તેઓ પરમતત્ત્વના અનુભવનું જે વર્ણન કરે છે તે સત્ય હોવાથી સન્માર્ગનું દર્શન કરાવે

છે એ માત્ર ભારતીન ભાવના નથી, પરંતુ હકીકત છે 'વેદોના મંત્રોમાં અને ઉપનિષદની વિચારધારાઓમાં ઋષિઓના અને તત્ત્વચિંતકોના અનુભવોનું વર્ણન જ છે' (પૃ ૫૧) શબ્દપ્રમાણની મહત્તા ભારતીય તત્ત્વજ્ઞાનના વિચારમાં પ્રાણરૂપ છે એ આપણે બુદ્ધના વચનોને બૌદ્ધધર્માવલંબીઓએ અને મહાવીરના વચનોને જૈન ધર્માવલંબીઓએ સર્વથા પ્રમાણરૂપ માન્યા છે એનાથી પણ સમજાય છે. બાઇબલ અને કુરાનના વચનોનું પણ એવું જ છે એ આપણે સૌ જાણિયે છિયે છતા એ પણ હકીકત છે કે 'પરમતત્ત્વનું સ્વરૂપ દર્શાવવાને માટે પ્રમાણો—શબ્દ અને પ્રત્યક્ષ પ્રમાણ પણ – સમર્થ નથી' (પૃ ૫૩) આમાથી જ 'અનુભવવાદ' નો વિકાસ થયો છે એવો પ્રો ભટ્ટે અભિપ્રાય આપ્યો છે (પૃ ૫૪)

પ્રો ભટ્ટ 'બ્રહ્મવિદ્યાનો ઉદ્ગમ અને વિકાસ' એ વિસ્તૃત લેખમાં વેદથી લઈ વિભિન્ન આચાર્યોએ છેક પોતપોતાના સમય સુધીમા તત્ત્વચિંતનની જે સમર્થ પરંપરા આપી છે તેનો પરિચય સુલભ કરી આપ્યો છે પ્રાચીન અને અર્વાચીન વિચારકોના મતવ્યોની પણ નિખાલસ ભાવે એમણે ચર્ચા કરી છે વેદ, બ્રાહ્મણ અને આરણ્યકો, અને વેદાંત તરીકે રહેલા ઉપનિષદોમા બ્રહ્મસ્વરૂપના વિચારનો ક્રમિક વિકાસ થયો છે એમને એવો અભિપ્રાય આપતા સંકોચ રહેતો નથી કે 'ઉપનિષદોની આ વિચારપ્રણાલિકા ઉપરથી આપણને માલૂમ પડે છે કે બ્રહ્મના નિર્ગુણવાદ અને સગુણવાદ અને મોક્ષપ્રાપ્તિના સાધનોમા બહુ મહત્ત્વનો ભેદ રહેલો છે અને તેથી બધા ઉપનિષદોનું રહસ્ય એક જ પ્રકારનું છે એમ કહી શકાય એમ નથી' (પૃ ૮૭) ભારતીય તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરનારાઓને આ લેખ ખૂબ જ ઉપકારક થઈ પડશે, કારણ કે વૈદિક સાહિત્ય, બ્રહ્મસૂત્રો, એ ઉપરના વિવિધ આચાર્યોના ભાષ્યો, તે તે ભાષ્યકાર, તત્ત્વજ્ઞાનનો વિચાર આપનારા અન્ય ભારતીય

આચાર્યો અને એમનાં મંતવ્યોનો નિચોડ આ લેખમાં આપવામાં આવ્યો છે. લેખના અંતભાગમાં એમણે શ્રીવલ્લભાચાર્યે તારવી આપેલા વેદાંત સિદ્ધાંતનો પરિચય સરળ કરી આપ્યો છે, એ સાથે શ્રીવલ્લભાચાર્યજીની વિશિષ્ટતા પણ બતાવી આપી છે. એમણે આ લેખને અંતે આપેલો અભિપ્રાય શ્રીવલ્લભાચાર્યજીનું હાર્દ એમણે કેટલું આત્મસાત્ કર્યું છે એ બતાવવા પર્યાપ્ત છે : 'આત્મનિવેદન, ભગવદનુગ્રહ અને પ્રેમલાભ એ ત્રણ બાબતોમાં વલ્લભાચાર્યે જીવની જે ઉચ્ચ કોટિ દર્શાવેલી છે તે ઉપરથી દરેક તટસ્થ વિચારકને સ્પષ્ટ પ્રતીત થશે કે વલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈત પુષ્ટિમાર્ગમાં લૌકિક વિષયવાસનાને જરા પણ અવકાશ નથી. આચાર્યના સિદ્ધાંતમાં જે લોકો વિષયવાસના અને રંગીલાપણું જુએ છે તેઓ આચાર્યને અન્યાય કરે છે. વસ્તુતઃ *આચાર્યનો માર્ગ ત્યાગપ્રધાન છે, ભોગપ્રધાન નથી.* આચાર્યનો અંતિમ ઉપદેશ પણ આ જ વાતનું સમર્થન કરે છે.' (પૃ. ૧૪૬)

સંપ્રદાયોથી પર રહીને પણ માણસ આત્મકલ્યાણ સાધી શકે છે. ભારતીય તત્ત્વજ્ઞાનની એ જ વિશિષ્ટતા છે. 'કલ્યાણનો માર્ગ' એ લેખમાં એમણે આ વસ્તુ સ્પષ્ટ કરી આપી છે. 'બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો એ આપણા તત્ત્વજ્ઞાનનો આદર્શ છે. આનું નામ જ મોક્ષ'. (પૃ. ૨૮૩). પરંતુ એને માટે સબળ ચિંતન અને મનનની ભારે જરૂર છે, અને એ એકાંતવાસથી જ સિદ્ધ થઈ શકે, આ અભિપ્રાય એમણે વ્યક્ત કર્યો છે. 'આજના આપણા ધમાલિયા જીવનની અંદર દિવસમાં થોડો વખત પણ એકાંતમાં રહી પ્રભુનું, તેના જ્ઞાનનું અને સંતોના ઉપદેશનું ચિંતન કરવાથી, જપ અને ધ્યાન કરવાથી આપણા ચિત્તને સાચી શાંતિ મળશે, આપણો દૈનિક વ્યવહાર સારો ચાલશે, કલ્યાણનાં દ્વાર ખૂલશે, જીવન દિવ્ય બનશે.' (પૃ. ૨૮૭). આ માત્ર ભાવના નથી, જગતના સમર્થ તત્ત્વચિંતકોએ અનુભવેલો વિચાર છે. પ્રો. ભટ્ટે આ રીતે આત્મકલ્યાણ તરફ દિશાસૂચન કર્યું છે.

એમની પર્યેષક બુદ્ધિમાંથી તત્ત્વજ્ઞાનને લગતી મીમાંસા એમના 'છાંદોગ્ય ઉપનિષદ' 'દેવર્ષિ નારદ' અને 'શાંડિલ્ય ઋષિનું તત્ત્વજ્ઞાન' એ ત્રણ લેખોમાંથી મળી આવે છે. એમણે પહેલા લેખમાં છાંદોગ્ય ઉપનિષદમાં આવતી વિવિધ વિદ્યાઓ તરફ દિશાસૂચન કર્યું છે. નિચોડ છેલ્લા વાક્ય ખંડમાં (પૃ. ૧૪) છે. 'દેવર્ષિ નારદ' એ તો સંશોધનની દૃષ્ટિએ પણ ભારે મહત્ત્વનો લેખ છે. નારદની હાજરી છેક અથર્વવેદનાં સૂક્તોથી લઈ નારદનાં ભક્તિસૂત્રો સુધી કેવે પ્રકારે જાણવામાં આવી છે એ સપ્રમાણ તારવી આપવાનો અહીં પ્રયત્ન છે. 'બ્રહ્મવિદ્યાના ઇતિહાસમાં દેવર્ષિ નારદનું નામ અતિ પ્રસિદ્ધ છે.' (પૃ. ૧૫) એ ધ્રુવવાક્ય બાંધી એમણે નારદનું એક સળંગ વ્યક્તિત્વ સાધી આપવાનો સફળ પ્રયત્ન કર્યો છે. 'નારદ પરિવ્રાજક ઉપનિષદ, નારદ પંચરાત્ર નારદ સ્મૃતિ, નારદ પુરાણ, નારદ ભક્તિસૂત્રો' આ તો 'નારદ'ના નામ સાથે જોડાયેલા ગ્રંથો છે, ઉપરાંત વૈદિક સાહિત્યથી લઈ પુરાણોની વિવિધ કથાઓમાં નારદ એક મહત્ત્વના પાત્ર તરીકે જોવા મળે છે એની તારવણી પ્રો. ભટ્ટ કરી આપી છે. એ જ રીતે 'શાંડિલ્ય ઋષિનું તત્ત્વજ્ઞાન' એ લેખમાં શાંડિલ્યનું ચરિત-વ્યક્તિત્વ તારવી આપ્યું છે. મહત્ત્વની વસ્તુ તો એ છે કે ભારતીય તત્ત્વચિંતન કરનારા પ્રાચીન વિચારકોમાં તો આ બેઉ ઋષિનામ લગભગ મોખરે રહેલાં છે તો સર્વોદ્ધારક ભક્તિમાર્ગના આચાર્યો તરીકે પણ બંનેનું સ્થાન ભારતવર્ષે આદર સાથે સ્વીકાર્યું છે. 'નારદપંચરાત્ર' ભાગવત ધર્મનો પ્રમાણરૂપ ગ્રંથ છે, તો 'શાંડિલ્યભક્તિસૂત્રો' એવો જ સમર્થ સૂત્રાત્મક ગ્રંથ છે. 'નારદનાં ભક્તિસૂત્રો' તો આજે એની સરળતા અને સચોટતા માટે ખૂબ જાણીતાં છે. આ બેઉ સૂત્રગ્રંથો કે પંચરાત્ર ગ્રંથ તે શાંડિલ્ય કે તે નારદના છે કે નહિ એ એક જુદો જ પ્રયત્ન છે, પરંતુ શાંડિલ્યવિદ્યાનો છાંદોગ્ય ઉપનિષદમાં વિકાસ જોવા મળે છે તેનો જાણે કે નિચોડ હોય તે રીતે ભક્તિમાર્ગના અંતિમ ઉદ્ધારક તરીકે શાંડિલ્યસૂત્રોમાં આપવામાં આવેલ છે. જ્ઞાન

અને ભક્તિનો સુમેળ સાધવાનો આ પ્રયત્ન છે. 'નારદભક્તિસૂત્રો' પ્રાચીન છે કે અર્વાચીન એ વિવાદમાં પ્રો. ભટ્ટ ઊતર્યા નથી, ઊતરવાની જરૂર પણ નથી. શાંડિલ્યનાં સૂત્રોમાં નારદના નામનો કોઈ ઉલ્લેખ નથી, પરંતુ નારદના ભક્તિસૂત્રોમાં શાંડિલ્યના નામનો એક આચાર્ય દરજ્જે નિર્દેશ છે. 'નારદનાં ભક્તિસૂત્રોના કેટલાક શબ્દો તો શ્રીવલ્લભાચાર્યના ગ્રંથોમાં પ્રવેશ પામી ગયા છે.' (પૃ. ૩૫). પ્રો. ભટ્ટ અહીં નારદભક્તિ-સૂત્રોમાં આવતી શ્રીવલ્લભીય પરિભાષાથી આવો મત બતાવે છે; મને તો એવું પણ લાગે છે કે નારદનાં ભક્તિસૂત્રો શ્રીવલ્લભાચાર્યજીના ગ્રંથો પછી – અસ્તિત્વમા આવ્યાં હોય. અહીં એની ચર્ચા અસ્થાને છે, પરંતુ એટલું સ્પષ્ટ છે કે 'નારદનાં ભક્તિસૂત્રો' હકીકતે પુષ્ટિમાર્ગનો જ ગ્રંથ છે.

આ લેખસંગ્રહનો બીજો મહત્ત્વનો વિભાગ કહી શકાય તે 'ધર્મ-વિષયક લેખો' નો છે. 'ધર્મનું સ્વરૂપ' 'જીવનમાં ધર્મની આવશ્યકતા' 'સદાચારનો પ્રભાવ' 'સ્વભાવનું ઓસડ : સંયમ' 'અજગરવ્રત' 'અજર અને અમર' 'ત્રિવેણીસંગમ' જેવા લેખો એકંદરે ધર્મની લોકોદ્ધારકતા બતાવવા લખાયેલા છે. ધર્મનું શું ? જુદા જુદા અભિપ્રાયો આપતા જણાવવામાં આવ્યું છે કે 'વેદમા જે કાર્ય કરવાની આજ્ઞા છે તે જ ખરો ધર્મ છે.' (પૃ. ૩૭), —એ જ પાના ઉપરના બીજા મતો : 'જેનાથી પરમાત્માનું દર્શન થાય તે જ પરમ ધર્મ.' 'દેવને વંદન કરવું એ જ ધર્મ છે.' 'જેનાથી આ લોકમાં અને પરલોકમાં કલ્યાણ થાય તે જ ધર્મ.' 'આચાર એ પ્રથમ ધર્મ.....' 'સત્યથી ચઢિયાતો બીજો ધર્મ નથી.' આમ સામાન્ય મતો પછી મનુ અને મિતાક્ષરાના વિશેષધર્મના અભિપ્રાયો બતાવવામા આવ્યા છે. આ ભિન્ન ભિન્ન વ્યાખ્યાનોની સમઝ આપતાં એમણે અંતે એ તારવી આપ્યું છે કે 'બધા ધર્મોમાં સત્ય, સદાચાર અને પ્રભુમય જીવનનાંતત્ત્વો જોવામાં

આવે છે.' ( પૃ. ૪૦ ) 'જીવનમાં ધર્મની આવશ્યકતા ' એ લેખમાં બધા ધર્મોનો નિચોડ આપતાં એમણે સ્પષ્ટ કહ્યું છે કે ' ...નીતિમાં સનાતન નિયમોના પાલન વિના સુખની આશા રાખવી વ્યર્થ છે.' ( પૃ. ૧૫૬ ). એથી જ ધર્મને નામે યુદ્ધ થાય એના તરફ એમણે સ્પષ્ટ અરુચિ બતાવી છે. ' મનુષ્યમાત્રમા દૈવી અને આસુરી સંપત્તિઓનો સંઘર્ષ ચાલ્યા જ કરે છે, અને તે સંઘર્ષમાં ધર્મના પાલનથી જ દૈવી સંપત્તિનો વિજય થાય છે. આસુરી સંપત્તિ કદાચિત્ શરૂઆતમાં સફળતા આપે એમ જણાય, પણ આખરે તે બંધનકારક જ છે. મોક્ષ – સ્વાતંત્ર્ય — માટે દૈવી સંપત્તિ જ આવશ્યક છે.' (પૃ.૧૫૭). આ ઉપરથી એમનો આશય સ્પષ્ટ થઈ જાય છે કે ગીતાના ૧૬ મા અધ્યાયના આરંભમાં દૈવી સંપત્તિનાં જે ૨૬ લક્ષણ આપ્યાં છે તે જ ધર્મ માટે નિયામક વસ્તુ છે. આનાથી આચારરૂપ બાહ્ય ધર્મ અને ચિત્તશુદ્ધિરૂપ આંતર ધર્મ એ બેઉની પ્રાપ્તિ સુલભ છે. એ માટે જ એમણે સ્પષ્ટ અભિપ્રાય આપ્યો છે કે 'આધિભૌતિક વિષયમાં ધર્મનું પાલન એ જ વાસ્તવિક સ્વતંત્રતા છે.' ( પૃ ૧૫૮ )

'ગુજરાતમાં ધર્મોનો વિકાસ ' એ લેખ શુદ્ધ ઐતિહાસિક કોટિનો છે અને એમાં વૈદિક ધર્મ, બૌદ્ધ ધર્મ, સાંખ્યદર્શન, જૈન ધર્મ, પારસીધર્મ, પાશુપત સંપ્રદાય શૈવ–શાક્તાદિ ધર્મો અને ' પુષ્ટિમાર્ગ અને હિંદુધર્મનું પુનર્જીવન ' એ મથાળે ઐતિહાસિક વિકાસ આપી ગુજરાતમાં છેલ્લા છસ્સેં-સાતસેં વર્ષોમાં વિદેશી ધર્મોએ જે સ્થાન મેળવ્યું તે પણ બતાવ્યું છે. ગુજરાત એ વિભિન્ન ધર્મોની આશ્રયભૂમિ છે એ વિવેકપૂર્વક પ્રો. ભટ્ટે આ વિસ્તૃત લેખમાં સમજાવ્યું છે. આ બધા ધર્મોનો સમન્વય કરવો કેટલો જરૂરી છે એ વાત એમણે ' ધર્મોનો સમન્વય ' નામના નાના લેખમાં બતાવી છે: 'ધર્મ જીવનમાં જાણે અજાણે ઓતપ્રોત થઈ જાય છે. મનુષ્યનાં વિચાર, વાણી અને

ક્રિયા એ ત્રણેમાં ધર્મની અસર આવે એ બહુ સ્વાભાવિક છે; અને તેથી બધા ધર્મોનો સમન્વય સમજવાની ખાસ આવશ્યકતા રહે છે.' (પૃ. ૭૯). એ માટે એમણે વિશ્વના વિભિન્ન ધર્મોના અભ્યાસ ઉપર ખાસ ભાર મૂક્યો છે. એમણે દારાશિકોહનું દષ્ટાંત નોંધી એના યુગમાં એને હાથે થયેલા સમન્વયના પ્રયત્નને બિરદાવ્યો છે. એમનો છેડે આપેલો અભિપ્રાય કેટલો પ્રેરક છે! 'આ પ્રકારે ધર્મોનો તુલનાત્મક અભ્યાસ કરવાથી અભ્યાસકને માલૂમ પડે છે કે જુદા જુદા ધર્મોનાં શાસ્ત્રોમાં ભેદ માત્ર શબ્દોમાં-પરિભાષામાં રહેલો હોય છે, પણ વસ્તુતઃ અર્થમાં ભેદ રહેતો નથી.' (પૃ. ૮૧)

'ગીતાજયંતી' ઉપરનું એક નાનું એમનું વ્યાખ્યાન પણ આ વિભાગમાં બંધ બેસે તેવું છે. એમાં ચર્ચા તો ગીતામાં કયો સિદ્ધાંત મુખ્યત્વે સ્થાન ભોગવે છે એની છે, પરંતુ એનું અંતિમ લક્ષ્ય તો માનવોદ્ધાર છે, પછી ભલે એ કર્મ જ્ઞાન કે ભક્તિ એ ત્રણમાંથી ગમે તે માર્ગનો આશ્રય લે. નિચોડરૂપે બ્રાહ્મી સ્થિતિ જ સર્વ કોઈ ધર્મ-ચિંતકોનું કે તત્ત્વચિંતકોનું લક્ષ્ય છે એ સત્ય એમણે આ લેખમાં સ્પષ્ટ કરી આપ્યું છે.

લેખસંગ્રહમાં એક સાથે મૂકવામાં આવ્યા હોય તેવા લેખોનો જે ત્રીજો વિભાગ પડે છે તે પુષ્ટિમાર્ગને લગતા લેખોનો છે. એ લેખો તે 'પુષ્ટિમાર્ગ' 'પુષ્ટિમાર્ગનું વિહંગાવલોકન' 'રાસલીલાનું રહસ્ય' 'શ્રીવલ્લભાચાર્યના ષોડશગ્રંથનું તાત્પર્ય' અને એમાં અંતર્ભાવ પામે તેવો 'ભગવાનનાં ચરણારવિંદ' એ લેખ. 'પુષ્ટિમાર્ગ' એ લેખમાં પ્રથમ તો એમણે ભગવાનને પ્રાપ્ત કરવાના વિવિધ માર્ગોનો ખ્યાલ આપ્યો છે અને પછી સરળ માર્ગ તરફ ધ્યાન દોરતાં કહ્યું છે કે '૪. જ્ઞાનમાર્ગના અધિકારીઓ બહુ વિરલ હોય છે. સમસ્ત સમાજની આધ્યાત્મિક

તૃપા જ્ઞાનથી તૃપ્ત થઈ શકતી નથી, એટલે ભક્તિની આવશ્યકતા ઊભી થાય છે. સર્વ વૈષ્ણવ આચાર્યો સમાજના છેક નીચલા થર સુધી પહોંચી ગયા છે. તેમણે પ્રપત્તિમાર્ગનો ઉપદેશ કરી પ્રજાને અપૂર્વ શાંતિ આપી છે.' (પૃ. ૧૬૭). આગળ જતાં 'પ પરમતત્ત્વને પ્રાપ્ત કરાવનારાં સાધનો જ્ઞાન, કર્મ, અને શાસ્ત્રીય અથવા મર્યાદાભક્તિ વગેરે હવે ઉપયોગમાં આવી શકે એમ નથી તેથી બીજા કોઈ સાધનની શોધ થવી જોઈએ, આ પ્રમાણે 'વલ્લભાચાર્યને લાગ્યું છે, અને તેથી એમણે પુષ્ટિ અથવા ભગવાનનો અનુગ્રહ એ તત્ત્વનો ઉપદેશ કર્યો છે.' (પૃ. ૧૬૮), અને જીવો ઉપરની કૃપા જ એ પુષ્ટિમાર્ગનું મર્મ છે એ બતાવવામાં આવ્યું છે. 'પુષ્ટિમાર્ગનું વિહંગાવલોકન' એ લેખમાં 'પુષ્ટિમાર્ગ'નો વિકાસ-ઇતિહાસ આપવામાં આવ્યો છે. 'વેદમાં કર્મ, જ્ઞાન અને ઉપાસના ભક્તિના જે પ્રવાહો વહી રહ્યા છે તે થોડાવત્તા પ્રમાણમાં ઠેઠ સુધી ચાલુ રહ્યા છે' (પૃ. ૧૭૩) એ રીતે ઉપક્રમ કરી છેવટ શ્રીવલ્લભાચાર્યે ભગવાનની કૃપાથી જ લભ્ય પુષ્ટિમાર્ગનો વિકાસ આપ્યો એ વાત સમઝાવી છે. અહીં એમણે સંપ્રદાયનો સાડી ચારસેં વર્ષનો ઇતિહાસ તારવતાં સાંપ્રદાયિક વિપુલ સં. સાહિત્ય, વ્રજભાષાનું સાહિત્ય, ઘરસેવાનો વિકાસ, એમાંથી સાંપ્રદાયિક મંદિરનો વિકાસ વગેરે, બતાવ્યું છે. 'આટલાં બધાં સાધનો હોવા છતાં આજે સંપ્રદાયની સ્થિતિ સંતોષકારક નથી એ નગ્ન સત્ય કહેતાં ઘણો ખેદ થાય છે. સંપ્રદાયનાં ત્રણ તત્ત્વો– ગોસ્વામી બાલકો, પંડિતો અને વૈષ્ણવો– કાલના બળે શક્તિહીન બની ગયાં છે. મંદિરોની આદર્શ સ્થિતિ ચાલી ગઇ છે. વૈષ્ણવ સમાજ નિષ્પ્રાણ બની ગયો છે. સંપ્રદાયના સ્થાપનાર અગ્નિની દાહક અને પ્રકાશક શક્તિને પ્રતિબંધ કરનારાં તત્ત્વો સંપ્રદાયમાં ક્યાંથી પેસી ગયાં છે એનો નિષ્પક્ષપાત વિચાર કરવાની બહુ જરૂર છે. આચાર્યચરણના છેલ્લા ઉપદેશમાંથી આ વિષય ઉપર પ્રકાશ નાખનારું

વાસ્તવિક કારણ આપણને મળી આવે છે. ભગવાનથી બહિર્મુખ થઇ લક્ષ્મી, સત્તા, વૈભવ અને ભોગમાં પડવાથી સંપ્રદાયની સ્થિતિ દયાજનક થઇ છે એમાં બે મતને સ્થાન નથી'. પૃ. ૧૭૭–૭૮). પુષ્ટિમાર્ગના ચુસ્ત અનુયાયી પ્રો. ભટ્ટે આજની સ્થિતિનો આ વેધક ખ્યાલ આપ્યો છે અને ભારપૂર્વક કહ્યું છે કે 'જેમ સમયને અનુસરીને શ્રીમદાચાર્યચરણે પુષ્ટિમાર્ગની સ્થાપના કરી તેમ આજે વર્તમાન યુગની નાડી તપાસી આપણે સંપ્રદાયમાં કેટલાક ફેરફારો કરવાની જરૂર ઊભી થઈ છે' (પૃ. ૧૭૯) અને એમણે એના ઉપાયો સૂચવ્યા છે. એમણે સમાજસેવા પણ કરવાની જ છે એ તરફ માર્ગીય દૃષ્ટિએ ધ્યાન દોર્યું છે. એમનું છેલ્લું કથન બહુ સૂચક છે: 'સંપ્રદાયનું રક્ષણ વિદ્વાનો જ કરી શકશે, અને તે પણ સાંપ્રદાયિક સ્વતંત્ર વિદ્વાનો જ શ્રીમહાપ્રભુજી પત્રાવલંબનને અંતે આજ્ઞા કરે છે કે विद्वद्भिः सर्वथा श्राव्यं ते हि सन्मार्गरक्षकाः । અર્થાત્ વિદ્વાનોએ સર્વ રીતે શ્રવણ કરવું અને કરાવવું, કારણ કે તેઓ સન્માર્ગના રક્ષક છે. પ્રભુને શરણે જઇ આપણે પ્રાર્થના કરીએ કે तमसो मा ज्योतिर्गमय ।' (પૃ. ૧૯૦)

'રાસલીલાનું રહસ્ય' એ એમનો શ્રીમદ્‌ભાગવતના દશમ સ્કંધના પૂર્વાર્ધમાં આવેલી 'રાસપંચાધ્યાયી'માં ભગવાને કરેલી રાસલીલાની સામે જે હુમલાઓ કરી ભગવાન શ્રીકૃષ્ણને સદોષ ચીતરવાના પ્રયત્ન થયેલા છે તે બધાને નિરુત્તર કરનાર, સમર્થ રીતે લખાયેલો, ભારે વિસ્તૃત લેખ છે. ભાગવતની દશવિધ લીલા, પ્રકરણવિભાગ વગેરે આરંભમાં સમઝાવી, 'તામસ ફલપ્રકરણ' નો પરિચય આપી, એમાં આવેલી 'રાસપંચાધ્યાયી' સહિત પ્રત્યેક અધ્યાયનું રહસ્ય આપ્યું છે. આ પ્રસંગે 'રાસક' 'નાટ્યરાસક' અને 'હલ્લીસક' એ ત્રણે નૃત્યપ્રકારનાં લક્ષણ પણ આપવામાં આવ્યાં છે. 'રાસ' એ કોઇ ભૌતિક વસ્તુ નથી, પણ આધિદૈવિક કોટિની છે એવું તૈત્તિરીય ઉપનિષદની

બ્રહ્માનંદવલ્લીના ઉ લેખથી સ્પષ્ટ કરી આપ્યા, કૃષ્ણનું માહાત્મ્ય સ્પષ્ટ કરી પછી રાસલીલાની વિગત ચર્ચી છે ઉપસંહારમાં એમણે સ્પષ્ટ કર્યું છે કે 'તત્ત્વચિંતકો અનેક દૃષ્ટિએ રાસલીલાનો વિચાર કરી શકે છે, અને ઉપર દર્શાવેલા અભિપ્રાયો ઉપરાંત બીજા અભિપ્રાયો આપી શકાય એમ છે રાસલીલાને વાસ્તવિક બનાવ માનો કે રૂપક માનો, જે માનવું હોય તે માનો, પણ એટલી વાત તો સાચી કે તેમાં કોઈ જાતનો દોષ રહેલો નથી, તે અતિ પવિત્ર છે, જગતને પાવન કરી મોક્ષ આપનારી છે રાસલીલા વિષે વિવેકાનંદને પણ શંકા થયેલી, અને સ્વામી રામકૃષ્ણ પરમહંસે તેનું સંતોષકારક સમાધાન આપતાં જણાવેલું કે રાસલીલા એટલી બધી દિવ્ય છે કે તે યથાર્થ રીતે સમજવાને માટે દિવ્યદૃષ્ટિની આવશ્યકતા છે ' (પૃ ૨૫૧)

શ્રીવલ્લભાચાર્યજીએ પોતાના મોટા ગ્રંથોની સાથેસાથ નાના જે કેટલાક ગ્રંથો લખ્યા છે તેમાંથી ૧૬ ગ્રંથો સંપ્રદાયમાં ' ષોડશગ્રંથ ' તરીકે જાણીતા છે આ નાના પ્રકરણગ્રંથોમાં 'શુદ્ધાદ્વૈત વેદાંત' 'સામાન્ય ભક્તિમાર્ગ ' 'વિશિષ્ટ ભક્તિમાર્ગ પુષ્ટિમાર્ગ ' 'સાંપ્રદાયિક સંન્યાસ' 'નિરોધ' 'સેવાફલ' વગેરે સિદ્ધાંતો ખૂબ જ સંક્ષેપમાં છતાં સરળતાથી સમજી શકાય એવી રીતે રજૂ થયેલા છે પ્રો ભટ્ટે સોળે ગ્રંથોના ક્રમ વિશેના શ્રીહરિરાયજી અને શ્રીપુરુષોત્તમજીના અભિપ્રાય આપી આ ગ્રંથોમાં રહેલી તર્કબદ્ધ વિચારસરણી તરફ આંગળી ચીંધી છે

' ભગવાનના ચરણવિંદ ' એ નામના નાના લેખમાં ભગવાનના શરણની જરૂર બતાવી ભગવાનના ચરણારવિંદમાં મસ્તક નાખી રહેવાનો બોધ આપ્યો છે એમણે તારવેલો આ નિષ્કર્ષ ખૂબ જ મહત્ત્વનો છે ' આપણા ઉપર ભગવાન ક્યારે પ્રસન્ન થશે એ આપણે જાણી શકતા નથી હા આપણામાં દીનતા અને શરણભાવના ભગવત્કૃપાથી આવ્યાં હોય તો પછી ભગવાનની પ્રસન્નતા માટે શંકા જ રહેતી નથી

ભગવાનની કૃપાના અધિકારી બનવું એ તો મહાભાગ્ય છે. પ્રભુમાં વિશ્વાસ રાખીને આપણે જો રહીએ તો પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ આવતો નથી ...જ્ઞાન અને ભક્તિ એ બે સાધનો આજે શક્તિહીન થઈ ગયા છે, એટલે ભગવાનનાં આધ્યાત્મિક ચરણારવિંદના શરણનો પ્રસંગ પણ બહુ વિરલ થઈ પડ્યો છે, એટલે સત્સંગ અને ભાગવત એ બે ભગવાનનાં આધિભૌતિક ચરણારવિંદોની જ વાત કરવાની રહે છે.' (પૃ. ૨૭૦) એમ એમણે શ્રીમદ્ ભાગવતના પાઠ–ચિંતન–મનનના કાર્યને આજના કપરા સમયમાં ઉપાડી લેવા અનુરોધ કર્યો છે.

'હરિકીર્તન' એ સ્વતંત્ર લેખમાં મહારાષ્ટ્ર-ગુજરાતમાં ચાલતી હરિકીર્તનની પ્રણાલીનો પરિચય આપી 'હરિકીર્તન' પ્રવૃત્તિને વહેલામાં વહેલી તકે અપનાવવાની હિમાયત કરવામાં આવી છે.

ઉપરના ત્રણ વિભાગોમાં સમાવેશ ન પામી શકે તેવા કેટલાક છૂટા લેખો છે, જેમાં ચરિત્રાત્મક કોટિના 'શ્રીશંકરાચાર્ય' 'સ્વ પ્રો. મગનલાલ ગણપતિરામ શાસ્ત્રી' 'સ્વામી અદ્વૈતાનંદ' અને છેલ્લે 'મોહનભાઈ, એક આદર્શ વૈષ્ણવ' એ લેખો તે તે વિભૂતિનો પરિચય –એમની સેવા અને એમના ગુણોનું દર્શન ટૂંકમાં રજૂ કરી આપે છે. આ છેલ્લા વિભાગમાં દાખલ કરી શકાય, અથવા તો સૌથી પહેલા બ્રહ્મવિદ્યા વિષયમાં પણ સમાવેશ કરવા ધારિયે તો કરી શકાય તેવાં બે વ્યાખ્યાનો 'મહર્ષિ અરવિંદનો સંદેશ' અને 'ભારતીય તત્ત્વચિંતનમાં શ્રી અરવિંદનો ફાળો' છે. શ્રી અરવિંદ સમર્થ તત્ત્વચિંતક આર્ષદ્રષ્ટા ઋષિકોટિના મહાપુરુષ હતા એ એમના જીવન અને લેખન–ઉદ્બોધન ઉપરથી સ્પષ્ટ છે. પ્રો. ભટ્ટે શ્રી અરવિંદના તત્ત્વજ્ઞાનનો ઊંડો અભ્યાસ કર્યો હતો. શ્રી અરવિંદે વેદ ઉપનિષદ ગીતા બ્રહ્મસૂત્ર ભાગવત આદિ પ્રસ્થાનોના ઊંડા અભ્યાસ પછી એમની વિચારધારાને વહેતી મૂકી હતી. એમણે પોતાના તત્ત્વજ્ઞાનને પ્રાચીન સંપ્રદાયની ભૂમિકા ઉપર મૂકી દીધું

છે એ જ એમની વિશિષ્ટતા છે, છતાં પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો પણ એમનો પરિચય સર્વોચ્ચ કોટિનો છે. શ્રીવલ્લભાચાર્યજીના સિદ્ધાંતો સાથે શ્રી અરવિંદના સિદ્ધાંતોનો ઘણો સુમેળ છે. 'શ્રી અરવિંદની સાધના ઊર્ધ્વલોકના પ્રકાશને જગતમાં ઉતારી માનવજીવનને દિવ્ય બનાવવા માટે છે.' (પૃ. ૩૨૧) આ વસ્તુ પ્રો. ભટ્ટે બંને વ્યાખ્યાનોમાં સ્પષ્ટ કરી આપી છે. શ્રી અરવિંદ એક ઉચ્ચ કોટિના યોગી હતા અને તેથી એમનું દર્શન અનુભવાત્મક પણ હતું; એમાં ભારતીય તત્ત્વજ્ઞાનના છેક વેદથી લઈ આચાર્યોનાં ભાષ્યો સુધીના ગ્રંથોના વાચન-મનનથી સબળ પોષણ મળ્યું હતું. એમનો દિવ્ય જીવનનો સંદેશ સમગ્ર વિશ્વના કલ્યાણ માટેનો જ હતો. એમણે આપેલા બોધ તરફ આજે સજાગ રહેવાની ભારે જરૂર ઉપસ્થિત થઈ છે ત્યારે પ્રજાઓ આપસઆપસનાં વેર-ઝેરમાં અને માત્ર ભૌતિક શ્રેષ્ઠતા પ્રાપ્ત કરવામાં પોતાના કિંમતી જીવનને વેડફી રહી છે એનું શ્રી અરવિંદને દુઃખ હતું તેટલું જ્ઞાનમૂર્તિ ભક્તહૃદય પ્રો. ભટ્ટને પણ હતું જ એ આ ભાષણોમાં જોવા મળે છે. 'ભારતીય તત્ત્વચિંતનમાં શ્રી અરવિંદનો ફાળો' એ લેખના ૧૭ વાક્યખંડોમાં પ્રો. ભટ્ટ શ્રી અરવિંદના સિદ્ધાંતોની વ્યાપકતા, એમના તત્ત્વદર્શનની સર્વોપકારક ઉપયોગિતા આદિનો ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસની સરખામણીએ પરિચય સુલભ કરી આપે છે. શ્રી અરવિંદનું તત્ત્વદર્શન સમજવા આ છેલ્લું વ્યાખ્યાન ખૂબ જ મહત્ત્વનું છે.

નાના મોટા અહીં સંગૃહીત થયેલા ૩૧ લેખો ''ઉપરાંત હજી પ્રો. ભટ્ટના ગુજરાતી સંખ્યાબંધ લેખો બાકી છે. એ બધા પણ સંગૃહીત થઈ છપાય તો અધિકારીઓને ઉચ્ચ વિચારો અપનાવવામાં સહાયક થઈ પડે તેવા છે. 'અનુગ્રહ' માસિકમાં એમની લેખમાલા ચાલુ હતી. માંદા પડી જવાથી એ બંધ રહેલી, તે ફરી શરૂ કરી શકાઈ નહોતી.

પ્રો. ભટ્ટ આજના યુગમાં એક એવા મહાપુરુષ હતા કે જેમનામાં જીવનની ઊંડી સૂઝ હતી. આરંભમાં જ બતાવવામાં આવ્યું છે તે પ્રમાણે સમન્વયબુદ્ધિનો એમનામાં અજબ ગુણ હતો. કે. વા. ડૉ. આનંદશંકર ધ્રુવની જેમ એમનું વાચન પણ વિશાળ હતું. બેશક પ્રમાણમાં એમણે ઓછું લખ્યું છે, પરંતુ એમની ભૂમિકા કે. વા. ધ્રુવની લગભગ સમાંતર હતી એમ કહેવામાં જરાપણ અત્યુક્તિ નથી. એમના લેખનમાં વિચારની અને અનુભવની પ્રૌઢિનાં દર્શન થયા વિના રહેતાં નથી.

આવા ભક્તહૃદય વિદ્વદ્‌રીણ વૈષ્ણવરાજનાં લેખો-વ્યાખ્યાનો એક સ્થળે સુલભ કરી આપવા બદલ 'ગુજરાત પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ., વડોદરા'ના સંચાલકો ધન્યવાદને પાત્ર છે. અને સાભાર નોંધવું જોઈયે કે 'પ્રાસ્તાવિક' લખી આપવાની મને સુવિધા કરી આપવાથી હું મારા એક વડીલ અને આદર્શરૂપ પ્રો. ભટ્ટ જેવા મહાનુભાવ મહાપુરુષ તરફની ભાવના વ્યક્ત કરી શકયો છું અને એ રીતે કૃતાર્થતા અનુભવું છું.

અમદાવાદ–૬
તા. ૨૦–૫–૧૯૬૬

કેશવરામ કા. શાસ્ત્રી

# અનુક્રમણિકા





સ્વ. પ્રો. ગોવિંદલાલ હ. ભટ્ટ

જન્મ તા. ૭-૯-૧૯૦૧  અવસાન તા ૪-૪-૧૯ ૫

# વેદનું તત્ત્વનિરૂપણ

ઋગ્વેદ એ જગતનો પ્રાચીનમાં પ્રાચીન ગ્રંથ છે. વૈદિક કાલમાં નીતિ અને તત્ત્વજ્ઞાન વિષે આર્યોની કેવી ભાવના હતી અને તેઓ તે ભાવના જીવનમા કેવી રીતે ઉતારતા હતા તેનો ખ્યાલ વેદના મંત્રો ઉપરથી આવી શકે છે. ઋગ્વેદની માફક અથર્વવેદ પણ આ વિષયમાં સારો પ્રકાશ નાખે છે.

વૈદિક આર્યોનુ જીવન બહુ સરળ અને ભાવપૂર્ણ હતું. વર્તમાન કાલની જીવનની જટિલતા વૈદિક કાલમાં ન હતી, પરંતુ પરમ શાંતિ અને શ્રદ્ધા એ બે તત્ત્વો ઉપર જીવનની ઇમારત ચણાયેલી હતી. જીવન સર્વથા આનંદમય હતું. આર્યો સમસ્ત વિશ્વને દૃઢ આશાવાદથી નીરખતા હતા. વૈરાગ્ય અને જગતના મિથ્યાત્વની ભાવના તે વખતે જોવામાં આવતી ન હતી. વિશ્વનું નિરીક્ષણ આ પ્રકારનુ હોવાથી આર્યોનું આધ્યાત્મિક જીવન અતિ ભાવપૂર્ણ અને પ્રેરણાદાયક હતું.

જગતના સર્વ પદાર્થોમાં પરમ ચૈતન્ય રહેલું છે એમ સામાન્ય રીતે માનવામાં આવતું હતું. સૂર્ય અને અગ્નિ, દ્યૌ અને પૃથ્વી, ઇંદ્ર અને

મરત, મિત્ર અને વરુણ, ઉષસ અને રાત્રિ ઇત્યાદિ દેવોની ભાવના આ જ કારણથી અસ્તિત્વમાં આવી હતી. આના પરિણામે અનેક દેવોની કલ્પના જોવામાં આવે છે. આ બધા દેવોની ભક્તિભાવથી ઋષિઓ સ્તુતિ કરે છે, તેમને ઉદ્દેશીને યજ્ઞો કરે છે અને આ રીતે પોતાના આત્માનું એક પ્રકારે સમર્પણ કરે છે. જ્યારે આર્યો દેવોની સ્તુતિ કરે છે, ત્યારે તેમનામાં બાળકની નિર્દોષતા જોવામાં આવે છે. કોઈ પણ પ્રકારનો દંભ રાખ્યા વિના બહુ જ સરળતાથી તેઓ દેવોની પ્રાર્થના કરે છે અને પશુ, પુત્ર વગેરે પદાર્થો આપીને દેવો જીવનને વધારે સમૃદ્ધ અને આનંદમય બનાવે એ ભાવના વ્યક્ત કરે છે.

મનુષ્ય અપૂર્ણ છે તેનાથી ભૂલો થઈ જાય છે ભૂલો ન થાય તો તે મનુષ્ય નથી પણ દેવ છે. આ ભાવના જેમ આજે સ્વીકારવામાં આવે છે તેમ વૈદિક કાલમાં પણ સ્વીકારવામાં આવેલી છે. વરુણને ઉદ્દેશીને ઋષિ અનેક વાર કહે છે કે ' હે દેવ! જાણ્યે અજાણ્યે, દિવસે કે રાત્રિએ, એક કારણથી કે બીજા કારણથી અમારાથી જે પાપ થયાં હોય તેને માટે તમે અમને ક્ષમા આપો, અમે માનવ છીએ, ભૂલને પાત્ર છીએ, તો તમે અમારા ઉપર દયા લાવીને અમને ક્ષમા આપો અને અમારી બુદ્ધિને એવી રીતે સુધારો કે જેથી ભવિષ્યમાં અમારા હાથે પાપ ન થાય.' આ પ્રકારની પ્રાર્થનાથી આર્યો પોતાના જીવનનું શોધન કરતા હતા.

વૈદિક કાલમાં દ્યુત રમવાનો રિવાજ બહુ પ્રચલિત હતો. ઘણા લોકો જુગારમાં પાયમાલ થઈ જતા હતા. અંતર્યામી પરમાત્મા તેમને જુગાર ન રમવાની પ્રેરણા પણ કરતા હતા. આ વિષયમાં કવષ ઐલુષ ઋગ્વેદમાં ( ૧૦.૩૪,૧૩ ) કહે છે કે ' મને સવિતાદેવ આજ્ઞા કરે છે કે તું જુગાર રમીશ નહીં, તું ખેતી કર, તારું જે ધન છે તેનાથી તું સુખ

ભોગવ, તારી પાસે ગાયો છે, તારી સ્ત્રી છે, માટે આ આનંદ તું લે, અને જુગાર ન રમ.'

સત્કર્મોની પ્રશંસા અને દુષ્કર્મોની નિંદા અનેક મંત્રોમાં જોવામાં આવે છે. આંગિરસ ભિક્ષુ (ઋ. ૧૦.૧૧૭) ધન અને અન્નનું દાન કરવાનો ઉપદેશ આપતાં કહે છે કે 'केवलाघो भवति केवलादी (૬)– પોતે જ બધા પદાર્થોનો ભોગ કરે અને બીજાને ન આપે તે ખરેખર પાપી છે.' આ વિશ્વબંધુત્વની ભાવના વૈદિક સંસ્કૃતિમાં પદેપદે જોવામાં આવે છે. સત્યનો આગ્રહ અને અસત્યનો તિરસ્કાર કેટલાક મંત્રોમાં (ઋ ૪.૫.૫) સ્પષ્ટ રીતે જોવામાં આવે છે. અસત્ય બોલનારાઓને દેવો શિક્ષા આપે છે. વૈદિક આર્યોની આ નીતિભાવના ખરેખર આદર્શરૂપ છે અને ભારતની ઉત્તરકાલીન સંસ્કૃતિ ઉપર તેની ઊંડી અસર થયેલી છે.

મનુષ્યોની રુચિ ભિન્નભિન્ન હોય છે અને જેમ પાણી સર્વ સ્થળે પોતાની સપાટી પ્રમાણે રહે છે તેમ મનુષ્ય પણ પોતાના અધિકાર પ્રમાણે દેવની સ્તુતિ કરે છે. દેવોની સંખ્યા અનંત છે; છતાં પણ વૈદિક આર્યોએ વર્ગીકરણ કરીને તેત્રીસ દેવો સ્વીકાર્યા છે અને દ્યૌઃ, અંતરિક્ષ અને પૃથ્વી એ ત્રણ ભાગમાં વહેંચી નાખ્યા છે. જે દેવ જેને વધારે અનુકૂળ જણાય છે તે દેવની તે માણસ સ્તુતિ કરે છે અને તેનો પરમ ભક્ત બની જાય છે. જ્યારે ભક્તિભાવ બહુ જ વધી જાય છે ત્યારે તે ઋષિ પોતાના ભજનીય દેવને જ સર્વશ્રેષ્ઠ એક પરમ તત્ત્વ તરીકે માને છે. બીજા બધા દેવો હોય છે, છતાં આ વિશિષ્ટ ભક્તને પોતાનો દેવ જ શ્રેષ્ઠ છે, તે જ એક પરમ ઈશ્વર છે એવી ભાવના સ્વાભાવિક રીતે થાય છે. આ પ્રમાણે અનેકદેવવાદમાંથી એકદેવવાદ અથવા એકેશ્વરવાદ તરફ જવાનો માર્ગ ખુલ્લો થાય છે.

સૂર્ય અને ચન્દ્ર, દિવસ અને રાત્રિ, વસંત અને ગ્રીષ્મ ઇત્યાદિ ઋતુઓ, પત્ર અને પુષ્પ ઇત્યાદિ પદાર્થોનું સ્વરૂપ બહુ નિયમિત હતું. એ તત્ત્વ ઉપર આર્યોએ ધ્યાન આપીને એક 'ઋત' અથવા 'સત્ય' અથવા 'વ્રત'ની ભાવના કલ્પેલી છે આ નિયમનું શાસન કરવાનું કાર્ય વરુણદેવનું છે વિશ્વમાં લોકો સત્યનું અથવા વ્રતનું પાલન કરે છે કે નહી તેની દેખરેખ વરુણના દૂતો રાખે છે અને નિયમનો ભંગ કરનારને શિક્ષા આપે છે આવા અપરાધી પુરુષોને વરુણ દોરડાથી બાંધે છે. આ પુરુષો પાશમાંથી મુક્ત થવા માટે વરુણની સ્તુતિ કરે છે અને વરુણ તેમને મુક્ત પણ કરે છે આ 'ઋત'ની ભાવનામાંથી જ આગળ જતાં સચ્ચિદાનંદ બ્રહ્મની ભાવના ઉદ્ભવ પામી છે.

આર્યો આ જીવનમાં સદાચારી વ્રત પાળીને પરલોકમાં પિતૃઓ અને દેવોની સાથે અનંત આનંદ ભોગવવાની આશા રાખે છે પરલોકનો અધિષ્ઠાતા દેવ યમ છે યમના ચાર આંખોવાળા બે દૂતો બધી દેખરેખ રાખે છે અને મરણ પામેલા મનુષ્યના આત્માને પરલોકમાં લઈ જાય છે ત્યાં આત્મા અમૃતત્વ ભોગવે છે જે માર્ગે પિતૃઓ પરલોકમાં ગયા છે તેને પિતૃયાણ કહેવામાં આવે છે અને જે માર્ગે દેવો જાય છે તે માર્ગને દેવયાન કહેવામાં આવે છે. આ પિતૃયાણ અને દેવયાનનું સ્વરૂપ આગળ જતાં તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં બહુ જ ફરી ગયેલું છે અહીં એક વાત આપણું ધ્યાન ખેંચે છે અને તે એ કે વૈદિક આર્યો – ખાસ કરીને ઋગ્વેદ કાળના આર્યો – પુનર્જન્મનો સિદ્ધાંત સ્વીકારતા નથી પછીના કાળમાં પુનર્જન્મની ભાવનાએ કેવો ભાગ ભજવ્યો છે તેનો ઇતિહાસ બહુ રસપ્રદ છે

અનેકદેવવાદમાંથી એકશ્રેષ્ઠદેવવાદ, એકશ્રેષ્ઠદેવવાદમાંથી એકેશ્વરવાદ અને અદ્વૈતવાદ કેવી રીતે વિકાસ પામ્યા છે તે ઋગ્વેદ ઉપરથી

સ્પષ્ટ જણાય છે. અનેક દેવો એક જ દેવનાં સ્વરૂપો છે એ માન્યતા દીર્ઘતમસ ઋષિના સૂક્તમાં ( ઋ. ૧. ૧૬૪ ) જોવામાં આવે છે. ઋષિ કહે છે કે આ સૂર્યને લોકો ઇંદ્ર, મિત્ર, વરુણ અને અગ્નિ કહે છે. એક જ તત્ત્વને ઋષિઓ અનેક પ્રકારે વર્ણવે છે, તેને અગ્નિ, યમ અને માતરિશ્વા તરીકે વર્ણવે છે. અનેક પદાર્થોમાં એક જ અનુસ્યૂત પદાર્થ રહેલો છે એ વાત આ મંત્રમાં કહેવામાં આવેલી છે. ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં આ અદ્વૈત ભાવનાએ બહુ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે અને આ પ્રકારે વૈદિક તત્ત્વજ્ઞાનનો ફાળો ચિરસ્મરણીય છે.

તત્ત્વજ્ઞાનમાં મુખ્ય પ્રશ્ન જીવ, જગત અને પરમાત્મા છે. જીવાત્મા એ પરમતત્ત્વનું સ્વરૂપ છે એમ વૈદિક સૂક્તો ઉપરથી જણાય છે જીવ મિથ્યા છે, કલ્પિત છે અથવા પ્રતિબિંબ છે, એ ભાવના ઋગ્વેદમાં જોવામાં આવતી નથી. જગતની ઉત્પત્તિ કેવી રીતે થઈ એ એક કૂટ પ્રશ્ન છે. કોઈક સ્થળે એમ કહેવામાં આવ્યું છે કે ( ઋ. ૧૦. ૧૨૧ ) ' પ્રથમ હિરણ્યગર્ભ સર્વ ભૂતોના પતિ તરીકે જન્મ પામ્યા અને તેમણે દ્યૌ અને પૃથ્વી એ બેને ધારણ કરી. તે બળ આપનાર છે અને બધા દેવો તેમની ઉપાસના કરે છે. તે સર્વ જગતના ઈશ્વર છે. ' આ પ્રમાણે વર્ણન કરતાં ઋષિ દરેક મંત્રને અંતે કહે છે કે कस्मै देवाय हविषा विधेम। કયા દેવને અમે હવિષથી પૂજીએ ? ' આ સૂક્તમાં હિરણ્યગર્ભને જ પરમ તત્ત્વ માનીને જગતની ઉત્પત્તિ અને સ્થિતિ તથા શાસન કરવાનું કાર્ય તેમને જ સોંપવામાં આવેલું છે. કેટલેક સ્થળે વાણીને ( ઋ. ૧૦. ૧૨૫ ) તો કેટલેક સ્થળે વિશ્વકર્માને ( ઋ. ૧૦. ૮૧, ૮૨ ) પરમ તત્ત્વ માનીને જગતના આધાર તરીકે સ્વીકારવામાં આવેલા છે. એક સ્થળે ( ઋ. ૧૦. ૭૨ ) બ્રહ્મણસ્પતિના સૂક્તમાં જગતની ઉત્પત્તિની પ્રક્રિયા બહુ સરસ રીતે વર્ણવેલી છે. ઋષિ કહે છે કે (૪) ' અદિતિમાંથી દક્ષ ઉત્પન્ન થયા અને દક્ષમાંથી અદિતિ ઉત્પન્ન થયાં. આ વર્ણનમાં

ઉત્પત્તિપ્રક્રિયાની ત્રણ ભૂમિકાઓ જોવામાં આવે છે. પ્રથમ એક તત્ત્વ, પછીથી તેમાંથી ઉત્પન્ન થતું બીજું તત્ત્વ અને પછીથી બીજા તત્ત્વમાં પ્રવેશ કરનાર પ્રથમ તત્ત્વ – જે આ દશામા ઈશ્વર તરીકે ઓળખાય છે તે.

પુરુષસૂક્તમાં ( ઋ. ૧૦. ૯૦ ) જગતની ઉત્પત્તિનું વર્ણન બહુ મનોહર શૈલીમાં કરવામાં આવેલું છે. પુરુષમાંથી સર્વ જગતની ઉત્પત્તિ થયેલી છે. આ વર્ણનમાં ' પુરુષમાંથી વિરાટ ' અને ' વિરાટમાંથી પુરુષ ' એમ જે કહેવામાં આવેલું છે તેમાં પહેલાં જણાવ્યું તે પ્રમાણે દક્ષ અને અદિતિની માફક ઉત્પત્તિપ્રક્રિયાની ભૂમિકાઓનું જ સૂચન છે. આ સૂક્તમાં બ્રહ્મવાદની ભૂમિકા રચાયેલી જોવામાં આવે છે.

પણ આ બધાં વર્ણનો કરતાં *નાસદીય સૂક્ત* ( ઋ. ૧૦. ૧૨૯ )નું વર્ણન અનેક રીતે આકર્ષક છે. પ્રથમ સત પણ ન હતું અને અસત પણ ન હતું. રજ ન હતું અને વ્યોમ ન હતું. સર્વ ગાઢ અંધકારથી વ્યાપ્ત હતું. ઋષિ પ્રશ્ન પૂછે છે કે તે વખતે જલ હતું ? તે વખતે મૃત્યુ ન હતું તેમ અમૃત પણ ન હતું; રાત્રિ ન હતી તેમ દિવસ પણ ન હતો; ફક્ત એક તત્ત્વ પોતાની શક્તિથી જ વાત વિના પ્રાણ લેતું હતું. આ બધું અંધકારમય હતું, બધું જલ હતું. આરંભમાં મનના પ્રથમ કાર્યરૂપે કામનો આવિર્ભાવ થયો અને ઋષિઓએ પોતાના હૃદયમાં જ અસતને સતના કારણ તરીકે શોધી કાઢ્યું. છેલ્લા મંત્રમાં (૭) ઋષિ બહુ જ સ્પષ્ટતાથી કહે છે કે ' જે તત્ત્વમાથી આ જગત ઉત્પન્ન થયું છે તેણે તેનું તત્ત્વ ધારણ કર્યું છે કે નહીં, પરમ વ્યોમમાં જે આ જગતનો અધ્યક્ષ છે તે જ ખરેખર આ બધું જાણે છે અથવા તો તે જાણતો નથી. '

આ ભાવવૃત્ત સૂક્ત વૈદિક તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ બહુ મહત્ત્વનું છે. જગતના આદિ કારણની શોધ કેવી તાર્કિક પદ્ધતિએ કરવામાં આવી છે

એ આ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. પરમ તત્ત્વની શોધ ઋષિઓ હૃદયમા કરતા હતા અને વૈદિક કાળમા પણ હૃદયને મનનુ – ચિતનનુ – સ્થાન માનવામા આવતુ હતુ, એ વાત આપણુ ધ્યાન ખેચે છે સર્વથી મહત્ત્વની વાત તો એ છે કે ઋષિ પરમતત્ત્વની ચર્ચામા પોતાને શકા રહે છે એ પ્રમાણે મુક્તકઠે સ્વીકાર કરે છે. તત્ત્વચિતનમા શકા કરવાની વૃત્તિ અતિ આવશ્યક છે શકાની કસોટી ઉપર તત્ત્વજ્ઞાનની પરીક્ષા થાય છે વૈદિક ઋષિઓની આ શકાશીલ વૃત્તિ પછીના ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમા જોવામા આવતી નથી અને એક જ પ્રકારના માર્ગે વિચારોનો પ્રવાહ ચાલ્યા કરે છે આ રીતે વૈદિક કાળનો તત્ત્વચિતક પાશ્ચાત્ય તત્ત્વચિતકોના જેવો તર્કપ્રધાન બનવાથી આપણા આદરનુ પાત્ર બને છે હૃદયમા પરમ તત્ત્વની – અસત અર્થાત્ અવ્યક્ત પદાર્થની – જે શોધ કરવામા આવે છે તે ઉપરથી એક બીજી વાત પણ સ્પષ્ટ થાય છે અને તે એ કે પરમતત્ત્વ મનવાળુ છે, કેવળ પરા ચેતના છે વેદાતના બ્રહ્મમા અને સાખ્યના પુરુષમા જે પ્રમાણે કેવળ ચૈતન્ય જોવામા આવે છે તે જ પ્રમાણે વૈદિક કાળમા પણ પરમતત્ત્વમા કેવળ ચૈતન્ય જોવામા આવે છે વેદાત અને સાખ્યની કલ્પનાનુ મૂળ આ ઋગ્વેદનુ નાસદીય સૂક્ત છે એમ સ્પષ્ટ જણાય છે.

ઋગ્વેદની માફક અથર્વવેદમા પણ તત્ત્વજ્ઞાની મીમાસા અમુક પ્રમાણમા કરવામા આવેલી છે. તાત્ત્વિક ચર્ચા કરનારા ઋગ્વેદના કેટલાક સૂક્તો અથર્વવેદમા પણ જોવામા આવે છે. નારાયણ ઋષિ પાર્ષ્ણિસૂક્તમા ( અથર્વવેદ ૧૦. ૨ ) પ્રશ્નો દ્વારા બ્રહ્મના સ્વરૂપ ઉપર સારો પ્રકાશ નાખે છે અધ્યાત્મસૂક્તમા ( ૧૧. ૮ ) તો આધ્યાત્મિક પ્રકારે ચર્ચા કરીને પુરુષની ઉત્પત્તિ દર્શાવવામા આવેલી છે વિવાહસૂક્તમા (અથર્વ. ૯=ઋ ૧૦ ૮૫ ) દર્શાવેલી વિવાહપદ્ધતિ પ્રમાણે આત્માનુ લગ્ન કરવામા આવે છે સકલ્પના ઘરમાથી આકૃતિને મન્યુ લઈ જાય છે,

તપ અને કર્મ એ પ્રેમ કરનારી વ્યક્તિઓ છે અને બ્રહ્મ એ મુખ્ય પ્રેમી છે આ રીતે આત્માનુ બ્રહ્મની સાથે લગ્ન થાય છે, આત્મા અને બ્રહ્મનુ અદ્વૈત સિદ્ધ થાય છે આ પ્રમાણે બ્રહ્મવિદ્યાના સૂક્તમા ( અ ૪ ૧ ) અને આત્મવિદ્યાના સૂક્તમા ( અ ૪ ૨ ) વેન ઋષિ પણ બ્રહ્મનો વિચાર બહુ સરસ રીતે કરે છે

આ રીતે વૈદિક કાલના ઋષિઓએ પવિત્ર જીવન ગાળીને તત્ત્વજ્ઞાનના પ્રશ્નોનો વિચાર કરેલો છે અને માનવજીવનને આશાવાદ અને પ્રભુતાથી અતિ બળવાન બનાવીને ભારતીય સસ્કૃતિને અમર કરી છે



# છાન્દોગ્ય ઉપનિષદ્

છાન્દોગ્ય ઉપનિષદ એ સામવેદનુ એક મુખ્ય ઉપનિષદ છે અને સર્વ ઉપનિષદોમા, બૃહદારણ્યક ઉપનિષદની માફક, વિસ્તારમા મોટુ છે જેવો તેનો વિસ્તાર મોટો છે તેવુ તેનુ તત્ત્વજ્ઞાન પણ મહત્ત્વનુ છે તેમા અનેક તત્ત્વચિન્તકોની વિચારધારાઓનો પ્રવાહ વહી ગ્યો છે વૈદિક સાહિત્યમા સામવેદનું સ્થાન પહેલા પ્રથમ હતુ, કારણકે યજ્ઞોમા દેવો સામવેદના ગાનથી જ પ્રસન્ન થઈ યજમાનની બધી ઇચ્છાઓ પૂર્ણ કરતા હતા આ જ કારણથી ભગવદ્ગીતામા ભગવાન કૃષ્ણે કહ્યુ કે " વેદોમા સામવેદ છુ સામવેદ એ વાસ્તવિક રીતે ભક્તિમાર્ગનો પ્રથમ ગ્રથ છે ભક્તિસૂત્રોના રચનાર શાણ્ડિલ્ય ઋષિનો ઉપદેશ છાન્દોગ્ય ઉપનિષદમા જ આવે છે, એટલુ જ નહિ પણ ભગવદ્ગીતાનો ઉપદેશ કરનાર કૃષ્ણ પોતે છાન્દોગ્ય ઉપનિષદમા ઘોર આંગિરસ નામના મુનિ પાસે ઉપદેશ લેવા જાય છે અને તેમણે જે ઉપદેશ મેળવ્યો તેનો જ વિસ્તાર તેમણે પોતાની ગીતામા કરેલો છે આ રીતે ઉપનિષદોમા છાન્દોગ્ય ઉપનિષદની જે મહત્તા સ્વીકારવામા આવેલી છે તે સર્વથા યોગ્ય છે

છાન્દોગ્ય ઉપનિષદ બહુ પ્રાચીન છે. તે ગદ્યમાં છે અને તેના આઠ પ્રપાઠકો – અધ્યાયો – છે. દરેક પ્રપાઠકમાં ખણ્ડો છે. આરમ્ભમાં જ ઉદ્‌ગીથની – પ્રણવની – ઓમ્‌કારની – ઉપાસનાનું મહત્ત્વ સમજાવવામાં આવેલું છે. ત્રણે વેદોનો આરમ્ભ ઓમ્‌કારથી જ થાય છે અને તેની જ ઉપાસનાથી સર્વ પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. પ્રણવનો મહિમા ગાતાં કૃષ્ણે ગીતામાં કહ્યું કે સર્વ વેદોમાં પ્રણવ હું છું. પતંજલિએ પણ યોગસૂત્રોમાં કહ્યું કે પ્રણવનો અર્થ પરમાત્મા છે. જ્ઞાન, શ્રદ્ધા અને અધ્યાત્મવિદ્યા મેળવીને જે ક્રિયા કરવામાં આવે તો તે ક્રિયા બહુ બળવાન બને છે. અર્થાત્ જ્ઞાન અને કર્મના સમુચ્ચયની ખાસ જરૂર છે. આ પ્રણવવિદ્યાનું જ્ઞાન મેળવવા બ્રાહ્મણ તત્ત્વચિન્તકો પ્રવાહણ જૈવલિ જેવા ક્ષત્રિય તત્ત્વચિન્તક પાસે શિષ્યભાવે જાય છે એ બાબત આપણું ધ્યાન ખેંચે છે. ઉષસ્તિ ચાક્રાયણનો પ્રસંગ આપણને આપદ્‌ધર્મના સ્વરૂપનો ખ્યાલ આપે છે.

બીજા પ્રપાઠકમ સામમન્ત્રોની સવિસ્તર ચર્ચા કરવામાં આવે છે. તેને અંગે ધર્મના સ્વરૂપનો પણ વિચાર કરવામાં આવેલો છે. ધર્મને સિદ્ધ કરવાના ત્રણ પ્રકારો છે. યજ્ઞ, અધ્યયન અને દાન એ પ્રથમ પ્રકાર છે; તપ એ બીજો પ્રકાર છે; અને મરણ સુધી બ્રહ્મચારી રહીને ગુરુને ત્યાં વિદ્યા ભણવા રહેવું એ ત્રીજો પ્રકાર છે. આ ત્રણે સાધનો કરનારા મનુષ્યો પવિત્ર લોકમાં જાય છે અને બ્રહ્મનું ચિન્તન કરતાં કરતાં અમરતા – મોક્ષ – પ્રાપ્ત કરે છે.

ત્રીજા પ્રપાઠકમાં આદિત્યની ઉપાસનાનો મહિમા ગાવામાં આવ્યો છે. આદિત્ય એ દેવોનું મધ છે, અને ગાયત્રી એ આ બધું વિશ્વ છે. આ જ પ્રપાઠકમાં શાણ્ડિલ્યવિદ્યાનું વર્ણન છે. શાણ્ડિલ્ય ઋષિ ઉપદેશ કરે છે કે सर्वं खल्विदं ब्रह्म, આ બધું ખરેખર બ્રહ્મ છે; આ બ્રહ્મમાંથી જગત ઉત્પન્ન

થયુ છે, આ બ્રહ્મને લીધે જ જગતની સ્થિતિ છે, અને આ બ્રહ્મમા જ જગતનો લય થાય છે આ પ્રકારના બ્રહ્મની ઉપાસના મનુષ્યે શાન્ત ચિત્તથી કરવી જોઈએ મનુષ્ય વાસનાથી ભરેલો છે જેવા પ્રકારની તેની વાસના હશે તે પ્રમાણે તેની મરણ પછી ગતિ થશે તેથી મનુષ્યે બ્રહ્મની જ ઉપાસના કરવી આ પ્રપાઠકમા મહિદાસ ઐતરેય નામના તત્ત્વચિન્તકનો જે ઉપદેશ વર્ણવ્યો છે તે મનનીય છે મહિદાસ કહે છે કે પુરુષો વાવ યજ્ઞ:, પુરુષ ખરેખર યજ્ઞ છે તેમણે મનુષ્યનુ પૂર્ણ જીવન ૧૧૬ વર્ષનુ માનેલુ છે માનવજીવનને યજ્ઞ માનવામા આવેલો છે, અને જેમ યજ્ઞમા પ્રાત સવન, માધ્ય દિન સવન અને તૃતીય સવન એ પ્રમાણે ત્રણ સવનો હોય છે તેમ મનુષ્યના જીવનમા પ્રથમના ૨૪ વર્ષ એ પ્રાત સવન છે, પછીના ૪૪ વર્ષ માધ્ય દિન સવન છે અને છેલ્લા ૪૮ વર્ષ તૃતીય સવન છે ઘોર આાંગિરસ મુનિ દેવકીપુત્ર કૃષ્ણને ઉપદેશ આપતા કહે છે કે જેરી રીતે મનુષ્યનુ સમસ્ત જીવન યજ્ઞ છે તેવી રીતે મનુષ્યની રોજની ક્રિયા પણ માનવયજ્ઞના જુદા જુદા અ ગો છે, દા ત મનુષ્યને જે ખાવાની અને પીવાની હરજ્ઞ થાય છે, તે મનુષ્યના જીવનયજ્ઞની દીક્ષા છે, તપ, દાન, સરલતા, અહિંસા અને સત્ય વચન એ યજ્ઞની દક્ષિણા છે, મરણ એ યજ્ઞની અવભૃથક્રિયા અન્તિમ સ્નાન ક્રિયા છે માનવજીવનની આ યજ્ઞાત્મક ભાવના એટની બધી ભ ય છે કે જગતના સર્વ વિચારકો આશ્ચર્યમુગ્ધ બની જાય છે ગીતામા આ જ વિચારધારાનો પ્રવાહ બહુ વેગથી વહી રહ્યો છે

ચોથા પ્રપાઠકમા સવર્ગ વિદ્યાનું રસમય વર્ણન છે જાનશ્રુતિ પૌત્રાયણ નામનો રાજા લોકોને શ્રદ્ધાપૂર્વક દાન આપતો હતો, રોજ પોતાને ત્યા ઘણા માણસોને જમાડતો હતો અને લોકો પોતાનુ અન્ન જમે એટલા માટે તેણે સર્વત્ર આશ્રમો બધાવ્યા હતા અને સદ વ્રત

ચાલુ કર્યું હતુ તે રૈકવમુનિની પાસે ગયો અને તેમ ની પાસેથી સવર્ગ-વિદ્યા પ્રાપ્ત કરી દેવોમા પ્રાણ સવર્ગ, સર્વનુ મૂળ, છે અને ઇન્દ્રિયોમા પ્રાણ સવર્ગ છે એ સવર્ગવિદ્યાનુ તાત્પર્ય છે આ જ પ્રપાઠકમા સત્યકામ જાબાલની વાત આવે છે તે હારિદ્રુમત ગૌતમ નામના ઋષિને ત્યા અધ્યયન કરવા જાય છે, સત્યવાણી બોલે છે અને તેથી ગુરુ તેના ઉપર પ્રસન્ન થઈ શિષ્ય તરીકે તેનો સ્વીકાર કરે છે ગુરુ તેને ગાયો ચરાવવા જગલમા મોકલે છે જગલમા પ્રાણીઓ સત્યકામને તત્ત્વવિદ્યાનો ઉપદેશ કરે છે જ્યારે સત્યકામ પાછો આવે છે ત્યારે તેનુ બ્રહ્મતેજ જોઈને ગુરુ કહે છે કે અલ્યા સત્યકામ ! તુ તો બ્રહ્મવિદ જેવો જણાય છે સત્યકામે નમ્રતાથી ગુરુજીને વિનતી કરી કે આપ મને ઉપદેશ આપો કારણકે આચાર્યની પાસેથી મેળવેલી વિદ્યા જ ઉત્તમ ફલ આપી શકે છે પછી ગુરુએ તેને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો

પાચમા પ્રપાઠકમા ઇન્દ્રિયોની સ્પર્ધાની રસિક કથા આવે છે બધી ઇન્દ્રિયોમા પ્રાણની શ્રેષ્ઠતા સિદ્ધ થાય છે પછી પચાગ્નિવિદ્યાનુ વર્ણન કરતા ઉપનિષદ મરણ પછી જીવની કેવી સ્થિતિ થાય છે અને ફરીથી તે કેવી રીતે જન્મ લે છે તેનુ નિરૂપણ કરે છે પ્રાચીનશાલ વિગેરે તત્ત્વ-ચિન્તકો को नु आत्मा किं ब्रह्म – આત્મા શુ છે ? બ્રહ્મ શુ છે ? એ પ્રમાણે બ્રહ્મની ચર્ચા કરે છે અને વધારે જ્ઞાન મેળવવા અશ્વપતિ કૈકેય નામના બ્રહ્મજ્ઞાની રાજા પાસે જાય છે

આ રાજાનુ રાજ્ય રામરાજ્ય જેવુ આદર્શ રાજ્ય હતુ રાજા પોતે જ કહે છે કે મારા દેશમા કોઈ ચોર નથી, કોઈ કજૂસ નથી, કોઈ દારૂડિયો નથી, કોઈ અગ્નિહોત્ર વિનાનો નથી, કોઈ અભણ નથી, કોઈ વ્યભિચારી નથી, તો કોઈ વ્યભિચારિણી સ્ત્રી તો ક્યાથી જ હોય ?

છઠ્ઠા પ્રપાઠકમાં શ્વેતકેતુ આરુણેયને એના પિતાએ तत्त्वमसि, તે તું છે, એનો જે ઉપદેશ આપેલો છે તે તો સુપ્રસિદ્ધ છે. પરમાત્મા જ જગદ્રૂપે પ્રકટ થયેલો છે, પરમાત્મા અને જીવાત્મા અભિન્ન છે, એટલે એકલા પરમાત્માના જ્ઞાનથી જ સર્વ પદાર્થનું જ્ઞાન થઈ શકે છે. એ આરુણિના ઉપદેશનું તાત્પર્ય છે. આચાર્યદ્વારા જ પુરુષને સાચું જ્ઞાન મળે છે અને સત્યનો આશ્રય લેનાર મનુષ્યને અગ્નિ પણ બાળી શકતો નથી એ ઉદાત્ત સિદ્ધાન્તો વિદ્વાન પિતા શ્વેતકેતુને બહુ સ્પષ્ટ રીતે સમજાવે છે. આ બધું જગત પહેલાં અસત હતું એ પ્રમાણે માનનારો વર્ગ છાન્દોગ્ય ઉપનિષદના સમયમા હતો એમ જણાય છે. બૌદ્ધ દર્શને ઉપનિષદના સમયની આવી વિચારધારામાથી પ્રેરણા મેળવી હોય એ સંભવિત છે. આરુણિએ તો આ અસદ્વાદનું ખંડન જ કરેલું છે. આરુણિના तत्त्वमसि વાક્યે તો ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં અસાધારણ સ્થાન પ્રાપ્ત કર્યું છે, અને વાસ્તવિક રીતે તે મહાવાક્ય જ છે.

સાતમા પ્રપાઠકમાં નારદમુનિ સનત્કુમારની પાસે આત્મવિદ્યા શીખવા જાય છે. નારદ કહે છે કે હું બધાય શાસ્ત્રો જાણું છું પણ આત્માને જાણતો નથી, અને આત્માને જાણનારો જ શોકને તરી જાય છે. સનત્કુમાર નારદને પરમાત્માની ભવ્યતા અને શ્રેષ્ઠતા ક્રમે ક્રમે સમજાવે છે. આ ઉપદેશને ભૂમવિદ્યા કહેવામાં આવે છે. પરમાત્મા સર્વથી ભૂમા – અધિક – છે; તે સુખ છે, અમૃત છે અને પોતાના જ મહિમામા પ્રતિષ્ઠા છે; તે વ્યાપક છે. તેથી જ્ઞાનથી મનુષ્ય કૃતાર્થ થાય છે. અંતે સનત્કુમાર કહે છે કે શુદ્ધ આહારથી અન્તઃકરણ શુદ્ધ બને છે, તેથી અન્તઃકરણની શુદ્ધિથી સ્મૃતિ દૃઢ થાય છે, અને સ્મૃતિની દૃઢતાથી બધાં બંધનો તૂટી જાય છે.

છેલ્લા પ્રપાઠકમાં દેવોનો પ્રતિનિધિ ઇન્દ્ર અને અસુરોનો પ્રતિનિધિ વિરોચન પ્રજાપતિ પાસે આત્મજ્ઞાનનો ઉપદેશ લેવા જાય છે. વિરોચન

જડ હોવાથી ઉપદેશનો અધિકારી બની શકતો નથી, પણ ઇન્દ્ર વિચારક હોવાથી ઉપદેશ ગ્રહણ કરી શકે છે. એકંદર ૧૦૧ વર્ષ તપશ્ચર્યા કર્યા પછી ઇન્દ્ર પ્રજાપતિનો ઉપદેશ ગ્રહણ કરી શકે છે. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓમાં આત્માની કેવા પ્રકારની સ્થિતિ હોય છે એ પ્રજાપતિએ સારી રીતે સમજાવ્યું છે. અસત્યનું શરણ લેનારા માણસો બ્રહ્મલોકને જાણી શકતા નથી એ પ્રજાપતિનો ઉપદેશ આજે પણ સ્વીકાર્ય છે. બધી અવસ્થાઓથી પર રહેલા બ્રહ્મની શોધ કરવી અને તેનું જ્ઞાન પ્રાપ્ત કરવું એ પ્રજાપતિની દહરવિદ્યાનું રહસ્ય છે.

ઉપનિષદ કહે છે કે મનુષ્યે નિયમ પ્રમાણે આચાર્યને ઘેર રહેવું, ત્યાં ગુરુજીનું કામ કરતાં કરતાં બાકી રહેલા વખતમાં અર્થ સાથે વેદો ભણવા, પછી રજા લઈ ઘેર આવી પોતાના કુટુમ્બમાં રહેવું અને પવિત્ર સ્થળમાં રહી ભણેલી વિદ્યાનો અભ્યાસ ચાલુ રાખવો. પોતાના પુત્રોને તથા શિષ્યો વગેરેને ધાર્મિક બનાવવા. પોતાના હૃદયમાં રહેલા આત્મામાં બધી ઇન્દ્રિયોને સ્થિર કરવી, અને કોઈની હિંસા કરવી નહિ. આ પ્રમાણે જીવનપર્યન્ત આયુષ્ય ગાળવાથી મનુષ્ય બ્રહ્મલોકને પામે છે અને ત્યાંથી તે પાછો આવતો નથી. છાન્દોગ્ય ઉપનિષદનો આ છેલ્લો ઉપદેશ આજે પણ આપણને પ્રેરણા આપનારો છે.

❀

# દેવર્ષિ નારદ

બ્રહ્મવિદ્યાના ઇતિહાસમાં દેવર્ષિ નારદનું નામ અતિ પ્રસિદ્ધ છે. નારદ પરિવ્રાજક ઉપનિષદ, નારદપંચરાત્ર, નારદસ્મૃતિ, નારદપુરાણ અને નારદભક્તિ સૂત્રો – આ સર્વ સાહિત્ય નારદના તત્ત્વજ્ઞાનથી ભરેલું છે, અને નારદનો વાસ્તવિક કીર્તિસ્થંભ છે. ગાય અને બ્રાહ્મણની મહત્તા દર્શાવનારાં બે બ્રહ્મગવી સૂક્તોમાં ( અથર્વવેદ ૫. ૧૮, ૧૯ ) નારદની હાજરીમાં જ ઋષિ ( મયોભૂઃ ) પોતાના વિચારો દર્શાવે છે. વશા ( ગાય ) દેવતાના સૂક્તમાં ( અથર્વવેદ ૧૨. ૪ ) કશ્યપ ઋષિ કહે છે કે નારદ બીજા દેવોની સાથે યજ્ઞની દક્ષિણારૂપે ગાય લઈ ગયા. ( અથર્વ૦ ૧૨. ૪, ૨૪, ૪૧ ) એક મંત્રમાં તો કસ્યપ ઋષિ નારદને ઉદ્દેશીને જ કહે છે કે ત્રંશુ વર્ષ પછી ભલે ગાય ચરવા જાય અને દાન આપવા માટે બ્રાહ્મણોની શોધ કરાય. ( અથર્વ૦ ૧૨. ૪. ૧૬ )

ઐતરેય બ્રાહ્મણમાં ( ૭. ૧૩ ) શુનઃશેપની કથા છે. તેમાં આરંભમાં જ કહેવામાં આવ્યું છે કે પર્વત અને નારદ એ બે ઋષિઓ ઇક્ષ્વાકુકુળના હરિશ્ચંદ્ર રાજાની પાસે જ રહેતા હતા. હરિશ્ચંદ્રે નારદને

પ્રશ્ન કર્યો કે ભગવન્ ! લોકો પુત્રની જે ઇચ્છા કરે છે તે શા માટે ? નારદે દસ શ્લોકોમા ઉત્તર આપતા કહ્યુ કે પિતા જો જીવતા પુત્રનુ મુખ જુએ તો તેને પોતાનુ ઋણ આપીને અમર બને છે, મોક્ષ મેળવે છે, પુત્ર દ્વારા બધા ભોગો મળી શકે છે, પુત્ર એ તો પિતાનુ નવુ રૂપ છે, પુત્ર જ્યોતિ છે, પુત્ર વિના લોક પણ નથી પછાથી નારદે રાજાને કહ્યુ કે પુત્રને માટે યત્ન કરી વરુણદેવની પ્રાર્થના કરો ઐતરેય બ્રાહ્મણમા આગળ (૭ ૩૪) સોમરસને બદલે બીજા રસનુ પાન કરવાના વિષયમા પર્વત અને નારદ એ બે ઋષિઓ સહદેવના પુત્ર સોમકને ઉપદેશ આપે છે વળી પર્વત અને નારદ અમ્બાષ્ઠ્ય અને યુધાંશ્રૌષ્ટિ એ બે રાજાઓને ઇન્દ્રાભિષેક કરે છે જેને પરિણામે એ રાજાઓ પૃથ્વીને જીતી શકે છે ( ઐતરેય બ્રા ૮ ૨૧ ) નારદ અગ્નિનુ પૂજન કરતા કહે છે કે હે અગ્નિ ! તમારુ તેજ સૂર્યના જેવુ છે, મને મૃત્યુથી બચાવો ( મૈત્રાયણી સંહિતા ૧ ૫, ૮ ) સામવિધાન બ્રાહ્મણમા ( ૩ ૯ ) નારદને બૃહસ્પતિના શિષ્ય તરીકે વર્ણવવામા આવેલા છે

નારદ સર્વ વેદો અને શાસ્ત્રોનુ અધ્યયન કરી સનત્કુમાર પાસે આત્મવિદ્યા મેળવવા જાય છે, કારણ કે આત્મવિદ્યા વિના શોક દૂર થઈ શકતો નથી ( છાન્દોગ્ય ઉપનિષદ્ ૭ ) સનત્કુમાર બ્રહ્મની મહત્તા અને વ્યાપકતા દર્શાવતા કહે છે કે આ બ્રહ્મમા જ સુખ છે, અલ્પ પદાર્થમા સુખ નથી નારદે આ ઉપદેશ સારી રીતે ગ્રહણ કર્યો અને ભગવાનના નામોનુ અને ગુણોનુ શ્રવણ, કીર્તન, સ્મરણ વગેરે કરવાનો ઉપદેશ આપી જગતને દુ ખમાથી બચાવવાનો પ્રયત્ન કરેલો છે ભારતીય તત્ત્વજ્ઞાનના સાહિત્યમા ઘણા ગ્રથો નારદની પ્રેરણાથી જ રચાયા છે તેમણે વ્યાસને જ્ઞાન આપ્યુ અને વ્યાસે મહાભારત અને પુરાણો રચ્યા તેમા પણ વ્યાસને આનંદ મેળવવા માટે નારદે પ્રભુની યશોગાથા રચવાની પ્રેરણા કરી અને વ્યાસે ભાગવત રચ્યુ ભાગવત એ તો વ્યાસની સમાધિ-ભાષા છે અને આજે પણ તેનુ મહત્ત્વ સચવાઈ રહ્યુ છે તેનો યશ

ખરેખર નારદને ઘટે છે. મહાભારત અને ભાગવતમાં નારદના તત્ત્વ-જ્ઞાનનો સારો ખ્યાલ આવે છે. રામાયણની કથા પણ નારદે જ વાલ્મીકિને કહી હતી, અને પાંચરાત્ર સંહિતાઓ પણ નારદને આભારી છે.

નારદ વિરક્ત છે; હાથમાં વીણા રાખીને નારાયણનું નામ ગાતાં ગાતા જગતમાં વિચરે છે. તેમણે નારદ પરિવ્રાજક ઉપનિષદ રચ્યું છે એમ આપણને જણાય છે. ઉપનિષદની ભાષા અને કેટલાક શબ્દો ઉપરથી એમ લાગે કે આ ઉપનિષદની રચના બહુ મોડી થયેલી હોવી જોઈએ. પણ નારદ અધ્યાત્મવિધિનું તત્ત્વ જાણે છે ( મહાભારત, શાન્તિપર્વ ૨૩૭ ), એટલે ઉપનિષદના વિચારો તેમને ખાતે જમે કરવામાં હરકત જણાતી નથી. આ ઉપનિષદમાં બ્રહ્મા નારદને મુક્તિનાં સાધનો દર્શાવે છે. તે કહે છે કે જ્યારે ખરેખરો વૈરાગ્ય ઉત્પન્ન થાય ત્યારે જ સંન્યાસ લેવો, નહિ તો ગૃહસ્થાશ્રમમાં રહેવું; સંન્યાસીએ સંમાનને ઝેર જેવું ગણવું, અપમાનને અમૃત જેવું ગણવું અને કોઈની સાથે વેર બાંધવું નહિ; દંડ રાખવાથી કે માથું મૂંડાવાથી કે ભગવાં વસ્ત્ર પહેરવાથી મુક્તિ મળતી નથી પણ જ્ઞાનથી જ મુક્તિ મળે છે. આ પ્રમાણે સંન્યાસનુ શુદ્ધ સ્વરૂપ દર્શાવી નારદને બ્રહ્મનું સ્વરૂપ સમજાવે છે. આ બ્રહ્મ વિષેનો ઉપદેશ શ્વેતાશ્વતર ઉપનિષદના શબ્દોમાં જ કરવામાં આવેલો છે. પરમાત્માની કૃપાથી તેમનો મહિમા જાણી શકાય છે એ આ ઉપદેશનુ રહસ્ય છે.

નારદે સ્મૃતિ રચી ધર્મશાસ્ત્રના વિષયનું સારું નિરૂપણ કરેલું છે.' તેમણે એક લાખ શ્લોકોના માનવધર્મશાસ્ત્રનો સંક્ષેપ કર્યો હતો. તેમના પછી માર્કંડેયે અને સુમતિ ભાર્ગવે વધારે સંક્ષેપ કર્યો હતો. નારદ-સ્મૃતિનો મુખ્ય આધાર મનુસ્મૃતિ છે. કેટલાક શ્લોકો તો બેયમાં સરખા છે, છતાં પણ કેટલીક બાબતોમાં નારદના વિચારો સ્વતંત્ર છે : દા. ત. ધર્મ કરતાં કુલનો આચાર વધારે મહત્ત્વનો છે. મહાભારત અને

કૌટિલ્યના અર્થશાસ્ત્રના કેટલાક શ્લોકો પણ નારદસ્મૃતિમા જોવામા આવે છે લઘુનારદ, બૃહન્નારદ અને જ્યોતિર્નારદ એ પ્રમાણે ગ્રંથોનાં નામો ધર્મશાસ્ત્રના ગ્રંથોમા જોવામા આવે છે. બાણ કવિ કાદંબરીમાં નારદના ધર્મશાસ્ત્ર ઉપરના કોઈ ગ્રંથનો નિર્દેશ કરે છે

બૃહદ્નારદપુરાણ એ અઢાર મહાપુરાણોમાનું એક મહત્ત્વનુ વૈષ્ણવ પુરાણ છે. તેમા વિષ્ણુભક્તિના દશ પ્રકારો વર્ણવવામા આવેલા છે: (૧) તામસ, (૨) રાજસ અને (૩) સાત્ત્વિક. એ ત્રણ પ્રકારમાં દરેકના પાછા ત્રણ વિભાગ છે: અધમ, મધ્યમ અને ઉત્તમ આ પ્રમાણે નવ પ્રકારો થાય છે, અને દશમો પ્રકાર તે ઉત્તમોત્તમ ભક્ત છે શ્રી વલ્લભાચાર્યે ભાગવત ઉપરની સુબોધિની ટીકામા ભક્તોના તામસ, રાજસ અને સાત્ત્વિક અને તેના પેટા વિભાગો આપેલા છે તેની પ્રેરણા આ પુરાણમાંથી મળી હોય એમ લાગે છે નારદપુરાણ એ બૃહદ્ નારદ-પુરાણ પછી રચાયુ હોય એમ તુલનાત્મક અભ્યાસથી જણાય છે. હાલમા મળતા નારદપુરાણમાં બે ભાગ છે: પૂર્વ અને ઉત્તર. પૂર્વ ભાગમા ૧૨૫ અધ્યાયો છે અને ઉત્તર ભાગમાં ૮૨ અધ્યાયો છે. પૂર્વ ભાગમાં ચાર પાદ છે અને તેમા અનુક્રમે સનક, સનંદન, સનત્કુમાર અને સનાતન એ ચાર મુનિઓ નારદને ઉપદેશ આપે છે ઉત્તર ભાગમાં વસિષ્ઠ મુનિ માન્ધાતાને ઉપદેશ આપે છે. પ્રાચીન નારદપુરાણમા નારદે પોતે જ બૃહત્કલ્પમા કરેલા ઉપદેશનુ વર્ણન હતું એમ અગ્નિપુરાણ (૨૭૨. ૮) ઉપરથી જણાય છે. જેમ બૃહન્નારદપુરાણને મહાપુરાણ તરીકે સ્વીકારવામા આવે છે તેમ (લઘુ) નારદપુરાણને ઉપપુરાણ તરીકે સ્વીકારવામા આવે છે. નારદપુરાણના બન્ને ભાગોમા વિચારસરણીનો ભેદ છે, અને દરેક ભાગના પણ વિભાગોના જુદા જુદા થર જોવામા આવે છે પૂર્વ ભાગના ૯૨-૧૨૫ અધ્યાયો અને ઉત્તર ભાગના ૩૮-૮૨ અધ્યાયો મૂળમાંના ભાગોથી સ્પષ્ટ રીતે જુદા પડી આવે છે. ભક્તિના સ્વરૂપમાં ફેર પડે છે, અને ગોપીકૃષ્ણભક્તિનો મહિમા વધેલો જણાય છે.

નારદપુરાણ વ્રતો અને તીર્થોની માહિતી માટે બહુ મહત્ત્વનું છે. આરંભમાં નારદ ભગવાનની સ્તુતિ કરતાં કહે છે કે હે ભગવન્! મને આપનું સ્વરૂપ દર્શાવો. પછી સનક નારદને જગતની ઉત્પત્તિ કેવી રીતે થઈ એ સમજાવે છે અને માર્કંડેય મુનિને પોતાના પિતાના ઉપદેશથી પ્રલયકાળમાં ભગવાનની માયાનાં દર્શન કેવી રીતે થયાં એનું વર્ણન કરે છે. ગંગાજીનું પૃથ્વી ઉપર આવવું, વ્રતોનું સ્વરૂપ, સંસ્કારના નિયમો, પંચશિખનો જનકને ઉપદેશ અને તેને અંગે વેદ અને વેદાંગનું લક્ષણ, શૈવદર્શનના ત્રણ પદાર્થો (પતિ, પશુ અને પાશ), પંચદેવની પૂજા, રામચંદ્રની કથા, શરણાગતિમંત્ર અને રાધાકૃષ્ણ-યુગલનાં સહસ્ર નામ, મુખ્ય પુરાણોનું સ્વરૂપ – આ બધા વિષયો પૂર્વ ભાગમાં સવિસ્તર વર્ણવવામાં આવેલા છે. ઉત્તર ભાગમાં વ્રત, મોહિનીકથા, ગંગામાહાત્મ્ય અને ગયા વગેરે તીર્થોના મહિમાનું રસમય વર્ણન છે. ચાર પ્રકારનાં સાધનો, મહાવાક્યના વિચારથી જીવાત્મા અને પરમાત્માની એકતાનું જ્ઞાન ઇત્યાદિ શાંકર વેદાંતના સિદ્ધાંતો જેવા અભિપ્રાયો આ પુરાણમાં છે, એ બાબત આપણું ધ્યાન ખેંચે એવી છે. નારદ કહે છે કે કલિયુગમાં હરિના નામ વિના મોક્ષનું બીજું સાધન નથી. કૃષ્ણનું નામ તો નારદની વીણાનું જીવન છે.

વૈષ્ણવ ધર્મના ઇતિહાસમાં પાંચરાત્ર સંહિતાઓ પ્રમાણ તરીકે સ્વીકારવામાં આવેલી છે. તેના ઉપર જ ભાગવત સંપ્રદાયનું ભવન રચાયેલું છે નારાયણ પોતે જ પાંચરાત્રના વક્તા છે અને તેમણે જ નારદને ઉપદેશ કરી બીજા મુનિઓને ઉપદેશ કરવાની આજ્ઞા કરી છે. બ્રહ્માએ પણ નારદને પાંચરાત્ર સિદ્ધાંતો સમજાવ્યા અને નારદે શાંડિલ્યને ઉપદેશ કર્યો. ભગવાનનું પૂજન, ભક્તિ જ મોક્ષનું સાધન છે, એ પાંચરાત્ર સંહિતાઓનું તાત્પર્ય છે. સામાન્ય રીતે ૧૦૮ પાંચરાત્ર સંહિતાઓ છે એમ એ સંહિતાઓમાં જ કહેવામાં આવેલું

છે. ડૉ. શ્રાડરે 'પાંચરાત્ર અને અહિર્બુધ્ન્ય સંહિતાનો ઉપોદ્ઘાત' (મદ્રાસ, ૧૯૧૬) એ નામના ગ્રંથોમાં ૨૧૦ પાંચરાત્ર સંહિતાઓનાં નામો આપેલાં છે (પૃષ્ઠ ૬–૧૧). આમાંથી ફક્ત આઠનવ સંહિતાઓ છપાઈ છે. કેટલીક સંહિતાઓની પોથીઓ મળે છે, જ્યારે ઘણી સંહિતાનાં માત્ર નામ જોવામાં આવે છે. આ બધી સંહિતાઓમાં સાત્વત, પૌષ્કર અને જયાખ્ય એ ત્રણ સંહિતાઓને ત્રણ રત્નો કહેવામાં આવે છે. જયાખ્ય સંહિતામાં ભગવાન નારદને ઉપદેશ કરે છે અને નારદ ભગવાનની સ્તુતિ કરી કૃષ્ણ સુધીના આઠ અવતારોનો નિર્દેશ કરે છે. કૃષ્ણના અવતારના વર્ણનમાં 'ગોપીજન-વલ્લભ' જેવાં ભાગવત પુરાણનાં વિશેષણો અહીં જોવામાં આવતાં નથી. નરનારાયણાશ્રમમાં તપશ્ચર્યા કરતા મુનિઓને નારદે એકાયન વેદનો ઉપદેશ કરતાં કહ્યું કે આ ભાગવત સંપ્રદાય 'એકાયન' માર્ગ કહેવાય છે. એનું કારણ એ કે ભગવાનની ભક્તિ વિના મોક્ષને માટે બીજો ઉપાય નથી. (मोक्षायनाय वै पन्था एतदन्यो न विद्यते ।)

આ બધી સંહિતાઓને 'પાંચરાત્ર' શા માટે કહેવામાં આવી એ વિષે ભિન્ન ભિન્ન મતો છે. એક મત એ છે કે આ સંહિતાઓમાં પાંચ વિષયો સમજાવવામાં આવ્યા છે (રાત્ર = જ્ઞાન). દાખલા તરીકે તત્ત્વ, મુક્તિ ભક્તિ, યોગ અને ઇંદ્રિયોના વિષયો. તેથી તે પાંચરાત્ર કહેવામાં આવે છે. 'રાત્ર' શબ્દ શાસ્ત્ર, સંહિતા, દર્શન, તંત્ર એ શબ્દોની માફક વપરાયેલો હોય એમ જણાય છે. રાત્ર એટલે અંધકાર – અજ્ઞાન – અને તેનો પાક કરનાર, નાશ કરનાર શાસ્ત્ર તે પાંચરાત્ર એમ કેટલાક માને છે. બીજો એક મત એવો છે કે પાંચ વિરોધી માર્ગોને રાત્રીના અંધારામાં રાખનાર, ઢાંકી દેનાર શાસ્ત્ર તે પાંચરાત્ર; અથવા મુદ્રા વગેરે પાંચ સંસ્કારોનું વર્ણન કરવામાં આવેલું હોવાથી પાંચરાત્ર; અથવા અભિગમન વગેરે પાંચ દૈનિક વિધિઓનું નિરૂપણ કરવામાં આવેલું છે

તેથી પાંચરાત્ર. એમ બીજા બે અભિપ્રાયો પણ જોવામાં આવે છે. આ ઉપરાંત એક પ્રમાણભૂત મત પણ છે, અને તે એ કે વૈષ્ણવ સંપ્રદાયમાં જે પરમતત્ત્વ વાસુદેવનું પૂજન થાય છે તે પરમ તત્ત્વનાં પાંચ સ્વરૂપો છે – પર, વ્યૂહ, વિભવ, અંતર્યામી અને અર્ચા. આ સંહિતાઓમાં આ પાંચ પ્રકારનાં પરમ તત્ત્વનું જ્ઞાન દર્શાવવામાં આવેલું હોવાથી તેઓને પાંચરાત્ર કહેવામાં આવે છે.

ભગવાન પાસેથી નારદને શ્વતદ્વીપમાં પાંચરાત્ર દર્શનનું જ્ઞાન મળ્યું અને તેમણે અનેક મુનિઓને તે જ્ઞાન આપ્યું. બીજા પણ અનેક પ્રવર્તક આચાર્યો થયા. દાખલા તરીકે સન, સનત્સુજાત, સનક, સનન્દન, સનત્કુમાર, કપિલ, સનાતન વગેરે. તેમણે શાસ્ત્રો પણ રચ્યાં. શાંડિલ્યે સંકર્ષણ પાસેથી એકાયન વેદ શીખી સુમન્તુ, જૈમિનિ, ભૃગુ વગેરે ઋષિઓને શીખવ્યું. નારદ પાંચરાત્રમાં આપેલી પરમ્પરા પ્રમાણે પહેલા કૃષ્ણે ગોલોકમાં રાધિકાની સમક્ષ બ્રહ્માને પંચરાત્ર શીખવ્યું. બ્રહ્માએ મંદાકિનીતટે શિવને શીખવ્યું; શંભુએ પોતાના શિષ્ય નારદને શીખવ્યું; અને નારદે પુષ્કરમાં વ્યાસને ઉપદેશ આપ્યો કે આ પંચરાત્ર બહુ શુદ્ધ છે અને ભ્રમરૂપી અંધકારનો નાશ કરનાર દીવો છે. સંહિતાઓમાં પંચરાત્ર સંપ્રદાયની અનેક પરંપરાઓ આપેલી છે, પણ તે બધી પરંપરાઓમાં નારદનું અગ્રસ્થાન છે. પ્રપત્તિ, ભગવાનને શરણે જવું, એ સિદ્ધાંત દર્શાવનાર આ પાંચરાત્ર-સંપ્રદાયના મુખ્ય આચાર્ય થવાનું માન નારદને ઘટે છે.

ભગવાનની ભક્તિ સમાજના બધાય પ્રકારનાં માણસો કરી શકે છે અને તેથી ભક્તિનો મહિમા જેટલો ગવાય તેટલો ઓછો છે. જગતના કલ્યાણને માટે નારદે ભક્તિસૂત્રો પણ રચ્યાં. જે લોકોને શાસ્ત્રો વાંચવાની શક્તિ ન હોય અથવા સમય ન હોય એવા માણસો માટે ૮૪ સૂત્રોમાં ભક્તિમાર્ગના મુખ્ય સિદ્ધાંતો સમજાવી દીધા. આ સૂત્રોની ભાષા

અર્વાચીન લાગે છે, પણ જે વિચારો દર્શાવવામાં આવ્યા છે તે નારદના સુપ્રસિદ્ધ સિદ્ધાંતોને અનુકૂલ છે, તેથી નારદને ખાતે આ સૂત્રો જમે કરીએ તો ખોટું નથી. મહાભારત અને ભાગવતમા નારદનો જે ઉપદેશ જોવામાં આવે છે, તેને અનુસરીને જ ભક્તિસૂત્રોની રચના થયેલી હોય એમ જણાય છે. શાણ્ડિલ્યના ભક્તિસૂત્રોમા ભક્તિની ચર્ચા તત્ત્વજ્ઞાનની ભૂમિકાએ કરવામા આવેલી છે, જ્યારે નારદનાં ભક્તિસૂત્રોમા હૃદયના ભાવની, પ્રેમની ભૂમિકાએ ભક્તિનું પ્રતિપાદન કરવામાં આવેલું છે.

નારદનાં ભક્તિસૂત્રોનો ઉપદેશ આ પ્રમાણે છે : ઈશ્વર ઉપર પ્રેમ રાખવો એનું નામ ભક્તિ. આ ભક્તિ અમૃતરૂપ છે, અને તે મળવાથી મનુષ્યને અમરતા અને તૃપ્તિ મળે છે. ભગવાન ઉપર પ્રેમ થાય ત્યારે બીજા પદાર્થોમાં રસ પડતો નથી, કોઈના ઉપર દ્વેષ રહેતો નથી. ભક્તિના રસથી ભક્ત આત્મારામ બને છે. ભગવાનની ભક્તિ લોક અને વેદનો ત્યાગ કરવાથી – વિરોધથી – સિદ્ધ થાય છે. આ ભક્તિ અનન્ય ભાવથી કરવાની હોય છે. તેથી પ્રભુ વિના અન્ય સર્વ પદાર્થોનો ત્યાગ કરવાની, અન્યાશ્રયનો ત્યાગ કરવાની આવશ્યકતા રહે છે. લોક અને વેદમાં ભગવાનને અનુકૂલ પડે એવી રીતે કર્મ કરવાનાં હોય છે. ભગવાનને જે વસ્તુ ન ગમતી હોય તે વસ્તુ તરફ ઉદાસીનતા સેવવી. ભગવાન ઉપર પ્રેમ થયા પછી ભગવાનને અનુકૂલ શાસ્ત્રોક્ત કર્મો કરીને શાસ્ત્રનું રક્ષણ કરવું, નહિ તો પતિત થવાય છે. ભગવાનની પૂજામાં આસક્તિ રાખવી એનું નામ ભક્તિ, એમ વ્યાસનો મત છે, જ્યારે ગર્ગાચાર્ય કહે છે કે ભગવાનની કથા વગેરેમાં આસક્તિ રાખવી એ ભક્તિ. શાણ્ડિલ્ય ઋષિના મતે આત્મરતિથી અવિરોધી પદાર્થમાં આસક્તિ એ ભક્તિ. પણ નારદના અભિપ્રાયે આપણાં સર્વ કર્મો ભગવાનને અર્પણ કરવાં અને ભગવાનનું થોડું પણ વિસ્મરણ થતાં વ્યાકુલતા થવી એ ભક્તિ. દાખલા તરીકે વ્રજનાં ગોપીજનો. આ

ભક્તિમાં ભગવાનનું માહાત્મ્ય ભૂલી જવું ન જોઈએ. જો ભગવાનનું માહાત્મ્ય જાણ્યા વિના તેમના ઉપર પ્રેમ કરવામાં આવે તો જારના પ્રેમ જેવો તે પ્રેમ ગણાય અને જારના પ્રેમમાં પ્રિયતમના સુખથી સુખ મળતું નથી.

આ પ્રેમરૂપ ભક્તિ કર્મ, જ્ઞાન અને યોગથી પણ અધિક છે, કારણ કે તે ફલરૂપ છે. પ્રભુને અભિમાન ગમતું નથી પણ દીનતા ગમે છે. કેટલાક આચાર્યો જ્ઞાનને ભક્તિનું સાધન માને છે, જ્યારે બીજા કેટલાક આચાર્યો એમ માને છે કે જ્ઞાન અને ભક્તિ એ બે પરસ્પર ઉપકારક છે. સનત્કુમાર વગેરે આચાર્યો અને નારદ પોતે પણ એમ માને છે કે ભક્તિ પોતે જ ફલરૂપ છે. આ ભક્તિ વિષય અને દુઃસંગનો ત્યાગ કરવાથી ઉત્પન્ન થાય છે, અને અખંડ ભજનથી સિદ્ધ થાય છે લોકમાં પણ ભગવાનના ગુણોનું શ્રવણ અને કીર્તન કરવાથી ભક્તિ પ્રકટ થાય છે. આ બધાં ભક્તિના સાધનો છે પણ મુખ્ય સાધન તો મહાપુરુષોની કૃપા છે અથવા તો ભગવાનની થોડી કૃપા પણ છે. પણ મહાપુરુષોનો સમાગમ બહુ દુર્લભ છે ભગવાનની કૃપાથી જ સત્પુરુષોનો સમાગમ થાય છે. ભગવાન અને ભક્તમાં ભેદ નથી, કારણ કે સાધુ પુરુષો ભગવાનનું હૃદય છે અને ભગવાન સાધુઓનું હૃદય છે. વળી દુષ્ટ પુરુષોનો અવશ્ય ત્યાગ કરવો. જે સત્સંગ કરે છે અને દુષ્ટોનો ત્યાગ કરે છે, તે ભગવાનની માયાને તરી જાય છે. જે લોકો એકાંતમાં રહે છે, લૌકિક બંધનો તોડી નાખે છે, સત્ત્વ વગેરે ત્રણ ગુણોની પેલી પાર જાય છે અને યોગક્ષેમનો ત્યાગ કરે છે તે પણ માયાને તરી જાય છે. જે માણસ કર્મના ફળનો અને કર્મનો ત્યાગ કરે છે અને સુખદુઃખના દ્વન્દ્વથી મુક્ત થાય છે, જે વેદોનો પણ ત્યાગ કરે છે અને ભગવાનમાં એકધારો પ્રેમ રાખે છે તે પોતે માયાને તરી જાય છે અને બીજાઓને તરાવે છે.

ભગવાન ઉપરના આ પ્રેમનું સ્વરૂપ વર્ણવી શકાય એવું નથી. આ પ્રેમ રાખનારા માણસો બહુ ઓછા હોય છે. ભગવાન ઉપરના પ્રેમથી ભક્ત એકલા ભગવાનનું જ શ્રવણ કરે છે, તેમની જ કથા કરે છે અને તેમનું જ ચિંતન કરે છે. નારદનો આ ઉપદેશ છાન્દોગ્ય ઉપનિષદમા સનત્કુમાર પાસેથી તેમને મળેલા ઉપદેશની સાથે સરખાવવા જેવો છે ( છા. ઉ. ૭. ૨૪, ૧ ). ભક્તિનું સાધન બીજાં બધાં સાધનોની સરખામણીમાં બહુ સરળ છે. તેનાથી શાંતિ અને પરમાનંદ મળે છે. જેમણે પોતાનો આત્મા, લૌકિક અને વૈદિક કર્મો પ્રભુને સમર્પિત કરેલાં છે તેમને લોકહાનિની ચિંતા કરવાની રહેતી નથી. જ્યાં સુધી ભક્તિ સિદ્ધ ન થાય ત્યાં સુધી લોકવ્યવહારનો ત્યાગ ન કરવો, પણ નિષ્કામભાવથી ભક્તિનાં સાધનો કરવાં. સ્ત્રી, ધન, નાસ્તિક અને શત્રુ એ ચારના ચરિત્રો ભક્તે શ્રવણ કરવાં નહિ. ભક્તે અભિમાન અને દંભનો ત્યાગ કરવો, અને બધાં કર્મો પ્રભુને સમર્પ્યાં પછી જો કામ, ક્રોધ, અભિમાન વગેરે થાય તો તે બધું ભગવાન વિષે જ કરવું. આની સાથે ભાગવતનો અભિપ્રાય સરખાવવા જેવો છે (૧૦. ૨૯. ૧૫). પ્રેમી ભક્તોએ હંમેશાં દાસ્યભાવથી અથવા કાંતાના ભાવથી ભગવાન ઉપર પ્રેમ કર્યા જ કરવો. બધા ભક્તોમાં એકાંતી, અનન્ય ભક્તો ગદ્ગદ થઈ, રોમાંચ અને અશ્રુઓ સાથે પરસ્પર ભગવાનની વાતો કરે છે, પોતાના કુલને અને પૃથ્વીને પવિત્ર કરે છે. આવા ભક્તો તીર્થોને, કર્મોને અને શાસ્ત્રોને વધારે પવિત્ર બનાવે છે, કારણ કે તેઓ ભગવન્મય હોય છે. આવા ભક્તો જોઈને પિતૃઓને આનંદ થાય છે, દેવતાઓ નાચે છે અને પૃથ્વીને આધાર મળે છે.

ભક્તોમાં જાતિ, વિદ્યા, રૂપ, કુલ, ધન અને ક્રિયા વગેરે દૃષ્ટિથી ભેદ હોતો નથી. વૈષ્ણવ શાસ્ત્રોમાં જે ૬૪ અપરાધ દર્શાવવામાં આવ્યા છે તેમાં જાતિભેદબુદ્ધિને અપરાધ ગણવામાં આવ્યો છે. બધા ભક્તો

ભગવાનના સંબંધવાળા છે, ભગવદીય છે, તેથી તેઓમાં જાતિ વગેરેનો ભેદ હોવો જોઈએ નહિ. ભક્તોએ કોઈની સાથે વાદવિવાદ કરવો નહિ, પણ ભક્તિશાસ્ત્રોનું મનન કરી ભક્તિનો વધારો કરે એવાં કર્મો કરવાં. અનુકૂળ સમયની રાહ જોઈ અરધી ક્ષણ પણ ભજન વિના નકામી ન ગાળવી. અહિંસા, સત્ય, શૌચ, દયા, આસ્તિક્ય વગેરેનું ભક્તે રોજ પાલન કરવું. સર્વદા સર્વભાવથી, ચિંતા કર્યા વિના, ભગવાનનું જ ભજન કરવું. શ્રીવલ્લભાચાર્યે પણ આવો જ ઉપદેશ કરેલો છે.

ભગવાનની પ્રેમપૂર્વક અનન્યભાવથી ભક્તિ કરવાથી, તેમ ા ગુણોનુ કીર્તન કરવાથી ભગવાન પોતે પ્રકટ થાય છે અને ભક્તોને પોતાના સ્વરૂપનો અનુભવ કરાવે છે. તેથી ભક્તિ શ્રેષ્ઠ છે. તેના અગિયાર પ્રકારો છે : ગુણમાહાત્મ્યાસક્તિ, રૂપા, પૂજા, સ્મરણા, દાસ્યા, સખ્યા, કાંતા, વાત્સલ્યા, આત્મનિવેદના, તન્મયતા અને પરમવિરહાસક્તિ. આ પ્રમાણે ભક્તિમાર્ગના આચાર્યોનો એકમતે અભિપ્રાય છે. નારદે આ સૂત્રોમાં શિવજીનો ઉપદેશ ( શિવાનુશાસન ) અથવા સર્વનું કલ્યાણ કરનારો ઉપદેશ વર્ણવ્યો છે. તેમાં જેને વિશ્વાસ હશે તે પ્રિયતમ પ્રભુને પ્રાપ્ત કરશે. આ છે નારદનો ઉપદેશ.

મહાભારતમાં ( સભાપર્વ, ૫-૧૧ ) નારદ યુધિષ્ઠિરને જે રાજ-નીતિનો ઉપદેશ આપે છે તે ઉપરથી નારદના સર્વવ્યાપી જ્ઞાનનો ખ્યાલ આવે છે. શાંતિપર્વમાં ( ૨૩૭ ) નારદને માટે વપરાયેલાં પંડિત,બહુશ્રુત જેવાં વિશેષણો પણ આ જ વાતનું સમર્થન કરે છે. બધાંની સાથે મળી જવું (સમર્ગવિદ્યાકુશલ), બધાંને ગમે એવું બોલવું (મનોનુકૂલવાદી) વગેરે લક્ષણો નારદની વ્યવહારકુશળતા અને લોકપ્રિયતા સૂચવે છે. પાંડવોને નારદે ઉપદેશ આપ્યો કે તમે પાંચ છો અને તમારી પત્ની દ્રૌપદી એક છે, તેથી કલહ થવાનો સંભવ છે; પણ તમે બધા સંપીને જ

રહેજો ( रक्ष्यतां सौहृदं तस्मात्, આદિપર્વ, ૨૨૮. ૪૯ ). નારદને સર્વ કથાઓમાં દેવર્ષિ તરીકે જ વર્ણવવામાં આવ્યા છે. નારદ સર્વત્ર પૂજાય છે. નારદને બદરી આશ્રમમાં નારાયણનાં દર્શન થાય છે અને તે બહુ ભાગ્યશાળી ગણાય છે ( શાંતિ, ૩૫૩. ૨૨ ). સ્ત્રીઓ વિષેનું જ્ઞાન સ્ત્રી જ સારું આપી શકે એમ માની નારદે પંચચૂડા નામની સ્ત્રી પાસેથી એ વિષયનું જ્ઞાન મેળવ્યું ( અનુશાસનપર્વ, ૭૩ ).

ભાગવતમાં પણ નારદનું સ્થાન મહત્ત્વનું છે. ધ્રુવને તે ॐ नमो भगवते वासुदेवाय — એમ્ ભગવાન વાસુદેવને નમસ્કાર, એ પ્રમાણેનો ઉપદેશ કરે છે ( ૪. ૮. ૨૫–૬૧ ). ભારતવર્ષમાં નારદ નરનારાયણનું આરાધન કરે છે અને યોગથી પરમપદની પ્રાપ્તિ થાય એ પ્રમાણે સ્તુતિ કરે છે ( ૫. ૧૯. ૧૦–૧૫ ). ગીતામાં ( ૧૦ : ૨૬ ) પણ 'દેવર્ષિઓમાં નારદ' એમ નારદને ભગવાનની વિભૂતિ તરીકે વર્ણવવામાં આવેલા છે.

નારદની દેવગંધર્વ તરીકે ખ્યાતિ સારી છે. સોળ ગંધર્વોમાં નારદ સૌથી નાના છે. ભગવાનનાં ગુણગાન કરવામાં નારદની સાથે તુંબુરુ પણ હોય છે ( ભાગવત ૫. ૨૫. ૮ ). મૃચ્છકટિક નાટકમાં પણ ગાનને અંગે નારદની સાથે તુંબરુનું સ્મરણ થાય છે; નારદને કલહ કરવાનો વિનોદ બહુ ગમે છે, તેથી તેમને कलिकारक એવું વિશેષણ આપવામાં આવે છે. આ બધા પ્રકારના નારદ એક જ વ્યક્તિ છે કે અનેક એવી શંકા ઘણાને થાય એ સ્વાભાવિક છે. જુદા જુદા જન્મોમાં કે કલ્પોમાં એક વ્યક્તિની વિવિધ કથાઓ સંભવે; અથવા તો એક જ નામની અનેક વ્યક્તિઓ હોય. ગમે તેમ પણ નારદનો જે ઉપદેશ છે તે અધ્યાત્મવિદ્યાના ઇતિહાસમાં ગૌરવવંતું સ્થાન ભોગવે છે એમાં બે મતને સ્થાન નથી. આજે પણ હરિકથા કરનારાઓ પોતાના સંપ્રદાયને નારદસંપ્રદાય

તરીકે ઓળખાવે છે આ પણ દેવર્ષિ નારદનુ મહત્ત્વ છે દેવર્ષિ નારદ નિત્ય છે, તેમનો ભક્તિનો ઉપદેશ નિત્ય છે, અને જનસમાજના કલ્યાણનો માર્ગ સદાસર્વદા ખુલ્લો છે આ વીણાપાણિ દેવર્ષિને આપણા અનેક વદન



# શાણ્ડિલ્ય ઋષિનું તત્ત્વજ્ઞાન

ભારતમાં તત્ત્વજ્ઞાનના પ્રવાહો ઋગ્વેદના કાળથી વહેતા આવ્યા છે. ઋગ્વેદ એ જગતસાહિત્યમા જૂનામાં જૂનો ગ્રંથ છે. એ જોતાં તેની મહત્તા ઘણી છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એ ચાર વેદો પછી બ્રાહ્મણગ્રંથો, આરણ્યક ગ્રંથો અને ઉપનિષદોમાં તત્ત્વવિદ્યાના અનેક પ્રશ્નોની ચર્ચા થયેલી છે, અને એ પ્રવાહો પછીના સૂત્ર અને સ્મૃતિકાળમાં, મધ્યકાલીન અને વર્તમાનયુગમાં જુદાં જુદાં રૂપો ધારણ કરી પ્રજાની જ્ઞાનતૃષા છિપાવતા રહ્યા છે. આ બધા પ્રવાહોનાં જુદાં જુદાં સ્વરૂપોનો અભ્યાસ આજે પણ આપણને પ્રેરણા આપી રહે છે.

શાણ્ડિલ્ય ઋષિ બહુ પ્રાચીન છે. શતપથ બ્રાહ્મણમાં (કાણ્ડ ૬-૧૦) તો તે યજ્ઞકાણ્ડના સિદ્ધાંતોના વિષયમાં પ્રમાણભૂત ઋષિ તરીકે સ્વીકારાયેલા છે. તેમના અનેક શિષ્યોએ વિશિષ્ટ સ્થાન મેળવેલું છે. તેમનું તત્ત્વજ્ઞાન સામાન્ય રીતે 'શાણ્ડિલ્યવિદ્યા' તરીકે ઓળખાય છે. આ શાણ્ડિલ્યવિદ્યા શતપથ બ્રાહ્મણમા (૧૦-૬-૩) આવે છે અને ફરી વાર તે જ શબ્દોમાં છાન્દોગ્ય ઉપનિષદના ત્રીજા પ્રપાઠકના ચૌદમા ખંડમાં

વર્ણવાયેલ છે વળી શાણ્ડિલ્ય ઉપનિષદ પણ છે. શાણ્ડિલ્યસ્મૃતિ, શાણ્ડિલ્ય ધર્મસૂત્ર, શાણ્ડિલ્ય ગૃહ્યસૂત્ર અને શાણ્ડિલ્ય તત્ત્વદીપિકા નામના ગ્રંથો પણ હતા, એમ ધર્મશાસ્ત્રો પરથી જણાય છે.×

શાણ્ડિલ્યનાં ભક્તિસૂત્રો તો બહુ પ્રસિદ્ધ છે. 'જયાખ્ય સંહિતા' નામના વૈષ્ણવ આગમમાં પરમતત્ત્વનું સ્વરૂપ સમજવા માટે ઋષિઓ ગંધમાદન પર્વત ઉપર શાણ્ડિલ્ય ઋષિ પાસે જાય છે. ભગવાને પોતે નારદને પોતાનું – ભગવાનનું સ્વરૂપ કેવી રીતે સમજાય એનો ઉપદેશ કર્યો છે. તેથી શ્રીરામાનુજાચાર્ય જેવા બ્રહ્મવિદ્યાના વિચારકો શાણ્ડિલ્યને ભાગવત સંપ્રદાયના એક મહાન આચાર્ય તરીકે સ્વીકારે છે. આ જ શાણ્ડિલ્ય ઋષિના કુળમા એક ઋષિ વૈશ્વાનર અગ્નિ બનેલા છે, અને તેથી અગ્નિનું ગોત્ર શાણ્ડિલ્ય છે એમ માનવામાં આવેલું છે. આ છે શાણ્ડિલ્ય ઋષિની યશોગાથા. શાણ્ડિલ્ય નામના ઋષિઓ એકથી વધારે થયા હશે એમ લાગે છે. અહીં આપણે તત્ત્વચિંતક શાણ્ડિલ્ય ઋષિનો વિચાર કરવાનો છે.

છાન્દોગ્ય ઉપનિષદમાં શાણ્ડિલ્ય ઋષિએ કહ્યું કે सर्वं खल्विदं ब्रह्म – આ બધું જગત ખરેખર બ્રહ્મ છે. આ બ્રહ્મમાંથી જગતની ઉત્પત્તિ થઈ છે, આ બ્રહ્મમાં જ અને બ્રહ્મને લીધે જ જગતની સ્થિતિ છે – જગત ટકી રહે છે અને આ બ્રહ્મમાં જ જગતનો લય થાય છે. અર્થાત્ બ્રહ્મ એ જગતનું પરમ કારણ છે, અને તેથી જગત સ્વપ્ન, માયા કે મૃગજળ જેવું નથી પણ બ્રહ્મરૂપ છે. મનુષ્યે શમ, દમ વગેરે સાધનોથી પવિત્ર બનીને આ બ્રહ્મની तज्जलान् (તેમાંથી જગત ઉત્પન્ન થયું –ज; તેમાંથી જગત લય પામ્યું –ल અને તેનાથી જગતની સ્થિતિ થઈ, જગત જીવ્યું –अन्) એ ભાવનાથી ઉપાસના કરવી. માણસ જે પ્રમાણે

× જુઓ આપ. ધ્રો. સૂ. ૨. ૧૧,૨૧ ઉપર હરદત્તની ટીકા; ગૌ. ધ. સૂ. ૨૩-૧૯ ઉપર હરદત્તની ટીકા; યાજ્ઞ. સ્મૃતિ ૩-૨૮૦ ઉપર મિતાક્ષરા, સ્મૃતિચંદ્રિકા, આશૌચ.

ભાવના રાખે છે તે પ્રમાણે મરણ પછી તે થાય છે. અર્થાત્ મનુષ્ય પોતાનાં ધ્યેય અને કર્મો પ્રમાણે ભવિષ્યમાં ફળ ભોગવે છે. આ છે આપણો કર્મનો પ્રસિદ્ધ સિદ્ધાંત

સામાન્ય રીતે તત્ત્વચિંતકો પરબ્રહ્મને નિર્ગુણ અને નિરાકાર સ્વીકારી નિષેધાત્મક શબ્દોમાં તેનું વર્ણન કરે છે. પણ શાણ્ડિલ્ય ઋષિ પરમાત્માને ભાવાત્મક વિશેષણોથી – દિવ્ય ગુણોથી – ઓળખાવે છે. પરમાત્મા મનોમય છે, પ્રાણશરીર છે, પ્રકાશરૂપ છે, સત્યસંકલ્પ છે, આકાશ જેવા વ્યાપક છે, સ્વકર્મા, સર્વકામ, સર્વગંધ અને સર્વરસ છે. આ બધું વ્યાપીને તે રહેલા છે; તે મૌન ધારણ કરે છે; તેમનામાં કોઈ આસક્તિ નથી. આ પરમાત્મા દરેકના હૃદયમાં રહેલા છે. તે ડાંગેર અને જવના દાણા કરતાં પણ વધારે સૂક્ષ્મ છે, અણુ છે; વળી પૃથ્વી અને અંતરિક્ષ કરતાં પણ વધારે મોટા છે, સૂક્ષ્મ અને અનંત છે : આ વર્ણન વિરોધાત્મક છે; અને પરમ 'તત્ત્વનું' વર્ણન વિરોધી શબ્દોથી જ થઈ શકે છે, એ આજના તત્ત્વચિંતકોના અભિપ્રાયનું મૂળ શાણ્ડિલ્યવિદ્યામાં જોઈ શકાય એમ છે.

શ્રી વલ્લભાચાર્યે બ્રહ્મમાં સર્વ વિરુદ્ધ ધર્મો રહેલા છે, એમ કહી જે વિરુદ્ધ ધર્માશ્રયના સિદ્ધાંતનો ઉપદેશ કરેલો છે તેની પ્રેરણા શાણ્ડિલ્ય ઋષિના સિદ્ધાંતમાંથી મળેલી છે, એમ કોઈ પણ વિચારકને જણાયા વિના રહેશે નાહ.

જે મનુષ્યમાં કોઈ પણ પ્રકારનો સંદેહ નથી, જેનામાં સંપૂર્ણ શ્રદ્ધા છે તે મનુષ્ય મરણ પછી પરમાત્માને પ્રાપ્ત કરે છે. મનુષ્યનું વાસ્તવિક ધ્યેય જીવનને અંતે પરબ્રહ્મની પ્રાપ્તિ કરવાનું છે : આ છે મનુષ્યજીવનનો સાચો પુરુષાર્થ.

પરમ તત્ત્વ, પરમાત્મા, પરબ્રહ્મ છે કે નહિ એ પ્રશ્ન તત્ત્વવિદ્યામાં બહુ મહત્ત્વનો છે. જગતનો જે અનુભવ થાય છે તે પરથી આપણને જણાય છે કે જગત મિથ્યા નથી, પણ એક પ્રકારનું કાર્ય છે, અને તેથી તેનો કોઈ કર્તા હોવો જોઈએ, તેનું કોઈ કારણ હોવું જોઈએ. કારણ વિના કાર્ય હોઈ શકતું નથી; માટી અને કુંભાર વિના ઘડો બની શકતો નથી, તે પ્રમાણે આપણા અનુભવમાં આવતા જગતનું જે નિમિત્ત અને ઉપાદાન કારણ હોવું જોઈએ તે જ પરમ તત્ત્વ છે. પરબ્રહ્મના અસ્તિત્વને માટે જગતની ઉત્પત્તિનો વિચાર શાણ્ડિલ્ય ઋષિએ કર્યો છે. તૈત્તિરીય ઉપનિષદમાં વરુણે પણ આ પ્રકારની વિચારસરણી સ્વીકારેલી છે.

જે છાન્દોગ્ય ઉપનિષદમાં શાણ્ડિલ્યવિદ્યા આવે છે તે જ ઉપનિષદમાં સનત્કુમારવિદ્યા અને આંગિરસવિદ્યા પણ છે. સનત્કુમારવિદ્યા સાતમા પ્રપાઠકમાં છે. તેમાં નારદ સનત્કુમાર પાસે જાય છે અને કહે છે કે હું બધાં શાસ્ત્રો ભણ્યો છું ( આ બધાં શાસ્ત્રોમાં એકાયન શાસ્ત્ર જેમાંથી ભાગવતમાર્ગ અને પંચરાત્રદર્શન ઉદ્‌ભવ્યાં છે તેનો પણ સમાવેશ કરવામાં આવેલો છે. ), બધા મંત્રો જાણું છું, પણ આત્માને ઓળખતો નથી અને આત્માના જ્ઞાન વિના શોકને તરી શકતો નથી.

સનત્કુમાર નારદને પરબ્રહ્મનો 'ભૂમા' તરીકે – બ્રહ્મ સૌથી મોટો પદાર્થ છે એમ ઉપદેશ કરે છે. છાન્દોગ્ય ઉપનિષદના ત્રીજા પ્રપાઠકના સત્તરમા ખંડમાં ઘોર આંગિરસ મુનિ દેવકીપુત્ર કૃષ્ણને આદિત્યોપાસના અને જીવનયજ્ઞનો ઉપદેશ આપે છે. આ જીવનયજ્ઞનો ઉપદેશ કૃષ્ણે ગીતામાં સવિસ્તર સમજાવ્યો છે. નારદ, શાણ્ડિલ્ય અને કૃષ્ણ ભક્તિમાર્ગના આચાર્યો છે અને તે ત્રણેયનાં ઉપદેશો છાન્દોગ્ય ઉપનિષદમાં આવેલા હોવાથી આ ઉપનિષદનો સંબંધ ભક્તિમાર્ગ સાથે ગાઢ છે. છાન્દોગ્ય ઉપનિષદ સામવેદનું અને સામવેદના મંત્રોનું ગાન પરમાત્માની સ્તુતિ કરવામાં ઘણું ઉપયોગી છે. આ

રીતે સામવેદની મહત્તા વધે છે; અને કૃષ્ણને પણ ગીતામાં કહેવું પડે છે કે વેદોમાં હું સામવેદ છું. વેદાનાં સામવેદોઽસ્મિ । ગીતામાં શાણ્ડિલ્યનું નામ નથી આવતું પણ શાણ્ડિલ્યની સાથે પ્રવર તરીકે ગણાતા અસિત અને દેવલ મુનિનાં નામો જોવામાં આવે છે.

શાણ્ડિલ્ય ઉપનિષદમાં મુખ્યત્વે યોગનાં આઠ અંગોનું અને તેમાં ખાસ કરીને પ્રાણાયામનું સવિસ્તર વર્ણન અને બ્રહ્મવિદ્યાનો મહિમા જોવામાં આવે છે. શાણ્ડિલ્ય ઋષિ અથર્વન ઋષિને વિનંતી કરે છે કે મને અષ્ટાંગ યોગનો ઉપદેશ કરો. અથર્વન ઋષિ શાણ્ડિલ્યને યોગનાં આઠેય અંગો—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ બરોબર સમજાવે છે. શાણ્ડિલ્ય યોગના બળે બ્રહ્મર્ષિ બને છે. તેમને સમજાય છે કે ચારે વેદોમાં ફક્ત યજ્ઞની વાતો જ જોવામાં આવે છે, ફક્ત યજ્ઞના જુદા જુદા દેવોની સ્તુતિઓ જોવામાં આવે છે. : પણ કલ્યાણ કરનારી ખરેખરી બ્રહ્મવિદ્યા જોવામાં આવતી નથી. આથી તેઓ ફરીથી અથર્વન ઋષિ પાસે જાય છે અને પ્રાર્થના કરે છે કે ભગવન્ ! મારું શ્રેયસ—પરમ કલ્યાણ—થાય એવી બ્રહ્મવિદ્યાનો મને ઉપદેશ કરો. અથર્વન ઋષિ તેમને બ્રહ્મનું જ્ઞાન આપતાં કહે છે કે ભાઈ શાણ્ડિલ્ય ! બ્રહ્મ સત્ય, વિજ્ઞાન અને અનંત છે, તેમાં આ જગત ઓતપ્રોત થયેલું છે, તેમાં આ બધું રહેલું છે; તેથી બ્રહ્મના જ્ઞાનથી સર્વ જગતનું જ્ઞાન કુદરતી રીતે મળી જાય છે. બ્રહ્મને પ્રાકૃત શરીર અને પ્રાકૃત ઇંદ્રિયો નથી, તેથી તેનું ગ્રહણ થઈ શકતું નથી, તેનું વર્ણન કરી શકાતું નથી, મન અને વાણી ત્યાં સુધી પહોંચી શકતાં નથી. બ્રહ્મ ફક્ત જ્ઞાનથી જ સમજાય છે અને આ જ્ઞાન પણ બ્રહ્મથી જ મળે છે. બ્રહ્મ એક અને અદ્વિતીય છે, આકાશની માફક વ્યાપક છે, સૂક્ષ્મ છે, ચિદાનન્દ છે. હે શાણ્ડિલ્ય ! તે બ્રહ્મ તું છે. બ્રહ્મનું જ્ઞાન મળતાં તને સમજાશે કે બ્રહ્મમાં અનેક શક્તિઓ રહેલી છે;

તે સર્વજ્ઞ છે, તે સર્વનો ઈશ્વર છે, સર્વ પ્રાણીઓમાં રહેલું છે, અને સર્વ પ્રાણીઓ તેમાં રહેલાં છે. આ બ્રહ્મયોગની સાધનાથી જાણી શકાય છે. અર્થાત્ જે આ જગત ઉત્પન્ન કરે છે, તેનું રક્ષણ કરે છે અને તેનું ભક્ષણ કરે છે તે જ પરમાત્મા છે, તે જ બ્રહ્મ છે, તેમાં જ ચન્દ્રલોક વગેરે જુદા જુદા લોકો રહેલા છે. આ પ્રકારનું બ્રહ્મ છે. હે શાણ્ડિલ્ય! આ બ્રહ્મરૂપ આત્માને ઓળખનારો શોકને તરી જાય છે.

આગળ ચાલતાં અથર્વન્ ઋષિ કહે છે કે શાણ્ડિલ્ય! પરબ્રહ્મ નિષ્ક્રિય અને અક્ષર છે; પણ તેનાં ત્રણ રૂપો છે – (૧) સકલ, (૨) નિષ્કલ, અને (૩) સકલ નિષ્કલ. જે સચ્ચિદાનંદ, નિષ્ક્રિય અને અમૃત છે તે બ્રહ્મનું 'નિષ્કલ' સ્વરૂપ છે. પોતાની સહજ શક્તિથી ત્રિગુણાત્મક માયાશક્તિથી – જે ઈશ્વર જગતનું નિયમન કરે છે તે 'સકલ-નિષ્કલ' સ્વરૂપ છે; અને જે પોતે જગદ્રૂપે થાય છે, પોતાની સ્વાભાવિક માયાશક્તિથી જગતમાં ક્રીડા કરે છે, જે જગતમાં સર્વત્ર રહે છે, જે ભક્તોના ઉપર દયા કરવાને માટે દત્તાત્રેયરૂપ ધારણ કરે છે તે બ્રહ્મનું 'સકલ' સ્વરૂપ છે. આ બ્રહ્મ તે જ પરમાત્મા છે. વિદ્યાપૂર્વક 'તે હું છું,' સોऽहम्, એ પ્રમાણે ઉપાસના કરવાથી બ્રહ્મનું જ્ઞાન મળે છે.

આ પ્રમાણે શાણ્ડિલ્ય ઋષિને બ્રહ્મવિદ્યા મળી અને ભક્તિ દ્વારા આત્મકલ્યાણ સાધવાનો રાજમાર્ગ જડયો. વેદોમાં જે સાધનો દર્શાવવામાં આવેલાં છે તે ત્રણ વર્ણના મનુષ્યોને ઉપયોગમાં આવે એવાં છે, પણ શૂદ્રો અને સ્ત્રીઓનો પ્રશ્ન ઊભો રહેલો છે. શાણ્ડિલ્ય પોતે બહુ દયાળુ હતા, વિચારક હતા, સાહસિક હતા; એટલે સમાજના કલ્યાણનો સરળ માર્ગ શોધવાને માટે તેઓ તૈયાર થઈ ગયા. વેદોમાં આ માર્ગ ન જડવાથી અથર્વન્ ઋષિ પાસેથી દિવ્ય ગુણોવાળા પરમાત્માનું સ્વરૂપ અને ઐશ્વર્ય સમજીને તેમણે ભક્તિનો માર્ગ મેળવ્યો. શાણ્ડિલ્યે વેદનો

વિરોધ કર્યો નથી, તેઓ વેદના વિરોધી નથી, પણ વેદના ઉપકારક છે. વેદોએ જગતનું કેટલુંક કાર્ય કર્યું, અને બાકીનું રહેલું કાર્ય ભક્તિ-માર્ગે કર્યું : શાણ્ડિલ્યે જ્ઞાન અને કર્મનો સમુચ્ચય કરી તેમને ભક્તિના અંગ તરીકે સ્વીકાર્યાં. કેટલાક વિચારકો આ ખરી પરિસ્થિતિ ધ્યાનમાં લેવાનું ભૂલી જાય છે અને શાણ્ડિલ્યના ઉપર વેદવિરોધનો આક્ષેપ કરે છે.

શાણ્ડિલ્ય ઉપનિષદની ભાષા અને પ્રતિપાદિત વસ્તુનો વિચાર કરતા આપણને સ્પષ્ટ જણાય છે કે આ ઉપનિષદ 'ઈશાવાસ્ય અને છાન્દોગ્ય ઉપનિષદોના જેટલું પ્રાચીન નથી. વસ્તુતઃ પ્રાચીન ઉપ-નિષદોમાં જે વિચારધારાઓ વહેતી આવી છે તેના ભાષ્યરૂપે જ આ ઉપનિષદ જણાય છે. વધારામાં એ કે છાંદોગ્યની શાણ્ડિલ્યવિદ્યામાં ભક્તિની જે વાત કહેવામાં આવી નથી, તે વાત શાણ્ડિલ્ય ઉપનિષદમાં જણાવવામાં આવેલી છે, તેથી આપણે કહી શકીએ કે ભક્તિમાર્ગના ઉદ્‌ગમ પછી શાણ્ડિલ્ય ઉપનિષદની રચના થઈ હોય. પ્રાચીન શાણ્ડિલ્ય ઋષિનું નામ ઉપનિષદની સાથે જોડવાથી ઉપનિષદની પ્રતિષ્ઠામાં વધારો થાય એ સ્વાભાવિક છે.

હવે બાકી રહ્યાં શાણ્ડિલ્યનાં ભક્તિસૂત્રો. ભક્તિસૂત્રોમાં સૂત્રોની સંખ્યા ૧૦૦ છે ( નારદનાં ભક્તિસૂત્રોની સંખ્યા ૮૪ છે. ), અને તેના ઉપર બંગાળના સ્વપ્નેશ્વરે. શ્રી. વલ્લભાચાર્યના દ્વિતીય પુત્ર શ્રીવિઠ્ઠલ-નાથજીના શિષ્ય મુરલીધરદાસે અને કોઈ નારાયણતીર્થે સંસ્કૃતમાં ટીકાઓ લખી છે. તે ટીકાઓ છપાઈ છે. બીજી છસાત ટીકાઓ છે, પણ તે છપાઈ નથી. આ સૂત્રોમાં ભક્તિની જિજ્ઞાસાચર્ચા કરવામાં આવેલી છે. તેનું પહેલું સૂત્ર છે अथातो भक्तिजिज्ञासा – ' હવે ભક્તિનો વિચાર કરવામાં આવે છે. ' ભગવાનનું માહાત્મ્ય જાણીને ઈશ્વર ઉપર

જે સ્નેહ થાય તેનું નામ ભક્તિ. જ્ઞાન ભક્તિને મદદ કરે છે. કર્મ અને જ્ઞાનથી ભક્તિ અધિક છે. જ્ઞાન અને ભક્તિને યોગની જરૂર છે. બ્રહ્મસૂત્રોનું તાત્પર્ય ભક્તિમાં છે, જ્ઞાનમાં નથી. તેથી બ્રહ્મકાણ્ડ એ વાસ્તવિક રીતે ભક્તિકાણ્ડ છે. ભક્તિસૂત્રોમાં શાણ્ડિલ્યના નામ ઉપરાંત (સૂ. ૩૧) બાદરાયણ (૩૦, ૯૧) જૈમિનિ (૬૧) કાશ્યપ (૨૯) અને કેટલાક – એકે (૬૦) એ નામો અને નિર્દેશ આવે છે.

કાશ્યપ ભેદવાદી છે, બાદરાયણ અભેદવાદી છે, જ્યારે શાણ્ડિલ્ય મધ્યમમાર્ગ – ભેદાભેદ સ્વીકારે છે. ચાણ્ડાલ જેવી જાતિને પણ મોક્ષ મળી શકે છે, એવી સ્પષ્ટ ઘોષણા કરનાર શાણ્ડિલ્ય છે (સૂ. ૭૮). તેમનાં સૂત્રોમાં પરમાત્મા દયા કરીને સાધન વિનાનાં માણસોનો પણ ઉદ્ધાર કરે છે તથા પરમાત્મા ઉપરના ગોપીજનોના સ્નેહનો પણ નિર્દેશ કરવામાં આવ્યો છે. રસ એટલે રાગ, અને રાગ એટલે સ્નેહ. ભક્તિસૂત્રોમાં જે ભક્તિનો વિચાર કરવામાં આવ્યો છે, તે ઘણા ગાઢ સ્નેહથી ભરેલી છે, બહુ પ્રેમાળ છે, મસ્તીવાળી છે, જ્યારે શાણ્ડિલ્ય ઉપનિષદની ભક્તિ ધીર અને ગંભીર છે, યોગ અને જ્ઞાનના રંગથી રંગાયેલી છે, શાંત અને સાત્ત્વિક છે.

અને તેથી પ્રાચીન છે. પણ સુપ્રસિદ્ધ અને અતિપ્રાચીન તત્ત્વચિંતકોને નામે પછીના સમયમાં ઔચિત્યને અનુસરી નવા વિચારો જમે કરવામાં આવે છે અને તે પ્રમાણે ગ્રંથોની રચના થાય છે, એ વાત તો તત્ત્વવિદ્યા અને સાહિત્યના અભ્યાસકો સારી રીતે જાણે છે.

શાણ્ડિલ્યે તત્ત્વવિદ્યાની મહત્તા જયાખ્ય સંહિતામાં દર્શાવી છે અને કહ્યું છે કે તત્ત્વવિદ્યાને માટે શાસ્ત્રોનો અભ્યાસ આવશ્યક છે. પણ શાસ્ત્રોનું જ્ઞાન ગુરુ વિના મળી શકતું નથી. તેથી ગુરુનું માહાત્મ્ય અસાધારણ છે. ગુરુની કૃપાથી જ શાસ્ત્ર દ્વારા બ્રહ્મનો પ્રકાશ પ્રાપ્ત થાય છે; બ્રહ્મની જ્યોતિ ઝળકે છે. નારદ જેવા દેવર્ષિ જેમના ગુરુએ શાણ્ડિલ્ય ઋષિએ તત્ત્વજ્ઞાનમાં આટલો મહત્ત્વનો ફાળો આપી સમસ્ત જગતનું કલ્યાણ સાધવાનો જે રાજમાર્ગ દર્શાવ્યો છે, તે ખરેખર પ્રશંસનીય છે. આ મહાન ઋષિના કુળમાં લોકમાન્ય ટિળક અને ડૉ. રાધાકૃષ્ણન જન્મ્યા !



# ધર્મનું સ્વરૂપ

ધર્મ શબ્દ ઘણો જાણીતો છે, છતાં તેના સ્વરૂપનો ખ્યાલ ઘણાંને નથી હોતો એ એક આશ્ચર્ય છે. જૈમિનિ મહર્ષિએ ધર્મની ચર્ચા કરવા માટે ધર્મમીમાંસા અથવા પૂર્વમીમાંસા રચી અને યજ્ઞરૂપી ક્રિયાનાં જુદાં જુદાં અંગોની ચર્ચા કરી ઉપદેશ કર્યો કે 'વેદમાં જે કાર્ય કરવાની આજ્ઞા છે તે જ ખરેખરો ધર્મ છે.' આનો અર્થ એ કે ધર્મનુ પ્રમાણ વેદ છે.

બીજા ચિન્તકોએ કહ્યું, કે 'જેનાથી પરમાત્માનું દર્શન થાય તે જ પરમ ધર્મ છે.' કેટલાકે કહ્યું કે 'દેવને વન્દન કરવું એ જ ધર્મ છે,' જ્યારે બીજાઓએ કહ્યું કે 'જેનાથી આ લોકમાં અને પરલોકમાં કલ્યાણ થાય તે જ ધર્મ.' મહાભારત જેવા ઇતિહાસના વિદ્વાનોએ કહ્યું કે 'આચાર એ પ્રથમ ધર્મ છે અને આચારહીન મનુષ્યને વેદો પણ પવિત્ર કરી શકતા નથી.' બીજા વિચારકોએ જણાવ્યું કે સત્યથી ચઢિયાતો 'બીજો ધર્મ નથી.' મનુ મહારાજે વેદ, સ્મૃતિ, સદાચાર અને પોતાને જે પ્રિય લાગે તે – આ પ્રમાણે ધર્મનાં ચાર

પ્રમાણે આપ્યાં અને ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ, ધી વિદ્યા, સત્ય અને અક્રોધ એમ ધર્મનાં દશ સ્વરૂપ દર્શાવ્યાં. યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ ઉપર ' મિતાક્ષરા ' નામની ટીકા લખનાર વિજ્ઞાનેશ્વરે ૭ પ્રકારના ધર્મ જણાવ્યાઃ વર્ણધર્મ, આશ્રમધર્મ, વર્ણાશ્રમધર્મ, ગુણધર્મ, નિમિત્તધર્મ અને સાધારણધર્મ.

આ પ્રમાણે બીજા ઘણા તત્ત્વચિન્તકોએ ધર્મના સ્વરૂપ વિષે પોતાના ભિન્ન ભિન્ન અભિપ્રાયો દર્શાવ્યા છે. ધર્મ વિષે આટલાં બધાં મન્તવ્યો જોઈને સામાન્ય માણસ ગભરાઈ જાય એ બહુ સ્વાભાવિક છે. આવી ગભરામણને લીધે અખો ' એ અંધારો કૂવો ' એ પ્રમાણે બોલી ઊઠે એ પણ બહુ સ્વાભાવિક છે. આના પરિણામે ધર્મથી માણસ કંટાળે અને ગમે તે માર્ગે ચાલ્યો જાય તો તેમાં કોઈ પણ જાતનું આશ્ચર્ય નથી.

પણ આમ ગભરાવાની જરૂર નથી: ઉપર જણાવેલાં અનેક લક્ષણો ધર્મનાં છે, અધર્મનાં નથી. જે જે તત્ત્વચિન્તકે ધર્મનાં અનેક અંગોમાંનાં જે જે અંગનું દર્શન કર્યું, તે તે ચિન્તકે તે તે અંગને ધર્મનાં લક્ષણ તરીકે સ્વીકાર્યું. એટલે બધાં ય લક્ષણો ધર્મની જુદી જુદી બાજુઓ દર્શાવે છે. આ તો સાત આંધળા અને હાથીની જે પ્રસિદ્ધ વાત છે તેના જેવું થયું છે. જૈન દર્શનના સ્યાદ્વાદનું આ જ રહસ્ય છે. આ દષ્ટિએ વિચાર કરીએ છીએ ત્યારે આપણને સ્પષ્ટ સમજાય છે કે વાસ્તવિક રીતે બધાં લક્ષણોમાં ભેદ નથી. બધાં ય લક્ષણોનો સારી રીતે સમન્વય થઈ શકે છે.

વામાં આવેલું છે અને પછીથી ઇન્દ્ર અને ભરદ્વાજની કથામાં વેદોની – જ્ઞાનની અનન્તતા દર્શાવી સાવિત્રાગ્નિ એ જ સર્વ વિદ્યા છે, એ જ ત્રણ વેદ છે, અને તેથી સાવિત્રાગ્નિના જ્ઞાનથી ત્રણે ય વેદોનું જ્ઞાન પ્રાપ્તિ થઈ જશે, એમ કહેવામાં આવ્યું છે.

વૈદિક સાહિત્યમાંથી આવા ઘણા દાખલાઓ આપી શકાય એમ છે. આ બધાનું તાત્પર્ય એ છે કે ધર્મની એક બાજુ બીજી બાજુની સાથે અખંડિત રીતે જોડાયેલી છે, અને તેથી જ એકમાંથી બીજામાં અને બીજામાંથી ત્રીજામાં સરળતાથી ચાલ્યા જવાય છે.

માણસોમાં શબ્દજ્ઞાન હોય છે, ઘણી વિદ્વત્તા હોય છે, પણ જ્યાં સુધી તે બધું આચારમાં ઊતરતું નથી ત્યાં સુધી એ શબ્દજ્ઞાન, એ પાંડિત્ય કેવળ ભારરૂપ છે. આ હેતુથી જ આચારને પ્રથમ ધર્મ તરીકે જણાવ્યો છે. શાસ્ત્રો સત્યનું — સચ્ચિદાનંદ પરમાત્માનું — વર્ણન કરે છે, એટલે સત્યથી બીજો વધારે સારો ધર્મ કયો હોઈ શકે ? સત્ય એ પરમાત્માનું સ્વરૂપ છે, અને તેથી સત્યની ઉપાસના કરનારો મનુષ્ય પરમાત્માની જ ઉપાસના કરે છે અને પરમ ફળ ભોગવે છે. આ હેતુથી મનુ મહારાજે કહ્યું કે 'सत्यपूतां वदेद्वाचं मनःपूतं समाचरेत्' (૬. ૪૬). પારસી ભાઈઓના આચાર્ય ભગવાન જરથુષ્ટ્રે પણ આજ્ઞા કરી કે 'હુમત, હુખ્ત અને હુર્સ્ત,' અર્થાત્ પવિત્ર વિચાર, પવિત્ર વાણી અને પવિત્ર આચાર. આર્ય સંસ્કૃતિએ પણ સજ્જનનું લક્ષણ આપતાં જણાવ્યું કે મન, વાણી અને કર્મ એ ત્રણમાં જે એક જ પ્રકારે વર્તે તે સત્પુરુષ છે.

આ ઉપરથી આપણે એટલું સમજી શકીશું કે જે પાલન કરશે તેનો ધર્મ. કઈ વસ્તુ મુખ્ય છે અને કઈ ગૌણ છે, કઈ વસ્તુ અંતરંગ છે અને કઈ બહિરંગ છે, કયો પદાર્થ આત્મા જેવો નિત્ય છે અને કયો

પદાર્થ દેહના જેવો અનિત્ય છે — આ બાબતનો વિવેક-બુદ્ધિથી પૂર્ણ વિચાર કરી આપણે આપણી દિનચર્યા ઘડવાની છે. જેમ પ્રાણી પ્રાણવાયુ વિના જીવી શકતો નથી, તેમ તે ધર્મ વિના જીવી શકતો નથી. હમણાં આપણું રાજ્ય અસામ્પ્રદાયિક, બિનમજહબી છે. તેનો અર્થ 'ધર્મ વિનાનું' એ પ્રમાણે નથી, પણ 'સર્વધર્મસમભાવ' — બધા ય ધર્મો તરફ સમભાવ — એ પ્રમાણે છે; અને આ જ દૃષ્ટિબિન્દુ શુદ્ધ છે. ધર્મનો તુલનાત્મક અભ્યાસ કરનારા વિદ્વાનોએ અનેક વાર કહ્યું છે કે ધર્મો અનેક છે પણ ધર્મ એક છે. કવિકુલગુરુ કાલિદાસ કહે છે કે भिन्नरुचिर्हि लोकः – લોકોની રુચિ ભિન્ન ભિન્ન હોય છે. મહિમ્નસ્તોત્રનો પાઠ કરતાં આપણે વાંચીએ છીએ કે रुचीनां वैचित्र्यात्. લોકોની રુચિ વિચિત્ર પ્રકારની હોય છે. દરેક માણસ પોતાની રુચિ પ્રમાણે ધર્મ સ્વીકારે છે. લોકો અનેક છે તેથી તેમની રુચિઓ પણ અનેક છે, અને તેને લીધે ધર્મો પણ અનેક થાય છે. છતાં જેમ બધાં મનુષ્યોમાં મનુષ્યત્વ એક છે તેમ ધર્મોમાં ધર્મત્વ એક છે. આ દૃષ્ટિથી જ ભગવાને ગીતામાં કહ્યું કે 'જે માણસ મને જે પ્રકારે ભજશે તેને હું તે પ્રકારે ભજીશ.'

આ ચર્ચા ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે બધા ધર્મોમાં સત્ય, સદાચાર અને પ્રભુમય જીવનનાં તત્ત્વો જોવામાં આવે છે. આ સામાન્ય તત્ત્વોનો પણ સ્વીકાર કરી મનુષ્યને પ્રભુમય બનવાનો માર્ગ ખુલ્લો છે. જે યાત્રાએ જવા નીકળે તે લાભ મેળવે ! इन्द्र इच्चरतः सखा જે ફરે છે, પ્રયત્ન કરે છે, તેનો જ ઇન્દ્ર મિત્ર છે — એ ઐતરેય બ્રાહ્મણનો ઉપદેશ (૭. ૩. ૧૫) આપણે ગ્રહણ કરવા જેવો છે.

# જગદ્ગુરુ કૃષ્ણ

શ્રીમદ્ભગવદ્ગીતાના ધ્યાનમાં એક શ્લોક છે, અને તેમાં કહેવામાં આવ્યું છે કે **कृष्णं वन्दे जगद्गुरुम्**, અર્થાત્ જગતના ગુરુ કૃષ્ણને હું વંદન કરું છું. ભારતીય સંસ્કૃતિમાં ગુરુનું સ્થાન અતિ મહત્ત્વનું છે. આજે પણ શિષ્યો પોતાના ગુરુને ઉદ્દેશીને નમસ્કાર કરતાં કહે છે કે **अज्ञानतिमिरांधस्य ज्ञानांजनशलाकया । चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥**. અજ્ઞાનરૂપી અંધકારમાં અંધ બનેલા મારા જેવા શિષ્યનાં ચક્ષુ જ્ઞાનરૂપી અંજનની સળીથી જેમણે ખુલ્લાં કર્યાં છે એવા શ્રીગુરુને નમસ્કાર. જ્યારે સામાન્ય ગુરુનો આટલો બધો મહિમા છે ત્યારે સમસ્ત વિશ્વના ગુરુ ભગવાન કૃષ્ણનો કેટલો બધો મહિમા હોઈ શકે એનો વિચાર બુદ્ધિમાન મનુષ્ય સારી રીતે કરી શકે છે.

ભગવાન કૃષ્ણના જીવનના સામાન્ય રીતે બે વિભાગ કરવામાં આવે છે: એક બાલ્યાવસ્થાનું જીવન અને બીજું યુવાવસ્થાનું જીવન. બીજી દૃષ્ટિએ વિચાર કરતાં ખાનગી અને જાહેર. એ પ્રમાણે જીવનના બે

વિભાગો પાડી શકાય એમ છે. ભગવાન કૃષ્ણની બાલ્યાવસ્થાના જીવનનું વર્ણન શ્રીમદ્‌ભાગવતના દશમસ્કન્ધમાં આપવામાં આવેલું છે; જ્યારે તેમની યૌવનાવસ્થાના જીવનનું વર્ણન શ્રી મહાભારતમાં આપવામાં આવેલું છે. બાલ્યાવસ્થા અને યૌવનાવસ્થાના જીવનમાં એક સાધારણ તત્ત્વ રહેલું છે, અને તે સર્વજનોનો ઉદ્ધાર કરવાનું. આ સર્વજનોદ્ધારના કાર્યનો પ્રકાર બે અવસ્થાઓમાં ભિન્ન ભિન્ન છે. બાલ્યાવસ્થામાં ભગવાન કૃષ્ણે અનેક લીલાઓ કરીને મનુષ્યો વગેરેનો ઉદ્ધાર કરેલો છે, અને ભિન્ન ભિન્ન વિશિષ્ટ દૃષ્ટાન્તો ઉપરથી ભગવલ્લીલામાં રહેલી ભાવનાના સિદ્ધાન્તો સ્પષ્ટ રીતે તરી આવે છે. અર્થાત્ દૃષ્ટાન્તો ઉપરથી સર્વસામાન્ય સિદ્ધાંત કાઢવાનો પ્રકાર ભગવાનની બાલલીલાઓમાં જણાય છે. ભગવાનની યુવાવસ્થાના જીવનમાં, જાહેર જીવનમાં સર્વસામાન્ય ઉપદેશ આપવામાં આવેલો છે, અને તે ઉપદેશ વ્યક્તિઓ પોતાના જીવનમાં ઉતારી શકે છે.

આ બન્ને પ્રકારોમાં ભગવાન કૃષ્ણ સમસ્ત વિશ્વને ઉપદેશ આપે છે, સર્વને માટે જ્ઞાનમય પ્રદીપ સળગાવે છે અને અજ્ઞાનરૂપી અંધકાર દૂર કરીને જગતના ગુરુ બને છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં અર્જુન એ સમસ્ત માનવજાતિનો પ્રતિનિધિ છે, અને ભગવાન કૃષ્ણે અર્જુન દ્વારા અખિલ વિશ્વને દિવ્ય ઉપદેશ આપ્યો છે. અર્જુનની અનેક શંકાઓનું જે પ્રકારે ભગવાને નિરાકરણ કર્યું છે તે પ્રકારનો જ્યારે વિચાર કરવામાં આવે છે ત્યારે દરેક વિચારકને જણાય છે કે ભગવાનની વસ્તુને સમજાવવાની અને તેનું નિરૂપણ કરી સમર્થન કરવાની શક્તિ—આદર્શ ગુરુની શક્તિ—અપૂર્વ છે. દેહ અને આત્મા એ બન્ને ભિન્ન છે એ સિદ્ધાંત સમજાવવાને માટે ભગવાને જે યુક્તિઓ આપી છે તે ખરેખર સમર્થ છે. આ પ્રકારની પદ્ધતિ શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં સ્વીકારવામાં આવેલી છે, અને તેથી ગીતાના દરેક અભ્યાસીને પોતાના જીવનમાં

સારું માર્ગદર્શન થાય છે. જગત બહુરંગી છે, મનુષ્યો ભિન્ન રુચિના છે, એટલે સર્વનું સમાધાન કરી શકે એવા તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરવો એ બહુ કઠિન, લગભગ અસંભવિત કાર્ય છે, અને આ અસંભવિત જણાતું કાર્ય ભગવાન કૃષ્ણે ગીતામાં સુંદર રીતે કરી બતાવ્યું છે અને અખિલ વિશ્વના ગુરુ થવાની પોતાની સ્વાભાવિક યોગ્યતા સિદ્ધ કરી આપી છે.

ગીતાનો ઉપદેશ સનાતન છે, ત્રિકાલાબાધિત છે, સર્વ જનોને સદા ઉપકારક છે, અને આ ભવ્ય ઉપદેશ આપનાર ભગવાન કૃષ્ણ ગુરુઓના ગુરુ છે, અનેક ધાર્મિક ભેદોનો સમન્વય કરીને સત્ય માર્ગના દર્શક છે ભગવાન કૃષ્ણનો પ્રાદુર્ભાવ સર્વનો ઉદ્ધાર કરવાને માટે છે. આજના યુગમાં અજ્ઞાનનો અન્ધકાર સર્વત્ર પ્રસરી ગયેલો છે, અને તેનાં ભયંકર પરિણામો આપણે જોઈએ છીએ અને અનુભવ પણ કરીએ છીએ. પ્રકાશની ઘણી જરૂર છે, અને આ પ્રકાશ ભગવાન કૃષ્ણના ઉપદેશ વિના બીજે કોઈ પ્રકારે મળી શકે એમ નથી. આ કૃષ્ણજયંતીને પ્રસંગે જગદ્‌ગુરુ કૃષ્ણને શરણે જતાં **कृष्णं वन्दे जगद्गुरुम्** એ મંત્રની ઘોષણા આવશ્યક છે.



# ગીતાજયન્તી

આજે ગીતાજયન્તી છે. ભગવાનની આજ્ઞાનો સાત્ત્વિક વૃત્તિથી જો વિચાર કરવામાં આવે તો તે અગ્ખર શિયાળાનો આધ્યાત્મિક પાક થઈ પડે છે, અને જેમ દેહની પુષ્ટિને માટે શિયાળામાં લીધેલો પાક આખા વર્ષ સુધી બળ આપી જીવનમાં ચેતના રેડે છે તેમ આ આધ્યાત્મિક પાકથી આખું વર્ષ આત્માને બહુ સરસ પોષણ મળે છે; અને જ્યારે આત્મા અને દેહ એ બેની શકિત સર્વ રીતે વિકસિત થાય છે ત્યારે મનુષ્ય શું નથી કરી શકતો ?

અજ્ઞાન અને અહંકારને લીધે અર્જુનને જે મોહ થયો હતો તે ભગવાને કૃપા કરીને દૂર કર્યો, અને તેનો એકરાર કરતાં અર્જુને કહ્યું કે **नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत । स्थितोऽस्मि गतसन्देहः करिष्ये वचनं तव** ॥ (૧૮-૭૩). વર્તમાન જગતની સ્થિતિ અજ્ઞાનનું પરિણામ છે, સર્વત્ર સંઘર્ષ જોવામાં આવે છે, પ્રકૃતિનો વિસંવાદ સર્વ સ્થળે પ્રચલિત થયેલો છે; અહંતા, અસૂયા, અવિશ્વાસ ઇત્યાદિ લક્ષણો વ્યાપક બની ગયેલાં છે. વિશ્વ પ્રભુને સન્મુખ થવા ।

બદલે વિમુખ થઈને મોહાન્ધકારમાં ડૂબી ગયેલું છે. આર્તનાદનું સર્વત્ર શ્રવણ થાય છે. એક માનવ બીજા માનવની હત્યા કરે છે. **જીવો જીવસ્ય જીવનમ્** એ ન્યાય પ્રસરી ગયો છે. વકીલવનને લીધે સત્યનું દર્શન થઈ શકતું નથી. દેહ, પ્રન્દ્રિય અને ચિત્ત એ ત્રણેય દુષ્ટ થયેલાં અને સમાજ આ ત્રિદોષથી સન્નિપાત થઈ મરણોન્મુખ અવસ્થાએ પહોંચ્યો છે. આની અવસ્થામાં આત્મા પણ પામર જેવો જણાય છે; અને જો હજી પણ સંજીવની ઔષધ આપવામાં આવે તો ત્રિદોષનો નાશ થઈ આત્માની શુદ્ધ જ્યોતિ પ્રકાશમાન થાય એમ છે. ભગવાને અનુગ્રહ કરીને અર્જુનને આ સંજીવની આપી હતી, અને જગતના ઉદ્ધાર માટે વ્યાસે મહાભારતરૂપી પેટીમાં ગીતારૂપી આ સંજીવની ઔષધ બહુ કાળજીથી સાચવી રાખ્યું છે. આજે આપણે એ માત્રાનો એક જ લસરકો લઈશું તો પણ કૃતાર્થ થઈશું.

મનુષ્યોના ત્રણ વિભાગ થઈ શકે છેઃ – (૧) સાત્ત્વિક, (૨) રાજસ, (૩) તામસ. પોતાની પ્રકૃતિને અનુસરીને દરેક માણસ પોતપોતાની ક્રિયા કર્યા કરે છે. જેવા ત્રણ પ્રકારના જીવો છે તેવી જ રીતે જગતના બધાય પદાર્થો ત્રણ પ્રકારના છે. ઉપાસ્ય પદાર્થ, આહાર, યજ્ઞ, તપ, દાન, સુખ, શ્રદ્ધા, જ્ઞાન, કર્મ, બુદ્ધિ, ધૃતિ વગેરેના સાત્ત્વિક, રાજસ અને તામસ એ પ્રકારે ત્રણ વિભાગ જોવામાં આવે છે અને જે પ્રકારનો જીવ હોય છે તે પ્રકારની વસ્તુ તે જીવ પસંદ કરે છે. આ ત્રિવિધ જગતની ભાવના ગીતામાં બહુ સારી રીતે દર્શાવવામાં આવી છે. આ અપૂર્વ વૈવિધ્યને લીધે જગત એ પ્રભુની ક્રીડાનું – લીલાનું – સ્થાન – નાટકશાળા – બની જાય છે, અને જગતમાંથી પ્રભુ અસાધારણ આનંદ ભોગવે છે. જગતની દોરી પ્રભુના હાથમાં છે અને તે જે પ્રકારે દોરી હલાવે છે તે પ્રકારે જડ અને ચેતન પદાર્થો કાર્ય કરે છે.

ભગવાનની આ સર્વોપરી સત્તા અર્જુન ભૂલી ગ[illegible]

અહંકારને લીધે બધાં કર્મોની જવાબદારી પોતાને માથે લઈ લે છે. જીવાત્માનો પરમાત્માની સાથે કેવા પ્રકારનો સંબંધ છે તે જો યથાર્થ રીતે જાણવામાં ન આવે તો અર્જુનના જેવી સ્થિતિ ઊભી થાય એમાં આશ્ચર્ય નથી. જીવાત્મા પરમાત્માને અધીન છે, પરમાત્માની ભવ્ય અને મહાન લીલામાં નિમિત્તમાત્ર છે, પરમાત્માની આજ્ઞાનું સર્વથા પરિપાલન કરવાનું તેનું કર્તવ્ય છે અને પ્રભુની કૃપાનો આસ્વાદ કરી જીવનની દિવ્યતા પ્રાપ્ત કરી દિવ્ય આનન્દ ભોગવવો એ તેનો આદર્શ છે.

આ આદર્શ સિદ્ધ કરવાને માટે મનુષ્યને ત્રણ વસ્તુની જરૂર છે: (૧) આત્મસમર્પણ, (૨) સમતા અને (૩) વિશ્વમાં પ્રભુનું દર્શન. ગીતામાં આ ત્રણ ભાવનાઓ ઉપર બહુ ભાર મૂકવામાં આવ્યો છે. પ્રભુને આત્મા, અને તેની સાથે દેહ, ઇન્દ્રિય, અન્તઃકરણ વગેરે સમર્પણ કરીને જગતની સર્વ ક્રિયાઓ કરવામાં આવે તો તેમાંથી જ મનુષ્યને અપૂર્વ આનંદ મળી શકે છે. બધી વાત પ્રભુના હાથમાં જ મૂકીને જો સર્વ વ્યવહાર કરવામાં આવે તો મનુષ્ય પ્રભુની લીલામાં ઉત્તમ પાઠ ભજવી શકે છે. આત્મસમર્પણની ભાવનાને પરિણામે મનુષ્યમાં સમતા, તટસ્થતા બહુ સ્વાભાવિક રીતે આવી જાય છે. જગત સુખદુઃખ, લાભઅલાભ, જય-અજય, ઇષ્ટઅનિષ્ટ ઇત્યાદિ દ્વન્દ્વ પદાર્થોથી ભરેલું છે, અને જીવન એ કાંઈ એક ન્યાયબદ્ધ સુસંગત યાત્રા નથી. તેથી દરેકને આ દ્વંદ્વચક્રમાં ઇચ્છાએ કે અનિચ્છાએ પિલાવું પડે છે, અને જો સત્સંગ, શ્રદ્ધા કે પ્રભુનું સંપૂર્ણ શરણ ન હોય તો મનુષ્ય અતિ ક્ષુબ્ધ થઈ જાય છે, સમતોલપણું ગુમાવી બેસે છે, સંસારસાગરના પ્રવાહમાં તણાઈ જાય છે, અને આખરે ક્યાં જાય છે તેની ખબર પ્રભુ વિના બીજા કોઈને પડતી નથી. જ્યારે ક્ષોભ ઉત્પન્ન કરે એવી ઘટનાઓ જગતમાં બને ત્યારે તે વખતે પ્રભુનું સ્મરણ કરવાથી પ્રભુ આપણા ઉપર કૃપા કરે છે, અને

તેથી આપણે બધાં સંકટો સહેલાઈથી તરી જઈએ છીએ. આપત્તિ અને કટોકટીના પ્રસંગોએ પ્રભુએ અસંખ્ય જીવોને પોતાના કૃપાબળ વડે બચાવ્યા છે એ વાત સર્વ ધર્મોના ગ્રંથોમાં જોવામાં આવે છે. ગીતામાં પણ ભગવાન કહે છે કે : **सर्वधर्मान् परित्यज्य मामेकं शरण व्रज । अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥** અર્થાત્ પ્રભુને શરણે જઈને તેમની આજ્ઞાનું પાલન કરવાથી શોક-સાગર સહેલાઈથી તરી શકાય છે. પ્રભુને જ દૃઢતાથી વળગીને બધાં કર્તવ્ય કર્મો કરવાથી પરમ શાન્તિ અને સુખ ભોગવી શકાય છે.

મનુષ્ય વાસનાથી જ નિર્બળ બને છે. લોભ અને કામમાંથી ક્રોધ આવે છે, અને ક્રોધમાંથી સંમોહ ઉત્પન્ન થઈ અંતે વિનાશ થાય છે. કામ, ક્રોધ અને લોભ એ ત્રણ નરકનાં દ્વાર છે. વાસનાનું કારણ જગતના પદાર્થોનું ધ્યાન છે, તે પદાર્થોમાં રહેલી આપણી આસક્તિ છે. આ આસક્તિ જ સર્વ પ્રકારે ઘાતક નીવડે છે; અને જગતમાં આજે જે વિસંવાદનો સૂર સંભળાય છે તેનું કારણ પણ આપણી આ આસક્તિ જ છે. ગીતામાં પ્રભુ મનુષ્યને આજ્ઞા કરે છે કે જે કર્તવ્ય કર્મો છે તે બધાં, ફલમાં આસક્તિ રાખ્યા વિના, કેવલ કર્તવ્ય ધર્મ તરીકે જ કરવાનાં છે. પ્રભુની આ આજ્ઞા માથે ચઢાવવાથી આપણે આપણા જીવનમાં સામ્ય–સમતોલપણું — તટસ્થતા આણી શકીએ છીએ. આ સાધનોને માટે અભ્યાસ અને વૈરાગ્યની અપેક્ષા રહે છે. જગતના પદાર્થોનું વાસ્તવિક મૂલ્ય સમજીને અને આનંદમય પ્રભુની શ્રેષ્ઠતા જાણીને મનુષ્યે સતત પ્રયત્નથી સર્વ પદાર્થો પ્રતિ વિરક્તિ કેળવવાની રહે છે. જડ, ચેતન અને પ્રભુ એ ત્રણનાં સ્વરૂપ અને તેમનો પરસ્પર સંબંધ બરોબર સમજવાથી દરેકનું મૂલ્યાંકન યથાર્થ રીતે થઈ શકે છે, અને તેથી વૈરાગ્યને પ્રકટ થવામાં વિલંબ થતો નથી. આ પ્રકારે મનુષ્ય અનાસક્તિયોગ સાધી શકે છે.

બીજી રીતે વિચાર કરતા આપણને જણાય છે કે વિશ્વ એ પ્રભુની લીલાનુ સ્થાન છે મનુષ્યો પ્રભુના અંશો છે, એટલે મનુષ્યનો સ્વાભાવિક ધર્મ એ છે કે વિશ્વમા સર્વત્ર પ્રભુનુ દર્શન કરવુ પ્રભુ સર્વમા છે, અને સર્વ પ્રભુમા છે એ ભાવનાનો અનુભવ કરવાથી આપણે બ્રાહ્મી સ્થિતિ પ્રાપ્ત કરી શકીએ છીએ એકત્વની ભાવનાના પરિણામે બીજા પ્રાણીઓ પ્રતિ પ્રેમ સ્વાભાવિક રીતે વ્યક્ત થાય છે અને આપણા દિવ્ય આનન્દનો અનુભવ બીજાઓને પણ કરાવી શકીએ છીએ વૈરાગ્ય એ નિષેધાત્મક છે જ્યારે આનન્દ ભાવાત્મક છે આવી બ્રાહ્મી સ્થિતિએ પહોચેના અનેક મહાનુભાવી પુરુષોના દૃષ્ટાંતો જગતની સંસ્કૃતિના ઇતિહાસમાથી મળી આવે છે વર્તમાન યુગમા પણ મહાત્મા ગાધીજી અને શ્રીઅરવિન્દ ઘોષ જેવી વિભૂતિઓ વિશ્વવિખ્યાત થયેલી છે

જગત મિથ્યા છે, અનિર્વચનીય માયાનુ કાર્ય છે, અને જીવ જીવ તરીકે મિથ્યા છે, પણ વાસ્તવિક રીતે તે બ્રહ્મ છે, એવા પ્રકારનો જે સિદ્ધાન્ત છે તે ગીતામા નથી પ્રભુ રૂપ અને નામની ક્રીડા કરે છે જીવ એ પ્રભુનો સત્ય અંશ છે, અને જગત એ પ્રભુનુ જ આધિભૌતિક સ્વરૂપ છે પ્રભુએ તો આ બધો ખેલ માડ્યો છે, વિશ્વરૂપી એક નાટક રચ્યુ છે, અને તેમા મનુષ્યો પ્રભુની આજ્ઞાને અનુસરીને પ્રભુની ક્રીડામા સહાયભૂત થાય છે નાટકમા નટની માફક પોતાનો નિયત કરેલો પાઠ ભજવીને પ્રભુને પ્રસન્ન કરી આનન્દ ભોગવે છે શ્રીઅરવિન્દ યથાર્થ રીતે કહે છે કે આદર્શ સમાજ એ માનવસમષ્ટિના અંતર્ગતમા ભગવાનનુ વાહન છે – જગન્નાથની યાત્રાનો રથ છે, અને એકતા, સ્વાધીનતા, જ્ઞાન અને શક્તિ એ આ રથના ચાર ચક્રો છે

મનુષ્યો પોતાના સ્વભાવ પ્રમાણે કર્મ, જ્ઞાન અને ભક્તિ એ ત્રણમાથી એક માર્ગ સ્વીકારીને પરમ પદની પ્રાપ્તિ કરે છે. ગીતાનો

સિદ્ધાન્ત અતિ ઉદાર છે. દરેક પ્રકારની વ્યક્તિને ગીતા આશ્વાસન આપે છે. ભિન્ન ભિન્ન પદાર્થોની ઉપાસના કરનારાઓ પણ વાસ્તવિક રીતે એક જ પ્રભુની ઉપાસના કરે છે એમ જણાવીને ગીતાએ સંયમ અને સહિષ્ણુતાનો પાઠ શીખવ્યો છે. મનુષ્ય પોતાની ભૂમિકાને અનુસરીને જ પરમ તત્ત્વનું સ્વરૂપ કલ્પે છે, અને તે જ ભૂમિકામાંથી કાળક્રમે તે પોતાની પ્રગતિ સાધી શકે છે, એટલે ધર્મોના ભિન્ન ભિન્ન સ્વરૂપોને લીધે આજે જે અનિષ્ટ સંઘર્ષ થાય છે તેની ગીતા નિંદા કરે છે. નિષ્કામ કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગ કઠિન છે એટલે ભક્તિમાર્ગનું માહાત્મ્ય વધે છે, અને ગીતા કહે છે તેમ તેની આગળ જઈને સર્વાત્મભાવથી પ્રભુને શરણે જઈ, તેની કૃપા ઉપર જ અવલંબી જીવનયાત્રા ચલાવવાથી પ્રભુમય જીવન બને છે અને આ અધિકાર પ્રાણીમાત્રનો છે, બ્રહ્માથી માંડીને ચાંડાળ સુધીનાનો છે. આ વિશાળ ભાવનામાં જ ગીતાની વિશિષ્ટતા રહેલી છે. પ્રભુના રાજ્યમાં વર્ણનો ભેદ સંભવી શકતો નથી. વળી ગીતાએ કર્મ, જ્ઞાન અને ભક્તિ એ ત્રણેનો પણ સમન્વય સાધી આપ્યો છે; અને એ ગીતાની બીજી વિશિષ્ટતા છે. આ વિશિષ્ટતાને અંગે શ્રી અરવિન્દ કહે છે કે જ્યારે સમષ્ટિમાં રહેલા વિરાટ પુરુષની પ્રેરણાથી જ્ઞાન, કર્મ અને ભક્તિનો સમન્વય થઈ માનવના આત્મામાં રહેલી એકતા પ્રગટ થશે, ત્યારે જગન્નાથના રથનાં ચક્રો જગતના માર્ગ પર ગતિ કરશે, એના પ્રકાશથી દિશાઓ આલોકિત બનશે, પૃથ્વી ઉપર સત્યયુગનો અવતાર થશે, મર્ત્ય માનવની આ પૃથ્વી પ્રભુનું ક્રીડાંગણ, ભગવાનની મંદિરનગરી, temple city of God, આનન્દપુરી બનશે.

આપણે પણ આજે પ્રભુની કૃપાની યાચના કરતાં કહીએ કે **तमसो मा ज्योतिर्गमय ।**



★

# તત્ત્વજ્ઞાનમાં પ્રમાણનું સ્થાન

મનુષ્યની બુદ્ધિ જગતના પદાર્થોનું પૃથક્કરણ કરી જગતની પાછળ રહેલા તત્ત્વનું સ્વરૂપ સમજવા અનાદિ કાળથી પ્રયત્ન કરે છે અને આ પ્રયત્નમાંથી જ જગતના તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ અસ્તિત્વમાં આવે છે. મનુષ્યની પ્રકૃતિની વિવિધતાને લીધે તેની બુદ્ધિમાં સ્વાભાવિક રીતે વૈવિધ્ય આવે છે અને તેને પરિણામે તત્ત્વજ્ઞાનમાં અનેક પ્રકારના રંગો જોવામાં આવે છે. પ્રમાણ વિના પ્રમેયની સિદ્ધિ થતી નથી એ આપણા અનુભવને પ્રાચીન તત્ત્વચિન્તકોએ પણ સમર્થન આપેલું છે. ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં પ્રત્યક્ષ, અનુમાન શબ્દ, ઉપમાન, અર્થાપત્તિ, અનુપલબ્ધિ, સંભવ, ઐતિહ્ય, ચેષ્ટા અને પ્રતિભા એ પ્રમાણે પ્રમાણોની સંખ્યા દશ સુધી પહોંચી છે. આ ઉપરથી એક વાત ફલિત થાય છે કે જેમ વૈદિક મન્ત્ર વિનિયોગરહિત ન હોય તેમ કોઈ પણ તત્ત્વજ્ઞાન પ્રમાણરહિત ન હોય. આ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાનું જે સાધન તેને જ આપણે 'દર્શન' તરીકે ઓળખાવીએ છીએ.

દર્શનોની સંખ્યા નિયત નથી. 'ષડ્દર્શન' એ શબ્દનો પ્રયોગ બહુ પ્રાચીન નથી. પ્રાચીન ઉપનિષદોમાં જ્યાં વિદ્યાની ગણના કરવામાં

આવેલી છે ત્યાં આપણાં પ્રસિદ્ધ છ દર્શનોનાં નામો જોવામાં આવતાં નથી. યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં પણ ચૌદ વિદ્યાસ્થાનોમાં ફક્ત ન્યાય અને મીમાંસા એ બે દર્શનોનો જ નિર્દેશ કરેલો છે. રાજશેખરના 'વાઙ્મય' પદમાં અને જયન્ત ભટ્ટના 'ષટ્તર્ક્ી' પદમાં પણ બધાં પ્રસિદ્ધ છ દર્શનોનાં નામો જોવામાં આવતા નથી. હરિભદ્રસૂરિ, જિનદત્તસૂરિ અને માધવાચાર્યે ભિન્ન ભિન્ન દર્શનોનો સ્વીકાર કરેલો છે. આ સર્વ દર્શનોમા પ્રમાણનો સ્વીકાર કરવામાં આવેલો છે.

પરમ તત્ત્વ સામાન્યતઃ અદૃશ્ય હોવાથી પ્રત્યક્ષ અને અનુમાનને બદલે શબ્દને શ્રેષ્ઠ પ્રમાણ તરીકે સ્વીકારવાની વૃત્તિ બહુ સ્વાભાવિક છે. અતીન્દ્રિય પદાર્થનો વિચાર કરવામાં શબ્દપ્રમાણ બહુ ઉપકારક છે, કારણ કે 'શબ્દ' એ પરમ તત્ત્વનો સાક્ષાત્કાર કરનારા ઋષિઓનાં વચનો છે. ઋષિઓ કોઈ પણ દિવસ અસત્ય બોલતા નથી, તેથી તેઓ પરમ તત્ત્વના અનુભવનું જે વર્ણન કરે છે તે સર્વથા સત્ય હોવાથી સન્માર્ગનું દર્શન કરાવે છે. અજાણ્યે રસ્તે ચઢી ગયેલો મુસાફર જેમ પગદંડીને અધારે આગળ ચાલ્યો જાય છે તેમ તત્ત્વબુભુત્સુ અનુભવીઓના જ્ઞાન-પ્રકાશની મદદથી પોતાનું પ્રયોજન સિદ્ધ કરી શકે છે. વેદોના મન્ત્રોમાં અને ઉપનિષદની વિચારવાગઓમા ઋષિઓના અને તત્ત્વચિન્તકોના અનુભવોનું વર્ણન જ છે. તેથી તે સાહિત્ય તત્ત્વની શોધમાં નીકળેલા માનવોને ઘણું ઉપયોગી છે. ગૌતમ બુદ્ધે દરેકને પોતાના અનુભવને જ પ્રમાણ તરીકે સ્વીકારવાનો ઉપદેશ આપતા કહ્યું કે મારા શબ્દો ઉપર વિશ્વાસ રાખ્યા કરતા તું અહીં આવ અને જો. આમ છતાં પછીથી ગૌતમ બુદ્ધના શબ્દોને જ બૌદ્ધોએ પ્રમાણ તરીકે સ્વીકાર્યા. જૈનદર્શનમાં પણ તેમ જ થયું. ચાર્વાકદર્શનમાં ફક્ત પ્રત્યક્ષ પ્રમાણને સ્વીકારવામાં આવેલું હોવા છતાં બૃહસ્પતિનાં વચનોનો આધાર અનેક વાર લેવામાં આવેલો છે. આ પ્રમાણે વાસ્તવિક રીતે શબ્દપ્રમાણની મહત્તા વધેલી છે

બીજાં દર્શનોની વાત દૂર રાખીને એકલા વેદાન્તદર્શનનો વિચાર કરતાં આપણને સ્પષ્ટ જણાય છે કે ઉપનિષદ, ભગવદ્ગીતા અને બ્રહ્મસૂત્રો – અને પછીથી કેટલાકને મતે પુરાણો અને આગમો – પ્રસ્થાન તરીકે સ્વીકારવામાં આવેલાં છે અને વેદાન્તની સર્વ શાખાઓ ઉપર તેમનો પ્રભાવ અદ્ભુત પડેલો છે. શબ્દપ્રમાણના – આ ત્રણ કે ચાર પ્રસ્થાનોના – ક્ષેત્રમાં જ રહીને સર્વ વેદાન્તદર્શનો યથેચ્છ વિહાર કરી રહ્યાં છે. આ પ્રસ્થાનોની પરંપરાનું બળ એટલું બધું વધી ગયેલું છે કે વેદાન્તના કોઈ પણ આચાર્યને જગતમાં ટકી રહેવા માટે આ પ્રસ્થાનો ઉપર ભાષ્યો રચી જગતને દેખાડવું પડે છે કે અમારો અભિપ્રાય પ્રમાણભૂત ગ્રન્થોને આધારે જ બંધાયેલો છે. વસ્તુતઃ બન્યું છે એવું કે વેદાન્તીઓએ પોતાનો મત સમર્થિત કરવા માટે પ્રસ્થાનશાસ્ત્રોનાં વ્યાખ્યાનોમાં બહુ છૂટ લીધેલી છે. ગ્રન્થનો મૂળ આશય શો છે તેનો વિચાર કર્યા વિના પોતાનો એ મત ગ્રન્થમાંથી કેવી રીતે નીકળી આવે એનો જ વિચાર કરીને વેદાન્તના આચાર્યોએ વ્યાખ્યાનો રચ્યાં છે. છાન્દોગ્ય ઉપનિષદના સુપ્રસિદ્ધ તત્ત્વમસિ વાક્યને अतत्त्वमसि માની કે મધ્વાચાર્યે પોતાનો દ્વૈતમત શ્રુતિસિદ્ધ છે એમ દર્શાવ્યું ! ભગવદ્ગીતા અને બ્રહ્મસૂત્રો ઉપરનાં વ્યાખ્યાનોમાં એટલી બધી વિવિધતા રહેલી છે કે આપણને આશ્ચર્ય થાય છે કે એક જ પ્રમાણગ્રન્થ આટલા બધા ભિન્ન મતોનું સમર્થન શી રીતે કરી શકે છે ! પ્રમાણની પરંપરાનું સ્થાન સમાજમાં એટલું બધું વ્યાપક અને બળવાન છે કે આ પ્રમાણોનો ઝભ્ભો કોઈ તત્ત્વચિન્તકે જો ન પહેર્યો હોય તો કોઈ પણ માણસ તેના સામું જોશે નહિ. લોકમાન્ય ટિળક, મહર્ષિ અરવિન્દ, મહાત્મા ગાંધી અને ડૉ. રાધાકૃષ્ણન જેવા આપણા વર્તમાન યુગના વિશિષ્ટ ચિન્તકોને પણ ગીતા જેવા પ્રમાણગ્રન્થનું શરણ લઈને પોતાના સત્કાર્યો કરવાની ફરજ પડી છે. પ્રમાણગ્રન્થો બધા યુગમાં એક જ હોવા છતાં તેમાંથી જ જુદા જુદા યુગના ચિન્તકો પોતાના યુગને અનુકૂલ વિચારધારા ખેંચી

કાઢે છે. આત્મા અને દેહના સંબંધની ચર્ચા કરતાં ગીતાએ જીર્ણ વસ્ત્રોનું જે દષ્ટાંત આપેલું છે તે પ્રમાણગ્રન્થો અને યુગોના વિષયને યથાર્થ લાગુ પડે છે.

પ્રસ્થાનપરંપરાનાં ભિન્ન ભિન્ન વ્યાખ્યાનોને લીધે મનુષ્યોને કેટલીક વાર મોહ થઈ જવાનો સંભવ રહે છે. મહાભારતકાર કહે છે તે પ્રમાણે શ્રુતિઓ ભિન્ન, સ્મૃતિઓ ભિન્ન, અને જેનો મત પ્રમાણભૂત ગણાય એવો કોઈ ઋષિ નહિ, એવી સ્થિતિ પ્રાપ્ત થાય છે. સંદેહનું નિરાકરણ કરતાં વ્યાસે તો સ્પષ્ટ કહ્યું કે महाजनो येन गतः स पन्थाः બહુમતીવાદના આ યુગમાં વ્યાસના બહુમતીવાદનો કોઈનાથી વિરોધ થઈ શકે એમ નથી.

તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં જ્યારે જયરાશિ ભટ્ટ જેવા વિચારકો પ્રમાણોના બલાબલનો વિચાર કરે છે ત્યારે તેમને પ્રમાણોની એક પ્રકારની વિડંબના જ જણાય છે. જયરાશિનો તો ખરેખર મિજાજ જ જાય છે, તે એટલે સુધી કે બધાં ય પ્રમાણોનું — પ્રત્યક્ષ પ્રમાણનું પણ — ખંડન કરવા તેમણે ઈ. સ. ના સાતમા શતકમાં तत्त्वोपप्लवसिंह નામનો ગ્રન્થ રચ્યો આ ગ્રન્થ ગાયકવાડ ઓરિએન્ટલ સિરિઝમાં ૮૭મા પુસ્તક તરીકે પ્રસિદ્ધ થયેલો છે. ગ્રન્થને અંતે જયરાશિ કહે છે કે तदेवमुपप्लुतेष्वेव तत्त्वेष्वविचारितरमणीयाः सर्वे व्यवहारा घटन्ते.

ચાર્વાક મતનો અનુયાયી જયરાશિ પણ બધાં પ્રમાણોથી થાકી ગયો, અને આઝાદ બની ગયો ! આ બધામાંથી એક વાત સિદ્ધ થાય છે કે પરમ તત્ત્વનું સ્વરૂપ દર્શાવવાને માટે પ્રમાણો – શબ્દ અને પ્રત્યક્ષ પ્રમાણ પણ – સમર્થ નથી. ભાગવતમાં વર્ણવેલી દામોદર-લીલા પણ સાધનોની અપર્યાપ્તતા જ દર્શાવે છે. પરમ તત્ત્વનું સ્વરૂપ ગુરુએ મૌનથી જ દર્શાવ્યું એમ ઉપનિષદ કહે છે. શ્રદ્ધા અને

યોગની સાધનાથી જ્યારે અન્તઃકરણ શુદ્ધ થાય છે ત્યારે અંતરમા આત્માની જ્યોતિના દર્શન થઈ શકે છે આ આત્માના પ્રકાશમાથી સાધક પરમ જ્યોતિમા પ્રવેશ કરે છે બ્રહ્મનો આનન્દ ભોગવનાર યોગી સર્વથા નિર્ભય બની વાસ્તવિક સમ્રાટ બની જાય છે અધિકારી શિષ્યોને સંતો આત્માનુભવનુ રહસ્ય એકાન્તમા જે સમજાવે છે તેનુ પ્રયોજન આપણે સમજી શકીએ છીએ આ હેતુથી સાધુસંતોનો સમાગમ આપણા જીવનને ઉન્નત બનાવી બ્રહ્માનન્દ આપી શકે છે આ અનુભવવાદ કે ગૂઢવાદ – Mysticism – પરમ તત્ત્વનુ સમગ્ર દર્શન કરાવી શકે છે યાજ્ઞવલ્ક્યે જ્યારે **નેતિ નેતિ** એ પ્રમાણે બ્રહ્મનુ નિષેધાત્મક વર્ણન કર્યું ત્યારે તેમણે સ્પષ્ટ સૂચવ્યુ કે પરમ તત્ત્વને સમજવાને માટે બધા પ્રમાણો કરતા અનુભવવાદ જ ખરેખરી રીતે ઉપયોગી છે શ્રદ્ધા પવિત્રતા, સંયમ, ગુરુશરણ અને ઈશ્વરની કૃપા આ પાચ અનુભવવાદના સોપાન છે જગતના બધા ધર્મોનો ઇતિહાસ અનુભવવાદને સમર્થન આપે છે તત્ત્વજ્ઞાનની બીજી બાજુ ધર્મ છે તત્ત્વજ્ઞાન પદાર્થ જણાવે છે, ધર્મ તેનો અનુભવ કરાવે છે આજે ભારતમા જ્યારે બધા સિદ્ધાન્તો ગ્રન્થમા જ રહ્યા છે ત્યારે પણ અનુભવવાદનો આસ્વાદ કરનારા યોગીઓ, સંતો અને ચિન્તકો મળી આવે છે. આ છે પ્રમાણોની પામરતા અને અનુભવવાદનો મહિમા !



# ગુજરાતમાં ધર્મોનો વિકાસ

## ગુજરાત : ધર્મની ભૂમિ

ગુજરાત ઘણો પ્રાચીન દેશ છે. લાંબી સમુદ્રની પટ્ટીને લીધે તેણે જગતની બીજી પ્રજાઓ સાથે વેપાર કરેલો છે. પુરાતત્ત્વ ખાતાના ખોદકામને પરિણામે રંગપુર અને લોથલ સુધી સિંધુ સંસ્કૃતિનાં ચિહ્નો – અવશેષો આજે આપણને જોવા મળે છે. દ્વારકામાં કૃષ્ણનો નિવાસ હોવાથી - અને કૃષ્ણ એ તત્ત્વજ્ઞાનીઓના રાજા, યોગેશ્વર હોવાથી – ગુજરાતની મહત્તા મહાભારતકાળથી વધી છે. ગુજરાત ધર્મની ભૂમિ તરીકે પ્રસિદ્ધ થયું છે, ધર્મોનું સંગ્રહસ્થાન બન્યું છે.

## વૈદિક ધર્મ

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર (અને અસ્પૃશ્ય) એ સમાજના ચાર વર્ણો સંસ્કારની દૃષ્ટિએ જુદે જુદે સ્થાને ઊભા રહેલા હતા. બ્રાહ્મણો વૈદિક ધર્મને અનુસરી કર્મકાંડ પ્રમાણે યજ્ઞો કરતા

હતા, જ્ઞાનકાંડને અનુસરી બ્રહ્મનું ચિંતન કરતા હતા. બ્રાહ્મણ-સમાજને માટે, અને ક્ષત્રિય અને વૈશ્ય-સમાજને માટે પણ, વૈદિક ધર્મ સારું કાર્ય કરતો હતો. રાજાઓ વૈદિક યજ્ઞો કરતા હતા, વિદ્વાન બ્રાહ્મણોનું પૂજન કરતા હતા, અને તે રીતે પ્રજામાં સંસ્કૃતિની જ્યોતિ પ્રદીપ્ત રાખતા હતા. જ્ઞાનમાર્ગ, કર્મમાર્ગ અને ભક્તિમાર્ગ એ ત્રણ માર્ગોથી પ્રજાને આધ્યાત્મિક સંતોષ મળતો હતો.

## વૈદિક ધર્મનો વિકાસ

બ્રાહ્મણો સામાન્ય રીતે જ્ઞાનમાર્ગને અને કર્મમાર્ગને અનુસરે છે. તેઓ શિવના ઉપાસક હોય છે અને શૈવધર્મને અનુસરે છે. તેઓ શ્રી શંકરાચાર્યના સંપ્રદાયના અનુયાયીઓ હોય છે. શ્રી શંકરાચાર્યે દ્વારકામાં શારદાપીઠની સ્થાપના કરી પોતાના શિષ્ય સુરેશ્વરને પીઠ ઉપર બેસાડવાથી બ્રાહ્મણોને અદ્વૈત વેદાંતનો સારો લાભ મળ્યો છે. સામાન્ય રીતે ક્ષત્રિયો અને વૈશ્યો ભાગવત ધર્મને અનુસરનારા હોય છે, વિષ્ણુ અને તેના અવતારોની – ખાસ કરીને રામ અને કૃષ્ણની – ભક્તિ કરનારા હોય છે. ચંદ્રગુપ્ત મૌર્ય, ગુપ્તો અને મૈત્રક રાજાઓ પરમ માહેશ્વર હતા. આ પ્રમાણે ગુજરાતમાં બે મુખ્ય ધર્મો – શૈવ અને વૈષ્ણવ – પ્રચારમાં આવેલા છે. વળી વૈષ્ણવ ધર્મની જુદી જુદી શાખાઓ જોવામાં આવે છે, દા. ત. રામાનુજાચાર્ય અને રામાનંદના સંપ્રદાયો, જ્યાં સમાજનો મોટો ભાગ – ખાસ કરીને વૈશ્યો, વેપારીઓ – શ્રી વલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગના અનુયાયીઓ બન્યા છે. આચારની શુદ્ધિનો આગ્રહ રાખી શ્રી સહજાનંદ મહારાજે સમાજના નીચલા થરનો ઉદ્ધાર કર્યો છે. વૈષ્ણવ ધર્મની મૂળ પવિત્રતાને તેમણે ફરીથી જીવતી કરી છે. આજે ગુજરાતમાં પુષ્ટિમાર્ગથી બીજે નંબરે જ સ્વામીનારાયણ ધર્મ મહત્ત્વનું સ્થાન

ભોગવે છે. સૂર્ય, ગણપતિ અને દત્તાત્રેયની ઉપાસના આજે પ્રચલિત છે. તેનાં મંદિરો છે. શક્તિની ઉપાસના પણ ચાલુ છે અને બહુ લોકપ્રિય બનેલી છે. કાલિકા, અંબાજી અને બહુચરાજીની પૂજાનો ગુજરાતમાં સારો પ્રચાર થયેલો છે. કારવણની લકુલીશની મૂર્તિ પાશુપતદર્શનની સૂચક છે. આર્યસમાજના સ્થાપક દયાનંદ સરસ્વતી ગુજરાતના છે. થિયોસોફી અને પ્રાર્થનાસમાજની પ્રવૃત્તિઓ પણ સમાજને બહુ ઉપકારક થયેલી છે. શ્રી નૃસિંહાચાર્યજી અને શ્રી નથુરામ શર્માના સેવકો પણ આજે છે.

## બૌદ્ધ ધર્મ

ગુજરાત એ જૈનોનું સ્થાન છે. આજે જૈન ધર્મ ગુજરાતમાં બળવાન છે, સર્વ સ્થાને પ્રચાર પામેલો છે. બૌદ્ધ ધર્મના અનુયાયીઓ અને સાધુઓ ગુજરાતમાં ઘણા હતા. કાળક્રમે ભારતમાંથી બૌદ્ધ સંપ્રદાયનો નાશ થતાં ગુજરાતમાંથી બૌદ્ધ લોકો તિરોહિત થઈ ગયા. બૌદ્ધોના વિહારો, તેમની ગુફાઓ અને અશોકનો ગિરનાર ઉપરનો શિલાલેખ એટલું જ આજે બૌદ્ધ સંપ્રદાયના અવશેષો તરીકે આપણને મળે છે; કોઈ બૌદ્ધ અનુયાયીનાં (શુદ્ધ સોસાયટીના સભ્યો સિવાય) દર્શન થતાં નથી. અર્થાત્ ગુજરાતમાં આજે બૌદ્ધ સંપ્રદાય નથી.

પ્રાર્થનાસમાજની સ્થાપના સરદાર ભોળાનાથ સારાભાઈએ ઈ. સ. ૧૮૭૧માં અમદાવાદમાં કરી છે.

## કૃષ્ણની ભૂમિ

ભગવાન કૃષ્ણે જ્યારથી ગીતાનો ઉપદેશ કર્યો ત્યારથી ગુજરાતમાં વૈષ્ણવ ધર્મ સ્વાભાવિક રીતે પ્રચલિત થયેલો છે અને કાળક્રમે

બળવાન બનેલો છે. વાસ્તવિક રીતે તો કૃષ્ણ એ ગુજરાતનો આત્મા છે; અને જેમ વિષ્ણુના ચરણારવિંદમાંથી ગંગાનો પ્રવાહ વહે છે તેમ કૃષ્ણના મુખારવિંદમાંથી અધ્યાત્મવિદ્યાની સરિતા વહી રહી છે. આધ્યાત્મવિદ્યા એ તો કૃષ્ણની વિભૂતિ છે. મૌર્ય, શુંગ, ગુપ્ત, મૈત્રક અને સોલંકી વંશના રાજાઓના સમય સુધી શૈવ અને ભાગવત ધર્મો ગુજરાતમાં પ્રચારમાં રહેલા છે. કાર્તિકેયની ભક્તિ ગુજરાતમાં પ્રચલિત હતી. ગુપ્ત, મૈત્રક અને ચાલુક્ય રાજાઓનાં દાનપત્રો રાજાઓની ધાર્મિક ઉદારતા – પરમતસહિષ્ણુતા દર્શાવે છે. રાજાઓ પરમ માહેશ્વર અને પરમ ભાગવત તરીકે ઓળખાય છે. સર્વધર્મસમભાવની દૃષ્ટિને લીધે ગુજરાતમાં ઘણા ધર્મો સાથે સાથે પ્રચાર પામ્યા છે.

### કર્મકાંડ

કઠ અને મૈત્રાયણી શાખાના અનુયાયીઓ, સામવેદ અને અથર્વવેદના બ્રાહ્મણો ફક્ત ગુજરાતમાં જ છે. માધ્યંદિન શાખાના – શુક્લ યજુર્વેદના, મહર્ષિ યાજ્ઞવલ્ક્યના—અનુયાયીઓ પણ સારા પ્રમાણમાં જોવામાં આવે છે. તેથી ગુજરાતમાં કર્મકાંડ જીવતો રહ્યો છે. ઋગ્વેદી બ્રાહ્મણો પણ ગુજરાતમાં જોવામાં આવે છે.

### તીર્થસ્થાનો

ગુજરાતનાં તીર્થસ્થાનો ધર્મોનો સાચો ખ્યાલ આપી શકે છે. પૂજાને માટે જુદા જુદા દેવોનાં મંદિરો બાંધવામાં આવેલાં છે. એકલા નર્મદાના તીર ઉપર અસંખ્ય શિવાલયો જોવામાં આવે છે. ધ્યાનના શ્લોકો પ્રમાણે દેવોની અને દેવીઓની મૂર્તિઓ ઘડી તેમની પ્રતિષ્ઠા કરવામાં આવે છે. હિંદુઓનો સામાન્ય ધર્મ ઇષ્ટાપૂર્ત — યજ્ઞ કરવા અને કૂવા, તળાવ, મંદિરો વગેરે બંધાવવાં — હોવાથી કુદરતી રીતે અસંખ્ય

દેવાલયો અસ્તિત્વમાં આવેલાં છે. ભૃગુપુર, સોમનાથ, માતૃગયા, સિદ્ધપુર, દામનપુરી ડાકોર, મોઢેરા, ખેડબ્રહ્મા, શામળાજી અંબિકા, તાંબિકા અને બહુચરાજી ગિરનાર ગઢડા અને વડતાલ, શ્રી વલ્લભાચાર્ય અને શ્રી વિઠ્ઠલનાથજીની અનેક બેઠકો — આ બધાં સ્થાનોમાં આજે પણ પૂજાનો પ્રવાહ ચાલુ રહ્યો છે. આ તીર્થોની યાત્રા કરવા ભારતના જુદા જુદા ભાગોમાંથી દર વર્ષે અસંખ્ય માણસો આવે છે. અને દેશની ખરી એકતા કેટલી બળવતી છે એનો ખ્યાલ આ યાત્રાઓ ઉપરથી સહેલાઈથી આવી શકે છે. યાત્રાને નિમિત્તે ગુજરાતે દેશના જુદા જુદા ભાગોની પ્રજાને આકર્ષી છે.

## સાંખ્યદર્શન

સાંખ્યમતના સ્થાપનાર કપિલ મુનિ સિદ્ધપુરમાં હતા. આજે ત્યાં તેમનો આશ્રમ જોવામાં આવે છે. ભરૂચ જિલ્લામાં ખંભાતના અખાત ઉપર કાવી ગામ છે તે પહેલાં બંદર હતું. ત્યાં કપિલ બ્રાહ્મણો વસેલા છે. આ ઉપરથી જણાય છે કે ગુજરાતમાં સાંખ્ય સંપ્રદાય પ્રવર્તેલો છે. ભાગવતમાં (સ્કંધ ૩) કપિલ મુનિનું વર્ણન છે. તેમાં તે દેવહૂતિને સાંખ્યમતનો ઉપદેશ આપે છે. પાશુપતમતની માફક સાંખ્યમતનો પણ પ્રચાર ગુજરાતમાં થયેલો છે. મૈત્રકોના દાનપત્રો અને ચીની યાત્રાળુ હુએનત્સંગની નોંધ ઉપરથી જણાય છે કે વલભીપુરમાં વૈદિક ધર્મના અનુયાયીઓ ઉપરાંત જૈનો અને બૌદ્ધો પણ સારા પ્રમાણમાં રહેતા હતા. હુએનત્સંગે વલભીપુરમાં બૌદ્ધ ધર્મની હીનયાન શાખાના હજારો ભિક્ષુઓ જોયા હતા. ગુહસેનના એક દાનલેખ ઉપરથી પણ જણાય છે કે હીનયાનના અઢાર પ્રભેદ ત્યાં પ્રવર્તતા હતા. ગુણમતિ અને સ્થિરમતિ નામના બોધિસત્ત્વો વલભીમાં રહેતા હતા. સ્થિરમતિએ તો પ્રખ્યાત ગ્રંથકાર વસુબંધુના ગ્રંથ ઉપર ટીકા તથા મહાયાન પંથના — યોગાચાર મતના — બીજા સ્વતંત્ર લેખો પણ લખ્યા છે. એમાં પ્રતિપાદન

કરેલા સિદ્ધાંતો શાંકરવેદાંતને એટલા બધા મળતા આવે છે કે શાંકર અને બૌદ્ધ વિજ્ઞાનવાદનો પરસ્પર સંબંધ હોવો જોઈએ એમ લાગે છે વિજ્ઞાનવાદની વિચારધારાઓ વિષ્ણુ અને ભાગવત જેવા પુરાણોમાં સ્પષ્ટ જોવામાં આવે છે વેદાંતમાં વિજ્ઞાનવાદે પ્રવેશ કર્યો છે અને તેનો લાભ વેદાન્તે સારી રીતે ઉઠાવ્યો છે અસંગ, વસુબંધુ અને સ્થિરમતિ એ ત્રણ મહાન વિજ્ઞાનવાદી આચાર્યોમાંથી એક – સ્થિરમતિ – તો ગુજરાતનું રત્ન છે એ હકીકત ગુજરાતનું ગૌરવ વધારનારી છે

## જૈનધર્મ

આ જ સમયમાં — ઈ સ પાંચમા સૈકાના મધ્યમાં — વલભી-પુરમાં જૈનસંઘ મળ્યો અને ત્યાં દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ નામના આચાર્યે જૈન સિદ્ધાંતો પુસ્તકારૂઢ કર્યા અને તે સર્વમાન્ય થયા તેથી એ આચાર્યશ્રી કેટલા બધા વિદ્વાન અને પ્રતિષ્ઠિત હશે તેનો ખ્યાલ આવે છે ખેદની વાત એ છે કે આચાર્યશ્રીના અને તેમના શિષ્યોના રચેલા ગ્રંથો આજે આપણને મળતા નથી મલ્લવાદી અને સિદ્ધસેન દિવાકર જેવા જૈન પંડિતો તો જૈન ધર્મના આધારસ્તંભો છે, અને તેઓ ગુજ-રાતનું ધન છે મૈત્રક સત્તાના ઉદય સમયે ગુજરાતમાં જૈન ધર્મ બૌદ્ધ ધર્મની માફક — કદાચ એથી યે અધિક — પ્રચલિત હતો સુરાષ્ટ્રમાં જૈન ધર્મનો પ્રચાર પ્રાચીનમાં તીર્થંકર નેમિનાથના સમયથી થયો ગણાય છે આ પ્રચાર મૌર્ય રાજા સંપ્રતિના સમયમાં વધુ વેગ પામ્યો હતો એ પછી ક્ષત્રપોના સમયમાં પણ જૈન ધર્મને સારો આશ્રય મળતો હતો ઉજ્જયન્ત રૈવતક (ગિરનાર), વિમલગિરિ — શત્રુંજય તીર્થ, મધુમતી (મહુવા), ભરુકચ્છનું અશ્વાવબોધ તીર્થ, પાર્શ્વનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી નાગાર્જુને સ્થાપેલું નદી પરનું સ્તમ્ભનક (થામણા) તીર્થ, કચ્છનું સત્યપુર તીર્થ (જે અરિષ્ટ-નેમિ સ્વામીના અગ્નિ આદિ એડ્યેલું છે) પ્રભૃતિ અનેક જૈનતીર્થો

ખ્યાતિ પામ્યાં હતાં. વિક્રમ સંવતના ચોથા શતકમાં આર્ય નાગાર્જુને વલભીમાં તૈયાર કરેલી જૈન આગમની વાચના તેમ જ સ્કન્દિલાચાર્યની માથુરી વાચના સાથે એ વલભી વાચનાને સરખાવીને વિ. સં. ૫૧૦ કે ૫૨૩માં દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે વલભીમાં તૈયાર કરેલી એનાં પાઠાન્તરોની નોંધ સાથેની સર્વમાન્ય આગમ વાચના પરથી વલભીમાં જૈન ધર્મ છેક ગુપ્તકાળના અંત સુધી ઘણો પ્રચલિત રહ્યો જણાય છે.

આ ઐતિહાસિક બાબતોમાં દેવસેનસૂરિનાં પુસ્તકો મહત્ત્વનાં છે. તેના ઉપરથી જણાય છે કે વિ. સં. ૧૩૬માં વલભીમાં શ્વેતાંબર સંપ્રદાય ઉત્પન્ન થયેલો છે, અને વિ. સ. ૧૩૯માં કંબલિક (વસ્ત્ર ધારણ કરનાર) સંપ્રદાય ઉત્પન્ન થયેલો છે. નાગાર્જુન (વિ. સં. ૩૫૭ –૩૭૦), મલ્લવાદી (વિ. સં. ૪૧૪) અને દેવર્દ્ધિગણિ (વિ. સં. ૫૧૦ –૫૨૩)ની પ્રવૃત્તિઓ પરથી સુરાષ્ટ્રમાં જૈન ધર્મનો વિકાસ છેક ગુપ્તકાલના અંત સુધી ચાલુ રહ્યો હોય એમ લાગે છે. પ્રાગ્ મૈત્રક કાલમાં આટલો બધો વિકાસ પામેલા જૈન ધર્મના પ્રચાર વિષે મૈત્રકકાલમાં ઘણી ઓછી માહિતી મળે છે. જે વલભીપુર જૈન ધર્મના મહાકેન્દ્ર તરીકે સૈકાઓથી પ્રસિદ્ધિ પામ્યું હતું તે હવે સ્વતંત્ર રાજ્યનું પાટનગર બન્યું હતું, તેથી ત્યાં જૈન ધર્મ પહેલાંના કરતાં પણ વધારે બળવાન બને એમ આશા રખાય પણ તે પ્રમાણે બન્યું હોય એમ જણાતું નથી. વલભીના મૈત્રક રાજાઓ પોતે મોટે ભાગે પરમ માહેશ્વર હતા, છતાં તેઓ અન્ય સંપ્રદાયો પ્રતિ ઘણો આદરભાવ દર્શાવતા હતા, અને બૌદ્ધ વિહારોને ય અનેક ભૂમિદાન દેતા હતા. પણ એમાંના કોઈ રાજાએ જૈનોના કોઈ સ્થાનકને કંઈ ભૂમિદાન દીધું હોવાનો એકે ય લેખ મળતો નથી. સેનાપતિ ભટાર્કના સમયથી બૌદ્ધ ધર્મ તરફ ઢળેલા વલણથી મૈત્રક રાજાઓ જૈન ધર્મથી દૂર રહ્યા હોય એવો સંભવ છે.

## જૈન તીર્થો

મૈત્રકકાલમાં શત્રુંજય અને વલભી ઉપરાંત બીજાં અનેક સ્થાનોએ જૈનકેન્દ્ર સ્થપાયાં હતાં, ને વલભીનું કેન્દ્ર તૂટી પડતાં ત્યાંના શ્રાવકો મોઢેરામાં વસ્યા. આગમ સાહિત્યમાં સિદ્ધસેન દિવાકર ને મલ્લવાદી-સૂરિની પરંપરા ચાલુ રાખે તેવા બે પણ મહાન વિદ્વાન આ કાળ દરમિયાન થયા. ૭મી સદીમાં થયેલા જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે કરેલું સર્વતત્ત્વસમન્વયનું પ્રતિપાદન આગમવાદી તરીકે જૈન શાસ્ત્રમાં અનુપમ સ્થાન ધરાવે છે. જૈન ધર્મના ઘણા મહત્ત્વના ગ્રંથો આ યુગમાં રચાયા છે. દિગંબર લેખકો પણ થયા છે અને તેમણે પોતાના ધર્મનું કેટલુંક સાહિત્ય ઊભું કર્યું છે. મૈત્રકકાળમાં ઘણાં જૈન તીર્થધામો સ્થપાયાં છે. વસ્તુતઃ વલભી એ જૈન ધર્મનું પ્રાચીન તીર્થ હતું, અને ત્યાં આદિદેવ, ચંદ્રપ્રભુ, પાર્શ્વનાથ ને વીરની પ્રતિમા પ્રતિષ્ઠિત થઈ હતી. આદિદેવ એ પહેલા તીર્થંકર ઋષભદેવ છે, ચંદ્રપ્રભુ એ આઠમા તીર્થંકર છે ને વીર એ ચોવીસમા તીર્થંકર મહાવીર વર્ધમાન છે. વલભી-થી આદિદેવની પ્રતિમા દાથાદ, ચંદ્રપ્રભુની પ્રભાસ, પાર્શ્વનાથની હારિજ ને મહાવીરની શ્રીમાળ મોકલવામાં આવી હતી. શત્રુંજય એ ઋષભદેવનું પ્રસિદ્ધ તીર્થ હતું ને ત્યાં એ ઉપરાંત બીજા તીર્થંકર અજિતનાથની ને સોળમા તીર્થંકર શાંતિનાથની પ્રતિમા હતી. રૈવતક (ગિરનાર ગિરિ) પર જ્યાં દીક્ષા, કેવલ ને નિર્વાણ પામેલા બાવીસમા તીર્થંકર નેમિનાથનું તીર્થ હતું, મતાંતરે એ તેવીસમા તીર્થંકર પાર્શ્વનાથનું હતું. ને ભરૂચમાં વીસમા તીર્થંકર મુનિસુવ્રતનું તીર્થ હતું. મોઢેરામાં મહાવીર સ્વામીનું તીર્થ હતું. વર્ધમાનપુરના પાર્શ્વનાથ ને શાંતિનાથનાં દેરાસર હતાં. વિવિધ તીર્થકલ્પમાં જણાવેલાં ગુજરાતનાં અન્ય જૈન તીર્થોમાં તારઉર (તારંગા)ના બીજા તીર્થંકર અજિતનાથનું, દર્ભપુરના સાતમા તીર્થંકર સુપાર્શ્વનાથનું, [illegible]પુરના [illegible]મા તીર્થંકર

વિમલનાથનું, દ્વારવતીમાં ચૌદમા તીર્થંકર અનંત સ્વામીનું, શંખપુર અને સ્તંભતીર્થમાં નેમિનાથનું, ને ખેટક ને વાયડમાં મહાવીરસ્વામીનું તીર્થ હોવાની માહિતી આપે છે. આ ગ્રંથ ચૌદમી સદીમાં રચાયેલો છે, પરંતુ એમાં જણાવેલી ઘણી વિગત અતિ પ્રાચીન હોઈ એમાં જણાવેલાં આ તીર્થોમાંનાં ઘણાં તીર્થો મૈત્રકકાલ જેટલાં પ્રાચીન હોવા સંભવ છે. વલભીભંગના પ્રબંધમાં તીર્થંકરો ઉપરાંત અંબા ને ક્ષેત્રપાલની મૂર્તિનો ઉલ્લેખ આવે છે વલભીમાંની અંબાની મૂર્તિ ચંદ્રપ્રભુની મૂર્તિની સાથે પ્રભાસ ગયેલી. ઉજ્જયંત (ગિરનાર) પર એ કાલે અંબિકાનું સ્થાન મહત્ત્વનું ગણાતું હતું. આ કાલની પ્રતિમાઓમાં પણ મોટે ભાગે તીર્થંકરોની ને ક્વચિત્ અંબિકાની જ પ્રતિમાઓ મળી છે.

વલભીનાં તામ્રપત્રો ઉપરથી એ સમયની ધાર્મિક ઉદારતા અને સહિષ્ણુતાના પણ ઘણા પુરાવા મળે છે. વલભી રાજાઓનો રાજધર્મ શૈવ હતો એમ સ્પષ્ટ જણાય છે. આમ છતાં કેટલાક રાજાઓ અન્ય દેવોના ભક્ત હોય એમ જણાય છે. વૈષ્ણવ ધર્મ પણ સારા પ્રમાણમાં પ્રચલિત હોય એમ હર્ષવર્ધનના વૈષ્ણવ ધર્મથી અને ત્રૈકૂટકોના એ ધર્મના સેવનથી સ્પષ્ટ થાય છે. જૈન ધર્મનું જોર એ સમયે ગુજરાતમાં સંપૂર્ણ જામ્યુ હતું અને વલભી રાજ્યની શરૂઆતની લગભગમાં જ દેવર્દ્ધિગણિએ જૈન સાધુઓની પરિષદ વલભીનગરમાં (ભાવનગર પાસે) ચર્ચા માટે બોલાવી હતી એવો ઉલ્લેખ છે. વલભીનો એક રાજા ધર્મપટ્ટ અથવા ધર્મપટ્ટ પરમાદિત્ય સૂર્યનો ભક્ત હતો, અને સૂર્યપૂજા એ પછી પણ ગુજરાતમાં પ્રચલિત હતી. એ સૂર્યનાં મંદિરોના આજે પણ જે અવશેષો છે તે ઉપરથી માલૂમ પડે છે. મોઢેરાના પ્રાચીન સૂર્યમંદિર ઉપરાંત વડોદરામાં પણ એક ક્લામય સૂર્યમંદિર છે, અને સામે હાથી છે. આનું પુરાતત્ત્વ ખાતું રક્ષણ કરે છે. સૂર્યની પૂજા ગુજરાતમાં એક વખત વધારે વ્યાપક હતી એમ

## ગુજરાતમાં વધુ જાતિઓનું ભ્રમણ

ઘણા દેશોના ઇતિહાસમાં ભ્રમણયુગો તો આવ્યા હશે, પરંતુ ગુજરાતના ઇતિહાસમાં જેટલા ભ્રમણયુગો આવ્યા છે એટલા અને એવા ભ્રમણયુગો કોઈ દેશના ઇતિહાસમાં ભાગ્યે જ આવ્યા હશે. પંજાબમાંથી ઘણાં પરદેશી આક્રમણો હિંદમાં આવ્યાં છે, પણ પંજાબમાં આર્ય જાતિની મોટી વસ્તી મોટે ભાગે કાયમ રહી છે, પછી ધર્મે તે જાતિઓ આજે હિંદુ હોય કે અન્યધર્મી હોય. એ જ પ્રમાણે વધતા-ઓછા પ્રમાણમાં બીજા વિભાગોમાં અને દેશોમાં થયું છે. પરંતુ ગુજરાતમાં જાતિઓની જેટલી વિવિધતા છે, તેટલી ભાગ્યે બીજી કોઈ જગ્યાએ હશે. પછી ભલે ગુજરાતમાં હિંદુ ધર્મ પાળનારા વધારે હોય.

## ભ્રમણનું કારણ

આમ થવાનું કારણ વિચિત્ર છે. ગુજરાતની ભૂમિએ ઘણા ભ્રમણયુગો જોયા છે. ઘણી જાતિઓને ગુજરાતે આશ્રય આપ્યો છે. ઘણી જાતિઓ ગુજરાતમાં આવી છે, વસી છે અને પ્રજામાં ભળીને ઓતપ્રોત થઈ ગઈ છે. ઘણી જાતિઓ ગુજરાતમાં થઈને જમીન કે દરિયામાર્ગે બીજા દેશોમાં જતી રહી છે; ઘણી દેશાવરોમાંથી આવીને ગુજરાતમાં વસી છે, અથવા તો ગુજરાતમાં થઈને ભારતમાં પ્રસરી છે. દરિયાકિનારાને લીધે અને વેપારના પ્રાધાન્યને લીધે અનેક દેશાવરોની સાથે આવજા અને આપલેના ગાઢ સંબંધને લીધે ગુજરાતે આ સ્થિતિ ભોગવી છે. એ જ કારણને લીધે રાજ્યોના ત્રાસથી નાઠેલા લોકોએ પણ ગુજરાત મારફતે આવજા કરી છે.

## પ્રાગૈતિહાસિક ભ્રમણો

આવો સૌથી પહેલો ભ્રમણયુગ પ્રાગૈતિહાસિક સમયની પણ

કાર્તિકેયની પૂજાની બાબત આપણે પહેલાં જોઈ છે. એક વાત સાચી કે ગુજરાતનો મુખ્ય રાજધર્મ તો ઘણા પ્રાચીન સમયથી શૈવ ધર્મ જ હતો, વલભીના સમયમાં પણ એ જ ધર્મ રાજધર્મ હતો. બૌદ્ધ ધર્મ પણ એ સમયે ગુજરાતમાં સારા પ્રમાણમાં પ્રચલિત હતો એ ચુવાંગચંગ ચીનીના ઉલ્લેખોથી માલૂમ પડે છે. ખંભાત અને કાઠિયાવાડને કિનારે બૌદ્ધ મૂર્તિઓ મળી છે અને બૌદ્ધ વિહારોના પણ ઘણા ઉલ્લેખો મળે છે. એ સમયે મંદિરો લાકડાનાં અને ઈંટોનાં બંધાતાં હતાં. ગુફાઓનાં મંદિરો પણ મળે છે. પથ્થરનાં મંદિરો સોલંકી સમય સુધી થતાં ન હતાં.

## વલભીનું વિદ્યાપીઠ

વલભીનગર વિદ્યા અને સંસ્કારનું પણ એ સમયે ભારતવર્ષમાં એક મોટું કેન્દ્ર હતું અને અખિલ ભારતમાં ગણી શકાય એવું વિશ્વવિદ્યાલય પણ વલભીમાં હતું. વલભીના રાજાઓ પોતે વિદ્વાન અને સંસ્કારી હતા અને વિદ્વાનોને ઉત્તેજન આપતા હતા. સોમદેવના કથાસરિત્સાગર નામના ગ્રંથમાં એવો ઉલ્લેખ છે કે ઉત્તર હિંદના અંતર્વેદી જેવા પવિત્ર સ્થળમાં રહેનાર વિષ્ણુદત્ત નામનો માણસ વિદ્યા પ્રાપ્ત કરવા વલભી જાય છે, ભટ્ટિકાવ્ય (અથવા રાવણવધ) વલભીમાં જ રચાયેલું છે. ચીની મુસાફર ઇત્સિંગ લખે છે કે ચીનના વિશ્વવિદ્યાલય સાથે સરખાવી શકાય એવાં હિંદમાં માત્ર બિહારમાં નાલંદા અને વલભી એમ બે વિશ્વવિદ્યાલયો હતાં. ધર્મમાં ઉદારતા સાથે સમાજમાં પણ એ સમયે બહુ સંકુચિતપણું આવ્યું હોય એમ જણાતું નથી. આનંદપુર (વડનગર)ના બ્રાહ્મણોનો બ્રાહ્મણો તરીકે ઉલ્લેખ છે. ભૌગોલિક સ્થળો ઉપરથી નાતિઓ એ સમયમાં થઈ હોય એવા આધાર મળતા નથી. વર્ણવ્યવસ્થા તો પ્રાચીન સમયથી ચાલી આવે છે, પરંતુ એમાં નાના ભાગલા પડ્યા ન હતા.

## ગુજરાતમાં વધુ જાતિઓનું ભ્રમણ

ઘણા દેશોના ઇતિહાસમાં ભ્રમણયુગો તો આવ્યા હશે, પરંતુ ગુજરાતના ઇતિહાસમાં જેટલા ભ્રમણયુગો આવ્યા છે એટલા અને એવા ભ્રમણયુગો કોઈ દેશના ઇતિહાસમાં ભાગ્યે જ આવ્યા હશે. પંજાબમાંથી ઘણાં પરદેશી આક્રમણો હિંદમાં આવ્યાં છે, પણ પંજાબમાં આર્ય જાતિની મોટી વસ્તી મોટે ભાગે કાયમ રહી છે, પછી ધર્મે તે જાતિઓ આજે હિંદુ હોય કે અન્યધર્મી હોય એ જ પ્રમાણે વધતા-ઓછા પ્રમાણમાં બીજા વિભાગોમાં અને દેશોમાં થયું છે. પરંતુ ગુજરાતમાં જાતિઓની જેટલી વિવિધતા છે, તેટલી ભાગ્યે બીજી કોઈ જગ્યાએ હશે. પછી ભલે ગુજરાતમાં હિંદુ ધર્મ પાળનારા વધારે હોય.

## ભ્રમણનું કારણ

આમ થવાનું કારણ વિચિત્ર છે. ગુજરાતની ભૂમિએ ઘણા ભ્રમણયુગો જોયા છે. ઘણી જાતિઓને ગુજરાતે આશ્રય આપ્યો છે. ઘણી જાતિઓ ગુજરાતમાં આવી છે, વસી છે અને પ્રજામાં મળીને ઓતપ્રોત થઈ ગઈ છે. ઘણી જાતિઓ ગુજરાતમાં થઈ ને જમીન કે દરિયામાર્ગે બીજા દેશોમાં જતી રહી છે; ઘણી દેશાવરોમાંથી આવીને ગુજરાતમાં વસી છે, અથવા તો ગુજરાતમાં થઈ ને ભારતમાં પ્રસરી છે. દરિયાકિનારાને લીધે અને વેપારના પ્રાધાન્યને લીધે અનેક દેશાવરોની સાથે આવજા અને આપલેના ગાઢ સંબંધને લીધે ગુજરાતે આ સ્થિતિ ભોગવી છે. એ જ કારણને લીધે રાજ્યોના નાશથી નાઠેલા લોકોએ પણ ગુજરાત મારફતે આવજા કરી છે.

## પ્રાગૈતિહાસિક ભ્રમણો

આવો સૌથી પહેલો ભ્રમણયુગ પ્રાગૈતિહાસિક સમયની પણ

પૂર્વે વૈદિક સમયમાં દેવો અને અસુરોના સંગ્રામ – આર્યો અને અસુરોનાં યુદ્ધો – વખતે થયો છે. સિંધુ અને સરસ્વતીનાં મુખો આ ભૂમિમાં હોવાથી અને અસુરોનાં મોટાં થાણાં પણ ત્યાં જ હોવાથી હારેલા અસુરો હિંદના ભાગોમાંથી આ તરફ આવતા ગયા અને દક્ષિણમાં અને સમુદ્રના દ્વીપોમાં ચાલ્યા ગયા. રહ્યા તે આર્ય સંસ્કૃતિમાં સમાઈ ગયા. પ્રાગૈતિહાસિક સમયની છતાં યાદવ જાતિ તો ઐતિહાસિક છે, અને આ જાતિ – પછી તે ગમે તે મહાજાતિની પેટા જાતિ હોય – ગુજરાતમાં બહારથી જ આવી છે, ગુજરાતમાં વસી છે, ગુજરાતની કેટલીક રાજપૂત નાની જાતિઓનું મૂળ બની છે, અને શત્રુઓનાં આક્રમણોથી દક્ષિણમાં જઈને પણ વસી છે. આ બીજો ભ્રમણયુગ કહી શકાય.

### ત્રીજો અને ચોથો ભ્રમણયુગ

આ પછીના લાંબા અંધકારયુગમાં પણ આવાં ભ્રમણો થયાં હશે. તેને માટે અનુમાન કે કલ્પનાને પણ સ્થાન નથી. વળી વેપારી કોમો પરદેશથી આવીને વસી હશે કે આવીને ચાલી ગઈ હશે. આભીરો, બર્બરો વગેરે જાતિઓ આજે સૌરાષ્ટ્રની કેટલીક જાતિઓનું પ્રાચીન મૂળ હશે. જે ગ્રીકોને લીધે હિંદની નૈર્ઋત્ય દિશામાં પૌરાણિકોને યવનદેશ ગણવો પડ્યો તે યવનો દેશ કરીને વસ્યા પછી બધા પાછા નહિ ગયા હોય. આ બધી જાતિઓને માટે પૌરાણિક યુગમાં વૈષ્ણવ ધર્મની યોજના કરીને તેમને ભારતના મૂળ સમાજમાં ભેળવી દેવાનો સ્તુત્ય પ્રયાસ કરવામાં આવ્યો છે. ભાગવતધર્મની આ સેવા અપૂર્વ છે. ભાગવત પુરાણ ( ૨. ૪. ૧૮ ) કહે છે કે :—

> किरातहूणान्ध्रपुलिन्दपुल्कसा
> आभीरकङ्का यवनाः खसादयः ।
> येऽन्ये च पापा यदुपाश्रयाश्रयाः
> शुध्यन्ति तस्मै प्रभविष्णवे नमः ॥

કિરાત, હૂણ, આંધ્ર, પુલિંદ, પુલ્કસ, આહીર, કંક, ખસ – શક, સીથિયન યવનો – યુનાનવાસીઓ અને બીજા પણ જે પાપમાર્ગે જનારા હતા તે બધા જે ભગવાનના ભક્તોનો આશ્રય કરવાથી શુદ્ધ થતા હતા તે ભગવાન વિષ્ણુને નમસ્કાર હો ! આ પ્રમાણે શક, ક્ષત્રપો, ઈરાની પહેલવીઓ વગેરે ઈ. સ. ની શરૂઆતમાં આવ્યા અને પશ્ચિમ હિંદમાં પ્રસરી ગયા. કેટલાક દક્ષિણમાં પણ ગયા. આ બધાની અવરજવરનું મુખ્ય સ્થાન ગુજરાતની ભૂમિ બની હતી એ એમના ઇતિહાસ ઉપરથી જણાય છે. આ લોકો પણ એ સમયમાં ભ્રમણ કરી ગુજરાત અને બીજા ભાગોમાં હિંદુ સમાજમાં સમાઈ ગયા છે. ક્ષત્રપોથી વલભી રાજ્યના ગાળાને આપણે ત્રીજો ભ્રમણયુગ કહી શકીએ. આ સમય પછી ઘણી સદીઓ સુધી ભ્રમણો ચાલુ રહ્યાં હતાં. ગુર્જરો પોતે જ પરદેશથી આવેલી જાતિ છે અને એના ઉપરથી જ આખા વિભાગને ગુજરાત નામ મળ્યું છે. આ જાતિ હિંદુસ્તાનની બહારથી આવી ભિન્નમાલ, ભરૂચ, કનોજ વગેરે જગ્યાઓએ રાજ્ય કરી આનર્ત, સુરાષ્ટ્ર અને લાટની ભૂમિને પોતાનું નામ આપી આજે ક્યાં અદશ્ય થઈ ગઈ તે હજી સુધી સ્પષ્ટ થયું નથી. એ ભૂમિ ઉપર સોલંકીઓનું રાજ્ય સ્થપાયું ત્યાં સુધીના સમયને ચોથો ભ્રમણયુગ કહી શકીએ.

## પારસી ધર્મ

આ ભ્રમણયુગમાં એક મહત્ત્વનો અને ગુજરાતને શોભા આપનારો એક મોટો બનાવ એ બન્યો કે પારસી જાત ઈરાનથી ગુજરાતમાં આવી અને ગુજરાતમાં સારો આશ્રય મળવાથી સો ટકા ગુજરાતી બની ગઈ. ઈરાનના મહાન પેગંબર જરથોસ્તે પવિત્રતાનો અને સૂર્ય અને અગ્નિની પૂજાનો જે ધર્મ ઉપદેશ્યો તે જરથોસ્તી ધર્મ અથવા પારસી ધર્મ કહેવાય છે. આ ધર્મને લગતાં મૂળ પુસ્તકો ચાર ભાષામાં છેઃ અવસ્તા, પહેલવી, પાઝંદ અને ફારસી. તેમાં અવસ્તાનાં પુસ્તકો સૌથી જૂનાં

છે. એ પુસ્તકો સાધારણ રીતે 'ઝંદ અવસ્તા'ના નામથી ઓળખાય છે અવસ્તા ભાષા અને વેદની સંસ્કૃત ભાષા વચ્ચે બહુ સરખાપણું છે. તે ઉપરથી વિદ્વાનો અનુમાન કરે છે કે હિંદીઓ અને ઈરાનીઓ ઘણો વખત સાથે રહેલા હોવા જોઈએ. અષો જરથુષ્ટ્રની પહેલાં હિંદી અને ઈરાની આર્યોનો ધર્મ મૂળ એક જ હતો. જૈન ધર્મનાં ત્રણ રત્નોની માફક આ ધર્મમાં પણ ત્રણ રત્નો છેઃ વિચારની પવિત્રતા, વાણીની પવિત્રતા અને ક્રિયાની પવિત્રતા. ધોળો રંગ પવિત્રતાનો સૂચક છે, તેથી પારસીઓ ધોળાં વસ્ત્રો જ પહેરે છે. ઉદ્યોગ કરવો, ખેતી કરવી, સ્વચ્છ રહેવું વગેરે જનહિતનાં, તથા સામાન્ય તંદુરસ્તીનાં કાર્યો પણ, પ્રભુભક્તિ ઉપરાંત, અહુરમઝ્દના ધર્મનો જ ભાગ છે. આ કારણથી જરથોસ્તી ધર્મમાં સંન્યાસની સંસ્થા છે જ નહિ. વળી, આ ધર્મમાં ખેતીવાડીનો મહિમા ખાસ કરીને વર્ણવ્યો છે, ગાયમાતાની સેવા ઉપદેશી છે, અને અનાજની વાવણી કરવી એ હોમને, ધર્મની વૃદ્ધિ કરવા બરાબર ગણ્યું છે મનુષ્યને પ્રકાશમય પરમાત્માનું દર્શન ખાસ કરીને 'ખોરશેદ' (સૂર્ય) અને આતશ (અગ્નિ)મા થાય છે. માટે સાંજસવાર નદી કે દરિયાકાંઠે જઈ સૂર્યની ઉપાસના કરવી તથા અગ્નિને નિત્ય બળતો રાખી એની પૂજા કરવી એમ જરથોસ્તી ધર્મનો મુખ્ય વિધિ છે હિંદુસ્તાનમાં આવી વસેલા પારસીઓ જરથોસ્તી ધર્મ પાળે છે. તે ઉપરાંત ઈરાનમાં એ ધર્મના અનુયાયીઓની કેટલીક વસ્તી છે. એ ધર્મના બે પંથ છે: કદમી અને શહેનશાહી.

## પારસીઓનું ગુજરાતમાં આગમન

ઈરાનનો છેલ્લો પારસી બાદશાહ યઝદેજર્દ ઈ. સ. ૬૪૧માં હાવંદની લડાઈમાં હાર્યો અને માર્યો ગયો, અને ઈરાન મુસલમાનોના તાબામાં ગયું. ત્યાર પછી ઈ. સ. ૬૯૭માં પારસીઓ ઈરાનમાંથી નાસીને છેવટે હિંદુસ્તાનમાં આવ્યા અને પોતાનો ધર્મ સાથે લાવ્યા. પવિત્ર

અગ્નિ – આતશ બહેરામ – ને પણ તેઓ જોડે લાવ્યા હતા. પ્રથમ તેઓ સૌરાષ્ટ્રના દીવ બંદરે ઉતર્યા, અને ઓગણીસ વર્ષ પછી દરિયાઈ માર્ગે દક્ષિણ ગુજરાતમાં સંજાણ આવ્યા. તેથી કેટલાક પારસીઓની અટક 'સંજાણા' પડેલી છે ત્યાંના રાણાએ કેટલીક શરતો સાથે તેમને આશ્રય આપ્યો ઈ. સ. ૧૩૫૦માં અલાઉદ્દીન ખીલજીએ સંજાણ ઉપર ચડાઈ કરી ત્યારે રાણા તરફથી પારસીઓ સારી રીતે લડયા હતા આખરે હાર થવાથી તેઓ નાસીને વાસદા, નવસારી એમ વેરાઈ ગયા ઉદવાડામા તેમણે મોટી અગિયારી તથા ઈરાનથી સાથે લાવેલો પવિત્ર અગ્નિ ( આતશ બહેરામ ) રાખેલો છે તેથી ઉદવાડા પારસીઓનુ તીર્થ ગણાય છે ઉદવાડા દક્ષિણ ગુજરાતમા વલસાડથી દસ માઈલ દક્ષિણે છે.

## પારસીઓની દેશસેવા

પારસીઓની વસ્તી લગભગ સવા લાખ છે. તેઓ પોતાની જાતિની પવિત્રતા જાળવવા બહુ કાળજી રાખે છે તેમનો મોટો ભાગ મુંબઈમાં રહે છે, છતાં વલસાડ, ઉદવાડા, નવસારી, સુરત, ભરૂચ, વડોદરા, અમદાવાદ, ભાવનગર વગેરે સ્થળોએ પણ તેમની સારી વસ્તી છે તેઓ દયાળુ, ઉદાર અને વિનોદી છે, બીજાઓને અનુકૂળ થઈ જવાની કળા સારી રીતે જાણે છે તેઓ દાનેશ્વરી છે શ્રી જમશેદજી ટાટા અને શ્રી કાવસજી જહાંગીર જેવા દાનેશ્વરીઓએ ઘણી ઉદારતાથી, નાતજાતના ભેદ વિના, મોટી સખાવતો કરી છે અને ઈશ્વરે આપેલા દ્રવ્યનો કેવી રીતે જનકલ્યાણમા ઉપયોગ કરવો એ જગતને દર્શાવ્યુ છે. હુન્નર અને વિજ્ઞાનમા કેટલાક પારસી ભાઈઓએ અપૂર્વ પ્રગતિ કરી છે સર જીવણજી જમશેદજી મોદી, પ્રો. હોડીવાલા, ન્યાયમૂર્તિ વાડિયા, શ્રી બી જે વાડિયા, પ્રો. પી એ. વાડિયા જેવા વિદ્વાનો ભારતને શોભારૂપ છે આટલુ જ નહિ પણ આપણા દેશ

સ્વાતંત્ર્યયુદ્ધના પ્રથમ સેનાધિપતિ ડૉ. દાદાભાઈ નવરોજી જ છે. તેઓ હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ તરીકે ત્રણ વાર ચૂંટાયા હતા (ઈ. સ. ૧૮૮૬, ૧૮૯૩ અને ૧૯૦૬). આ ભારતના દાદા ગુજરાતનું ધન છે. શ્રી ફિરોજશાહ મહેતા અને શ્રી દિનશા વાચ્છા જેવા મહાન પારસી બંધુઓ પણ અનુક્રમે ઈ. સ. ૧૮૯૦માં અને ૧૯૦૧માં રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ તરીકે ચૂંટાયા હતા. આજે પણ ગુજરાતમાં પારસી ધર્મ ચેતનવંતો છે.

## ચાવડા અને સોલંકી વંશ : ગુજરાત

ગુજરાતમાં ચાવડા વંશનું શાસન શરૂ થતાં વનરાજે ઈ. સ. ૭૪૬માં ઉત્તર ગુજરાતમાં પાટણની રાજધાની કરી. ઈ. સ. ૯૬૧ સુધી તેના વંશે રાજ્ય કર્યું. આ રાજાઓ શૈવધર્મના હતા. પ્રજા પણ શૈવધર્મી હતી. ઈ. સ. ૯૬૧માં મૂળરાજના વખતમાં ચાલુક્યોએ (સોલંકીઓએ) ગુજરાતમાં ગાદી સ્થાપી. ત્યારથી પશ્ચિમ ભારતનો ભાગ 'ગુજરાત' નામે ઓળખાવા લાગ્યો. કુમારપાળ સિવાયના આ રાજાઓ શિવના ઉપાસક હતા, પણ તેમના દરબારમાં જૈનોનું ઘણું જોર હતું. સિદ્ધરાજ જયસિંહ (ઈ. સ. ૧૦૯૩–૧૧૪૩) ગુજરાતનો મુખ્ય રાજા થયો. તેણે સિદ્ધપુરમાં રુદ્રમાળનું શિવાલય બંધાવ્યું. પાટણમાં સહસ્રલિંગ તળાવ ખોદાવ્યું, કરો માફ કર્યા અને ન્યાયથી રાજ્ય કર્યું. યજ્ઞમાં ઉત્તરમાંથી વિદ્વાન બ્રાહ્મણોને (ઔદીચ્ય બ્રાહ્મણોને) તેણે નિમંત્રણ આપી બોલાવ્યા. આ બ્રાહ્મણો પછી અહીં જ રહી ગયા. તેના ભત્રીજા કુમારપાળે ધંધુકાના જૈન આચાર્ય કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રના ઉપદેશથી જૈનધર્મનો અંગીકાર કર્યો (ઈ. સ. ૧૧૪૩–૭૩). પછીથી ગુજરાતમાં જૈન ધર્મનો પ્રચાર ઘણા પ્રમાણમાં થવા લાગ્યો. હેમચંદ્રાચાર્યે ઘણા વિષયો ઉપર ગ્રંથો લખ્યા, અને જૈન સાહિત્ય સમૃદ્ધ બન્યું. પાટણ અને ખંભાતના જૈન ભંડારોમાં પોથીઓનો સારો સંગ્રહ

કરવામાં આવ્યો. ઈ. સ. ૧૨૮૬માં ગુજરાતમાં વાઘેલા વંશનું રાજ્ય થયું. સોલંકી કાળમાં વિમળશાહે અને વાઘેલા કાળમાં વસ્તુપાળે તથા તેજપાળે આબુ ઉપર દેલવાડાનાં ભવ્ય જૈન દેરાસરો બંધાવ્યાં. જૈન ધર્મનું બળ ઘણું વધી ગયું. ઘણા જૈન વિદ્વાનોએ સંસ્કૃતમાં અને પ્રાકૃતમાં અનેક વિષયો ઉપર ગ્રંથો લખ્યા. ત્રણસો વર્ષના ગાળામાં જ્યારે ભારતના બીજા ભાગોમાં નિષ્ક્રિયતા હતી ત્યારે ગુજરાતમાં ભવ્ય અને વિપુલ સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્ય રચાયું છે, તેમાં જૈન ધર્મના અને અન્ય ધર્મના ગ્રંથો ઘણા છે. આ દૃષ્ટિએ ચાલુક્ય શાસનનો સમય ગુજરાતના ઇતિહાસમાં સુવર્ણયુગ તરીકે ઓળખાવી શકાય એમ છે.

## સોમનાથનું પતન અને મુસલમાનોનો ગુજરાતમાં પ્રવેશ

બાર જ્યોતિર્લિંગોમાંનું એક જ્યોતિર્લિંગ સૌરાષ્ટ્રમાં સોમનાથ-વેરાવળ પાસે સમુદ્રતટે અતિગૌરવવંતુ સ્થાન ભોગવતું હતું. તેનો મહિમા અને સમૃદ્ધિ સાંભળીને ઈ. સ. ૧૦૨૪માં સુલતાન મહમૂદ ગઝનવીએ ગુજરાત ઉપર ચઢાઈ કરી. ઈ. સ. ૧૦૨૫ના જાન્યુઆરીની ત્રીસમી તારીખ ને ગુરુવારે તે સોમનાથ પહોંચ્યો. મહમૂદે સોમનાથનું મંદિર તોડયું અને શિવલિંગના ટુકડા કર્યા અને લૂંટ પણ કરી. આ સોમનાથનું મંદિર લાકડાનું હતું એમ કહેવાય છે. તેને છપ્પન થાંભલા હતા. શિવલિંગ પાંચ હાથ ઊંચું હતું ( તાંજોરના બૃહદીશ્વરના જેવું ) અને તેનો ઘેરાવો ત્રણ હાથનો હતો. અંધારા ગર્ભગૃહમાં આ લિંગ આવેલું હતું. થાંભલા રત્નજડિત હતા. રત્નજડિત દીપમાલાઓ સતત ચાલુ હતી. બસો મણ સોનાની સાંકળોમાં ઘંટ લગાડેલા હતા. સોના-રૂપાની મૂર્તિઓ અને રત્નજડિત મુખવટા તિજોરીમાં હતા. મહમૂદને વીસ લાખ દીનારનો માલ મંદિરમાંથી મળ્યો. સોમનાથનું ભવ્ય મંદિર હમણાં બાંધવામાં આવ્યું છે અને ઈ. સ. ૧૯૫૧માં રાષ્ટ્રપતિ ડૉ.

રાજેન્દ્રપ્રસાદજીના વરદ હસ્તે સોમનાથના લિંગની ફરીથી પ્રતિષ્ઠા કરવામાં આવી છે

## ગુજરાતનો છેલ્લો રાજા કર્ણદેવ વાઘેલો

વિ. સં. ૧૩૫૩ના પાછલા ભાગમાં કર્ણદેવ ગુજરાતનો રાજા થયો એણે માત્ર ત્રણ વર્ષ જ રાજ્ય કર્યું. એના સમયનું સરસ વર્ણન પદ્મનાભ કવિએ કાન્હડદે પ્રબંધમાં કરેલું છે. કર્ણે સત્તાના મદમાં પોતાના મહાઅમાત્ય માધવનુ અપમાન કર્યું અને એના ભાઈ કેશવને મારી નાખીને એની સ્ત્રીનુ હરણ કર્યું. આથી માધવને કુદરતી રીતે ઘણો ક્રોધ થયો અને એણે પ્રતિજ્ઞા લીધી કે મુસલમાનોને ગુજરાતમા લઈ ને આવું ત્યારે જ ગુજરાતનું અન્ન ખાઈશ. તેણે દિલ્હીથી અલ્લાઉદ્દીન ખીલજીની મદદ મેળવી અને મુસલમાનોએ ગુજરાત કબજે કર્યું. ગુજરાતમાં મુસલમાનોનો આ બીજો પ્રવેશ થયો. કર્ણરાજા દક્ષિણમા નાસી ગયો અને તેની સાથે ગુજરાતમા હિંદુ રાજ્યનો અંત આવ્યો.

### ઇસ્લામ

મુસલમાનો ગુજરાતમા આવ્યા અને વસ્યા એટલે ગુજરાતમા ઇસ્લામ ધર્મનો પ્રવેશ થયો. પરમાત્માને શરણે જઈ તેને પોતાનું સર્વ અર્પણ કરી તેની કૃપા ઉપર જ જીવવું એ ઇસ્લામનો મુખ્ય સિદ્ધાંત છે. આ ધર્મના બે ભાગ છે- શિયા અને સુન્ની. મહંમદ પેગંબર ઉપરાંત તેમના જમાઈ અલીને માનવા એ મત શિયાઓનો છે, જ્યારે એકલા પેગંબર સાહેબને જ માનવા એ મત સુન્નીઓનો છે. ગુજરાતમાં સુન્ની મુસલમાનોની વસ્તી વધારે છે. રોજ અલ્લાહની પાંચ વાર પ્રાર્થના કરવી, દાન કરવું, ઉપવાસ કરવા, માળા ફેરવવી વગેરે હિંદુ ધર્મના જેવા જ તેના સિદ્ધાંતો છે. મુસ્લિમ ભાઈઓ મૂર્તિને પૂજતા

નથી, મૂર્તિપૂજાનો કટ્ટર વિરોધી છે, પણ મક્કાની મસ્જિદમાં આવેલા પવિત્ર પથ્થર તરફ મોઢું રાખી પ્રાર્થના કરે છે. સૂફી ધર્મ પણ ગુજરાતમાં જોવામાં આવે છે. વડોદરાના સંગીતસમ્રાટ શ્રી મૌલાબક્ષ સાહેબના દૌહિત્રો યુરોપમાં સૂફી ધર્મના આચાર્યો બન્યા છે. આજે આ ધર્મનું કેન્દ્ર હોલેન્ડમાં છે, અને ગાદી ઉપર પીર-ઓ-મુર્શીદ-મઝફરખાન સાહેબ છે. ઇસ્લામ એક જ ઈશ્વરને માનનારો છે. તેના સમાગમથી હિંદુ ધર્મ ઉપર કેટલીક અસર થઈ છે. ભક્તિમાર્ગ – ભાગવત – અને ઇસ્લામ બહુ પાસે પાસે છે. ગુજરાતમાં મુસલમાન શાસનને લીધે સુંદર મસ્જિદો બંધાઈ છે અને ઉત્તમ સ્થાપત્યના નમૂનાઓ જોવામાં આવે છે.

## પુષ્ટિમાર્ગ અને હિંદુ ધર્મનું પુનર્જીવન

ગુજરાતમાં ધર્મની દૃષ્ટિએ પંદરમુ શતક બહુ મહત્ત્વનું છે. પરમ ભક્ત નરસિંહ મહેતા અને મીરાંબાઈ આ જ સમયમાં ભક્તિમાર્ગના મુખ્ય અનુયાયીઓ જોવામાં આવે છે. દિલ્હીના મોગલ શાસનથી હિંદુ પ્રજા ઘણી પીડાવા લાગી, હિંદુ ધર્મને બહુ આંચ લાગી અને વટાળ પદ્ધતિના જોરથી હિંદુઓને મુસલમાન ધર્મ સ્વીકારવો પડતો. આ કેર સામે મહારાષ્ટ્રના કેસરી શિવાજી મહારાજે મોગલો ઉપર ચઢાઈ કરી, તેમને હરાવી મરાઠા રાજ્ય સ્થાપ્યું અને હિંદુ ધર્મને પુનર્જીવિત કર્યો. કાળક્રમે મરાઠાસત્તા અને મોગલસત્તા નાશ પામી અને અંગ્રેજો રંગભૂમિ ઉપર આવ્યા. બીજી બાજુ પંદરમા સૈકામાં શ્રી વલ્લભાચાર્યે (ઈ. સ. ૧૪૭૯–૧૫૩૧) પુષ્ટિમાર્ગની – ભગવાનની કૃપાના – સંપ્રદાયની (પુષ્ટિ એટલે પરમાત્માની કૃપા) સ્થાપના કરી, ભાગવત પુરાણનું મહત્ત્વ વધાર્યું અને અનેક જીવાત્માઓનો ઉદ્ધાર કર્યો. તેમણે ત્રણ વાર ભારતની પદયાત્રા કરી. તેમના ૮૪ વૈષ્ણવો પ્રસિદ્ધ છે. આ વૈષ્ણવોમાં ગોધરાના નાગજીભાઈ સાઠોદરા નાગર (આપણા સુપ્રસિદ્ધ

પંડિત કેશવલાલ હર્ષદરાય ધ્રુવના પૂર્વજ ), ભાઈલાલભાઈ કોઠારી ( અમદાવાદ ), રાણા વ્યાસ ( ગોધરા ) વગેરેનાં નામો જોવામાં આવે છે. જ્યાં શ્રી વલ્લભાચાર્યજી રહ્યા અને ભાગવતની સપ્તાહ કરી ત્યાં બેઠકની સ્થાપના કરવામાં આવી છે. સુરત, ભરૂચ, ગોધરા, નરોડા, ખેરાળુ, સિદ્ધપુર, મોરબી, નવાનગર, ખંભાળિયા, પિંડતારક, મૂલ-ગોમતી, દ્વારકા, ગોપી તળાવ, બેટ-શંખદ્વાર, જૂનાગઢ – દામોદર કુંડ, રેવતી કુંડ, પ્રભાસ-પાટણ – દેહોત્સર્ગ, ગુપ્તપ્રયાગ, માધવપુર-ઘેડ અને લગડી તથા કચ્છમાં નારાયણ સરોવર – આ બધાં સ્થળોએ શ્રી વલ્લભાચાર્યજીની બેઠકો છે.

શ્રી વલ્લભાચાર્યજીના દ્વિતીય પુત્ર શ્રી વિઠ્ઠલનાથજી ( ગુસાંઈજી ) ૭ વાર ગુજરાતમાં પધાર્યા હતા. તેમના ૨૫૨ વૈષ્ણવોમાં અનેક અગ્રણી વૈષ્ણવો ગુજરાતના હતા. શ્રી ગુસાંઈજીના સમયમાં તો સમસ્ત ગુજરાતમાં બ્રાહ્મણોથી લઈ સત-શૂદ્રો સુધીનાં અનેક કુટુંબો વૈષ્ણવ હતાં. ગુજરાતના રાજવીઓએ પણ આ ધર્મનો સ્વીકાર કર્યો છે અને આજે પણ તે પરંપરા ચાલુ છે. શ્રી ગોકુલનાથજી અને શ્રી હરિરાયજીએ પણ ગુજરાતમાં આવીને પ્રજાને લાભ આપ્યો છે. ગુજરાતમાં તેમની કેટલીક બેઠકો છે. ખેડૂતોમાં બેઉ પ્રકારના કણબી-પાટીદારો અને વેપારીઓ, લુહાણા અને ભાટિયા કોમ – આ બધાઓએ વૈષ્ણવ ધર્મનો સ્વીકાર કર્યો હતો. ગુજરાતમાં પુષ્ટિમાર્ગનાં ઘણાં મંદિરો છે. આજે આ ધર્મ ગુજરાતમાં બહુ બળવાન છે.

## બીજા ધર્મો

આ સિવાય રામાનુજાચાર્ય અને રામાનંદના સંપ્રદાયનાં મંદિરો પણ સમસ્ત ગુજરાતમાં જોવામાં આવે છે. સંત કબીરનો સંપ્રદાય પણ ગુજરાતમાં છે. કબીર સંપ્રદાયનાં મંદિરો ગુજરાતમાં ઘણે સ્થળે જોઈએ

છીએ. ગુજરાતમાં શ્રી સહજાનંદ મહારાજે સ્વામીનારાયણ ધર્મની સ્થાપના કરી. તેમણે તત્ત્વજ્ઞાન શ્રી રામાનુજાચાર્યના – વિશિષ્ટાદ્વૈત – વેદાંતમાંથી લીધું અને વ્રત, ઉત્સવો, વગેરે શ્રી વલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગમાંથી લીધાં. તેમનો સંપ્રદાય ઉદ્ધવ સંપ્રદાય કહેવામાં આવે છે. તેમનાં મુખ્ય ધામ ગઢડા અને વડતાલ છે. આ ધર્મે પ્રજાની સારી સેવા બજાવી છે. તેણે પછાત કોમના માણસોનો ઉદ્ધાર કર્યો છે, તથા ધાર્મિક ક્ષેત્રમાં પવિત્રતાનું વાતાવરણ ઊભું કર્યું છે. અવધૂતોનો પણ સંપ્રદાય ગુજરાતમાં ચાલે છે.

## ખ્રિસ્તી ધર્મ

વલંદાઓ, પોર્ટુગીઝો, ફ્રેંચો અને અંગ્રેજો વેપારને અંગે હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે ખ્રિસ્તી ધર્મનો ભારતમાં પ્રવેશ થયો. પરમાત્માની પ્રાર્થના અને માનવસેવા એ બે મુખ્ય બાબતો ખ્રિસ્તી ધર્મમાં જોવામાં આવે છે. આજે ગુજરાતમાં મિશનો તરફથી આણંદ, ગોધરા અને નડિયાદ જેવાં સ્થળોમાં કાર્યાલયો સ્થાપવામાં આવેલાં છે. ખાસ કરીને સમાજના પાછલા ભાગના માણસોને શિક્ષણ અને ઔષધોપચારનો લાભ મળે છે, તેથી તેઓએ ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કરેલો છે. ખ્રિસ્તી પાદરીઓએ સમાજસેવા સારી કરી છે.

## અર્વાચીન યુગ

ઈ. સ. ૧૮૩૭માં વિક્ટોરિયા ઇંગ્લેંડમાં ગાદીએ આવ્યાં, ૧૮૫૭માં બળવો – સ્વાતંત્ર્યયુદ્ધ – થયો, ત્રણ વિદ્યાપીઠો સ્થપાઈ અને અંગ્રેજી શિક્ષણ આપવામાં આવ્યું. અંગ્રેજી શિક્ષણ લેનારાઓના ધાર્મિક વિચારો ફરતા ગયા, સુધારાનો પ્રવાહ વહેવા લાગ્યો, સ્વાતંત્ર્યની ભાવના પ્રકટ થઈ (મેકોલેએ ધાર્યું હતું તે પ્રમાણે), આર્યસમાજ

(ઈ સ. ૧૮૭૫) અને પ્રાર્થનાસમાજની (ઈ. સ. ૧૮૫૧માં) સ્થાપના થઈ. આર્યસમાજના સ્થાપક દયાનંદ સરસ્વતી ટંકારાના (સૌરાષ્ટ્રના) અને પ્રાર્થનાસમાજની સ્થાપના કરનાર અમદાવાદના સરદાર શ્રી ભોળાનાથ સારાભાઈ આ ઉપરાંત ગુજરાતમાં કેટલાક અદ્વિતીય ધાર્મિક પંડિતો પણ થયા છે બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ (નડિયાદ, ઈ. સ ૧૮૫૮–૧૮૯૮), શ્રી હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ (વડોદરા, ૧૮૬૭–૧૯૩૦, મહામહોપાધ્યાય તર્કવાચસ્પતિ બદરીનાથ ત્ર્યંબકનાથ શાસ્ત્રી, (વડોદરા), મહામહોપાધ્યાય શંકરલાલ મહેશ્વર શાસ્ત્રી (મોરબી), મહામહોપાધ્યાય શ્રી હાથીભાઈ શાસ્ત્રી (નવાનગર), વેદાંતકેસરી શ્રી પંડિત છોટુ મહારાજ (વડોદરા), શ્રી કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી (સુરત) ડૉ. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ (અમદાવાદ), શ્રી નર્મદાશંકર દેવશંકર મહેતા (અમદાવાદ), પ્રિ. જેઠાલાલ ગોવીંદદાસ કણિયા (ભાવનગર), પ્રો. મગનલાલ ગણપતરામ શાસ્ત્રી (ભરૂચ, ૧૮૭૩–૧૯૩૫), પંડિત સુખલાલજી (અમદાવાદ), મુનિ પુણ્યવિજયજી (અમદાવાદ), મુનિ જિનવિજયજી (હાલ જોધપુર) વગેરે વિશિષ્ટ વ્યક્તિઓ ગુજરાતના ધાર્મિક ક્ષેત્રમા સુપ્રસિદ્ધ છે.

## ઉપસંહાર

આ પ્રમાણે ગુજરાત હજારો વર્ષથી અનેક ધર્મોની ભૂમિ બનેલી છે. પ્રજામા ઉદારતા અને સહિષ્ણુતા રહેલી છે, અને આ સૈકામાં મહાત્મા ગાંધીજીને લીધે ગુજરાતનું ગૌરવ વધ્યુ છે ગાંધીજી પ્રથમ ભક્ત હતા અને પછી બીજું બધુ હતા. તેમણે બધાય ધર્મોનો સમન્વય કરીને પોતાનું જીવન ઘડયું હતું અને આશ્રમ સ્થાપી અને પદયાત્રાઓ કરીને અનેક વ્યક્તિઓને પ્રેરણા આપી હતી. ગુજરાતની હવા આ રીતે ધર્મોથી રંગાયેલી છે. આ તેની વિશિષ્ટતા છે ઈ. સ. ૧૯૪૭ની

૧૫મી ઓગસ્ટે ભારત દેશ સ્વતંત્ર બન્યો છે, તેથી ગાંધીજીના આદર્શો પ્રમાણે દેશને ઘડવાનો શુભ અવસર બધાને મળ્યો છે એક વિચાર આવે છે કે ગાંધીજીનો જે આશ્રમ અમદાવાદમાં ચાલતો હતો અને ચાલે છે, તેના જેવા બીજા આશ્રમો ઘણા સ્થળોમાં સ્થપાય તો સારુ, જેથી હવા શુદ્ધ થાય અને લોકોને પ્રેરણા મળતી રહે સ્વ સયાજીરાવ ગાયકવાડ ધર્મોના તુલનાત્મક અભ્યાસ માટે અનેક વાર સંસ્થાઓ કાઢી હતી, તે પ્રમાણે એક સંસ્થા ગુજરાતમાં અને દેશના અન્ય ભાગોમાં ચલાવવાની ખાસ જરૂર છે, જેથી સર્વધર્મસમભાવની ભાવનાને પોષણ મળે



# ધર્મોનો સમન્વય

જગતમાં અનેક પ્રકારના ધર્મો અસ્તિત્વમાં છે અને તે બહુ સ્વાભાવિક છે, કારણ કે દરેક વ્યક્તિ પોતાની રુચિ અને શક્તિ પ્રમાણે પરમતત્વનો વિચાર કરે છે અને તેની સાથે પોતાનો સંબંધ સાધીને શાન્તિ મેળવે છે. વિશ્વમાં જેટલાં મનુષ્યો છે તેટલા ધર્મો પણ અસ્તિત્વમાં આવે એ વિકલ્પ પણ અસ્વાભાવિક નથી. વસ્તુતઃ સરખી અભિરુચિ અને સંસ્કૃતિવાળા મનુષ્યોમાં યૂથો રચાય છે, અને ભિન્ન ભિન્ન ધર્મોના અનેક અનુયાયીઓથી ધર્મોનો વિકાસ થવા પામે છે.

મનુષ્યોની રુચિ ભિન્ન અને વિચિત્ર છે; બે મનુષ્યો એકસરખાં હોતાં નથી; છતાં પણ બધાં મનુષ્યોમાં મનુષ્યત્વનો ગુણ સમાન રહેલો હોય છે, તે પ્રમાણે ધર્મો અનેક – અસંખ્ય છે, છતાં પણ તે બધામાં ધર્મત્વ – ધર્મોનું સામાન્ય સ્વરૂપ સ્વાભાવિક રીતે રહેલું છે. અર્થાત્ ધર્મોનો ભેદ હોવા છતાં તેમનો અભેદ પણ સંભવિત અને વાસ્તવિક હોય છે.

ધર્મ જીવનમાં જાણેઅજાણે ઓતપ્રોત થઈ જાય છે. મનુષ્યનાં વિચાર, વાણી અને ક્રિયા એ ત્રણેમાં ધર્મની અસર આવે એ બહુ

સ્વાભાવિક છે; અને તેથી બધા ધર્મોનો સમન્વય સમજવાની ખાસ આવશ્યકતા રહે છે. ધર્મોનું ધર્મત્વ – ધર્મોનો સમન્વય અને અભેદ – જ્યાં સુધી બરાબર સમજાય નહિ ત્યાં સુધી જગતમાં આચાર અને વિચારોના ભેદને લીધે ઉત્પન્ન થતા કલહોનું નિરાકરણ થઈ શકે નહિ એ સરલ વાત દરેક પુરુષ સમજી શકે એમ છે.

વર્તમાન જગતમાં ધર્મોના ભેદને લીધે અનેક અનિષ્ટ પરિણામો આવ્યાં છે. જુદા જુદા દેશોમાં હિંસાનું તત્ત્વ પ્રસરી રહ્યું છે, અને મનુષ્યની પાશવી લીલાનો આપણને સારો ખ્યાલ આવી શકે છે. પરમાત્માના અંશભૂત મનુષ્યો પોતાના શુદ્ધ સ્વરૂપને વીસરી જઈને પશુઓ બની ગયા છે એ ખરેખર ખેદની વાત છે. આજના વિશ્વનો આ આર્ત્તનાદ છે, અને વિશ્વની શાન્તિને માટે સમર્થ સાધનાની આવશ્યકતા ઊભી થઈ રહી છે.

આ સાધના જ્ઞાનદ્વારા થઈ શકે એમ છે. જુદા જુદા ધર્મોનો તુલનાત્મક અભ્યાસ કરવાથી ધર્મોમાં રહેલું સાધારણ તત્ત્વ – ધર્મત્વ બહુ જ સરસ રીતે સમજી શકાય એમ છે. ભિન્ન ભિન્ન ધર્મો એક જ સામાન્ય ધર્મનાં વિશિષ્ટ સ્વરૂપો છે એ સત્ય વાત સમજવાથી સહિષ્ણુતા આવે છે, અને અન્ય ધર્મો પણ પરમ સુખની પ્રાપ્તિનાં જ સાધનો છે એ સિદ્ધાંત સહજ રીતે સ્વીકારી શકાય છે. આ પ્રકારના ધર્મસમન્વયથી જગતના બધા કલેશો દૂર થઈ જાય છે અને પૃથ્વી ઉપર આનન્દમય લીલાનો અનુભવ સુલભ બને છે.

સ્વામી રામકૃષ્ણ પરમહંસ પોતાના શિષ્યોને આ જ ઉપદેશ આપતા હતા. તેમણે કેશવચન્દ્ર સેનને સર્વ ધર્મોનો સમન્વય કેવી રીતે કરવો એ વાત એક બોધપાઠદ્વારા શીખવી હતી. આજે પણ રામકૃષ્ણ મિશનની પ્રવૃત્તિઓ આ જ સિદ્ધાંતને અનુસરીને ચાલી

# બ્રહ્મવિદ્યાનો ઉદ્‌ગમ અને વિકાસ

સંસ્કૃત સાહિત્યના સામાન્ય રીતે શ્રુતિ અને સ્મૃતિ એ પ્રમાણે બે ભાગ પાડવામાં આવે છે. શ્રુતિની અંદર સંહિતા, બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદનો અંતર્ભાવ થાય છે, જ્યારે બાકી રહેલું સાહિત્ય સ્મૃતિ તરીકે ઓળખાય છે. આ પ્રમાણે વેદસંહિતા પ્રાચીનમાં પ્રાચીન ગ્રન્થ છે, અને ભારતીય સંસ્કૃતિનાં દરેક અંગનો વેદની સાથે સાક્ષાત્ અથવા પરમ્પરાએ સંબંધ દર્શાવવામાં આવે છે. આમાં એક સત્ય તો રહેલું છે કે ભારતવર્ષમાં વેદમાંથી જ બધી વિચારસરિતાઓનો પ્રવાહ નીકળેલો છે. વેદ એ ભારતીય સંસ્કૃતિની મૂળ પીઠકા છે અને તેના ઉપર કાળક્રમે ભિન્ન ભિન્ન વિચારભૂમિકાઓનો આવિર્ભાવ થયેલો છે.

શ્રુતિને અપૌરુષેય અને નિત્ય માનવામાં આવે છે, જ્યારે સ્મૃતિને પૌરુષેય અને અનિત્ય માનવામાં આવે છે; અને તેથી સ્મૃતિ કરતાં શ્રુતિ વધારે પ્રમાણભૂત મનાય છે.[1] અર્વાચીન વિચારકોએ વેદના કાળનો

---

૧ પૂર્વમીમાંસાસૂત્ર ( =પૂ. મી. સૂ. ) ૧. ૩. ૩

નિર્ણય કરવાને માટે જુદા જુદા પ્રયત્નો કરેલા છે,[૨] અને હજુ પણ એવા પ્રયત્નો થયા કરે છે; પણ આ બધા મતો એટલા બધા ભિન્ન છે કે સાચો મત કયો તેનો નિર્ણય થઈ શકતો નથી. પ્રાચીન વિચારકો[૩] વેદને, શ્રુતિને, નિત્ય માને છે, એટલે તેમની દૃષ્ટિએ કાળનિર્ણયનો પ્રશ્ન અસ્થાને છે. અહીં બન્ને પ્રકારના વિચારોની તુલના અને સમીક્ષા કરવાનો અવકાશ નથી; પરંતુ એટલું તો કહેવું પડશે કે વેદના મંત્રોના ઋષિઓને સાત્ત્વિક અવસ્થામાં મન્ત્રોનું દર્શન થયેલું, અને આ પ્રકારની સમાધિમાં જે સત્યનું દર્શન થયું તે સત્ય વેદની ઋચાઓ રૂપે ઋષિઓના મુખેથી બહાર પ્રકટ થયું. આ દૃષ્ટિએ પ્રાચીન વિચારકો ઋષિને મન્ત્રદ્રષ્ટા તરીકે ઓળખાવે છે, પણ મન્ત્રકર્તા તરીકે નહિ. ઋષિને પોતાની અસાધારણ અવસ્થામાં સત્યનું દર્શન થાય છે અને તે સત્ય જુદા જુદા છન્દોમાં સ્વાભાવિક રીતે જ ઋષિના મુખદ્વારા પ્રકટ થાય છે. આવા પ્રકારના દર્શનમા જે પદાર્થનો અનુભવ થાય છે તે ખરેખર અલૌકિક હોય છે. સત્યનું પ્રથમ દર્શન કોને થયું એ કહેવું અશક્ય હોવાથી તે સત્યને નિત્ય અને અપૌરુષેય માનવામાં આવે તો એ બહુ સ્વાભાવિક છે. વિન્ટર્નિઝ જેવા કેટલાક અર્વાચીન વિદ્વાનોને પણ કહેવું પડે છે કે વેદના કાલનો નિર્ણય થઈ શકે એમ નથી.

અર્વાચીન વિચારકો વેદના કાળની ગણના કરીને પણ એટલું તો કહે છે કે આ મન્ત્રોમાં જે વિષયનું નિરૂપણ થયેલું છે તે વિષય ત્રણે ય કાળમાં આકર્ષક છે, લોકોપકારક છે, અને તેથી અબાધિત જેવો છે. અર્થાત્ અર્વાચીન વિદ્વાનોના મતે પણ વેદના વિષયના એક પ્રકારની નિત્યતા સ્વતઃસિદ્ધ થઈ જાય છે, અને આપણા પ્રસ્તુત વિષયને અંગે આપણે એટલું જ કહીશું કે વૈદિક સાહિત્યમાં જે પદાર્થનું વર્ણન

---

૨ વિન્ટર્નિઝનો ભારતીય સાહિત્યનો ઇતિહાસ (=વિન્ટર°) ભાગ ૧, પૃષ્ઠ ૨૯૦-૩૧૦

૩ પૂ. મી. સૂ. ૧. ૧. ૨૭-૩૨

કરવામાં આવેલું છે તે વાસ્તવિક રીતે સત્ય, શિવ અને સુન્દર છે; તેની ભવ્યતા અલૌકિક છે, અને આ સ્થિતિ સર્વદા રહેશે એમાં શંકાને સ્થાન નથી

શ્રુતિભાગ અથવા વેદભાગમાં વિષય અને વિચારની દૃષ્ટિએ મુખ્યત્વે બે વિભાગો જણાય છે: એક બ્રાહ્મણવિભાગ અને બીજો ઉપનિષદ્‌વિભાગ. બ્રાહ્મણવિભાગમાં અનેક પ્રકારનાં કર્મનું – યજ્ઞનું – વર્ણન છે; અને સંહિતાઓના સર્વ મંત્રોનો વિનિયોગ, એક પ્રકારે કે બીજે પ્રકારે, યજ્ઞમાં કરવામાં આવે છે. અર્થાત્ સંહિતાના બધા મન્ત્રોનું તાત્પર્ય કર્મનું પ્રતિપાદન કરવામાં છે એમ બ્રાહ્મણગ્રન્થોનો અભિપ્રાય છે

ઉપનિષદ્‌વિભાગ વૈદિક સાહિત્યનો ચતુર્થ અને અન્ત્ય ભાગ હોવાથી અને તેમાં વેદનું તાત્પર્ય રહેલું છે એમ માનવાથી ઉપનિષદોને સામાન્ય રીતે વેદાન્ત તરીકે ઓળખાવવામાં આવે છે. ઉપનિષદોમાં મુખ્યત્વે બ્રહ્મનો વિચાર કરવામાં આવેલો છે, અને તેથી તેમાં બ્રહ્મવિદ્યાનો વિષય જોવામાં આવે છે. બ્રાહ્મણગ્રન્થોનો ક્રમ વૈદિક સાહિત્યમાં પહેલો હોવાથી તેમને સામાન્ય રીતે પૂર્વકાણ્ડ કહેવામાં આવે છે, જ્યારે ઉપનિષદોને ઉત્તરકાણ્ડ કહેવામાં આવે છે. વિષયની દૃષ્ટિએ પૂર્વકાણ્ડને કર્મકાણ્ડ કહેવામાં આવે છે, અને ઉત્તરકાણ્ડને જ્ઞાનકાણ્ડ કહેવામાં આવે છે. પૂર્વકાણ્ડમાં યજ્ઞવિદ્યા છે, જ્યારે ઉત્તરકાણ્ડમાં બ્રહ્મવિદ્યા છે; અને બન્ને ય કાણ્ડોમાં ઓછાવત્તા પ્રમાણમાં ઉપાસના પણ જોવામાં આવે છે. આ પ્રકારે આ બન્ને વિભાગોનો પરસ્પર સંબંધ રહેલો છે.

ઋગ્વેદના બધા મંત્રોનો વિનિયોગ યજ્ઞમાં જ થાય છે એમ બ્રાહ્મણગ્રન્થોનું જે મંતવ્ય છે તે સર્વથા સત્ય જણાતું નથી, કારણ કે

ઋગ્વેદના મંત્રોમાં યજ્ઞની સાથે સંબંધ ન ધરાવતા એવા ભિન્ન ભિન્ન વિચારો અને વિષયોનું વર્ણન છે એમ દરેક તટસ્થ અભ્યાસીને જણાય છે. ઋગ્વેદમાં યજ્ઞને લગતા મંત્રો છે, અને સાથે સાથે જ્ઞાન, ઉપાસના અથવા ભક્તિનું નિરૂપણ કરનારા પણ મંત્રો છે. અર્થાત્ ઋગ્વેદમાં યજ્ઞ અથવા કર્મ, જ્ઞાન, ઉપાસના અથવા ભક્તિ એ ત્રણે ય વિષયોનું પ્રતિપાદન કરનારા મંત્રો છે, જો કે આ ત્રણ પ્રકારના મંત્રોનું પ્રમાણ એકસરખું નથી. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે ઋગ્વેદના મંત્રોમાંથી કર્મ, જ્ઞાન, ઉપાસના અથવા ભક્તિ એ ત્રણ વિચારોનો પ્રવાહ નીકળ્યો છે; અને તેમાં કોઈ એક વિચારપ્રવાહ ગંગા અને બ્રહ્મપુત્રાની માફક મૂલથી તે સાગરપર્યન્ત અવિચ્છિન્ન ચાલ્યો આવે છે; બીજો કોઈ વિચારપ્રવાહ યમુનાની માફક ગંગા જેવી બીજી મોટી નદીને મળી જાય છે; અને ત્રીજો કોઈ વિચારપ્રવાહ સરસ્વતી નદીની માફક કેટલોક સમય ચાલુ રહીને તિરોહિત થઈ જાય છે અને પાછો પ્રકટ થાય છે. આ પ્રમાણે આ ત્રણ વિચારસરિતાઓના ભિન્ન ભિન્ન પ્રકારના પ્રવાહો પ્રાચીન ભારતીય સંસ્કૃતિનું રૂપ નિર્માણ કરે છે.

ઉપનિષદો અથવા વેદાન્તની અંદર વિવિધ પ્રકારનું તત્ત્વજ્ઞાન રહેલું છે. દરેક વેદની દરેક શાખાનું સ્વતંત્ર ઉપનિષદ હોય છે; અને દરેક ઉપનિષદની વિચારપદ્ધતિ પણ સ્વતંત્ર હોય છે. પરમતત્ત્વ અથવા બ્રહ્મ, જીવ, જગત, મોક્ષ અને મોક્ષનાં સાધનો : આ વિષયોની ચર્ચા જુદા જુદા તત્ત્વચિંતકોએ ઉપનિષદોમાં પોતપોતાની રીતે કરેલી છે. ઉપનિષદોની સંખ્યા બસોથી પણ વધારે છે, પણ તેમાં મુખ્યત્વે ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુણ્ડક, છાન્દોગ્ય, બૃહદારણ્યક, ઐતરેય, તૈત્તિરીય, શ્વેતાશ્વતર, માણ્ડૂક્ય વગેરે છે, અને ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસને માટે સામાન્ય રીતે, અને યોગ્ય રીતે, આ ઉપનિષદોનો જ વિચાર

કરવામાં આવે છે. બાકીનાં ઉપનિષદોમાં વિશિષ્ટ મતનું પ્રતિપાદન હોય છે; એટલે કેટલાંક શૈવ અને શાક્ત ઉપનિષદ છે, તો કેટલાંક વૈષ્ણવ ઉપનિષદ છે: કેટલાંક યોગપ્રધાન છે, તો કેટલાંક સંન્યાસપ્રધાન છે; અને કેટલાંક વેદાન્તનું પ્રતિપાદન કરનારાં છે. વિશિષ્ટ મતનું પ્રતિપાદન કરનારાં ઉપનિષદો અર્વાચીન હોય એમ જણાય છે.

તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિ જિજ્ઞાસામાંથી, કુતૂહલમાંથી થાય છે એ મતનું સમર્થન ઉપનિષદોમાંથી અને ઋગ્વેદમાંથી મળી આવે છે. ઉપનિષદમાં ભિન્ન ભિન્ન વિચારસરણી હોવાને લીધે ઉપનિષદના તત્ત્વજ્ઞાન વિષે એક જ પ્રકારનો નિર્ણય કરવો કઠિન છે. ઉપનિષદમાં કેટલેક સ્થળે બ્રહ્મને નિર્ગુણ તરીકે વર્ણવ્યું છે, જ્યારે બીજાં કેટલાંક સ્થળે બ્રહ્મના ગુણોનું અને સૃષ્ટિની ઉત્પત્તિનું વર્ણન કરવામાં આવેલું છે. આ પ્રમાણે નિર્ગુણવાદ અને સગુણવાદના બે ભિન્ન ભિન્ન પ્રવાહો ઉપનિષદમાં જોવામાં આવે છે. પરમતત્ત્વ એક જ છે એમ ઉપનિષદના સર્વ તત્ત્વ-ચિન્તકો કહે છે, એટલે આ વિષે તો આપણે નિર્ભયતાથી કહી શકીએ કે ઉપનિષદો અદ્વૈતમતનું પ્રતિપાદન કરે છે. પણ અદ્વૈતના અનેક પ્રકારો હોય છે, અને તેથી જ તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત જેવાં અનેક પ્રકારનાં અદ્વૈત જોવામાં આવે છે.

જગત માયાને લીધે દેખાય છે, વાસ્તવિક નથી, એ પ્રમાણેનો વિચાર મુખ્ય દસબાર ઉપનિષદોમાં જોવામાં આવતો નથી. જગતની ઉત્પત્તિ બ્રહ્મમાંથી છે, જગતની સ્થિતિ બ્રહ્મને લીધે જ છે, અને જગતનો લય પણ બ્રહ્મમાં જ થાય છે. આ પ્રમાણે બ્રહ્મ પોતે જ જગદ્રૂપે થાય છે, એટલે જગત માયિક નથી. જીવનો પણ ઉદ્ગમ બ્રહ્મ-માંથી જ થાય છે, એટલે તે અણુ છે, અને બ્રહ્મનો અંશ છે, પણ મિથ્યા નથી. મોક્ષાવસ્થામાં જીવનો બ્રહ્મમાં લય થાય છે. મોક્ષ પ્રાપ્ત કરવાને માટે કેટલેક સ્થળે જ્ઞાન અને કર્મના સમુચ્ચયનો ઉપદેશ

કરવામાં આવ્યો છે, કેટલેક સ્થળે ફક્ત જ્ઞાનનો જ ઉપદેશ કરવામાં આવ્યો છે, તો કેટલેક સ્થળે પરબ્રહ્મના વરણ – અનુગ્રહ અથવા કૃપા – નો ઉપદેશ કરવામાં આવ્યો છે.

ઉપનિષદોની આ વિચારપ્રણાલિકા ઉપરથી આપણને માલૂમ પડે છે કે બ્રહ્મના નિર્ગુણવાદ અને સગુણવાદ, અને મોક્ષપ્રાપ્તિનાં સાધનોમાં બહુ મહત્ત્વનો ભેદ રહેલો છે, અને તેથી બધાં ઉપનિષદોનું રહસ્ય એક જ પ્રકારનું છે એમ કહી શકાય એમ નથી. સત્યની ખાતર આપણે એમ કહી શકીએ કે જુદા જુદા વેદોની જુદી જુદી શાખાના તત્ત્વચિન્તકોએ પરમતત્વના સ્વરૂપ વિષે, પોતાને જેવો અનુભવ થયો તે પ્રમાણે, વિવિધ પ્રકારે ચર્ચા કરી છે અર્થાત્ ઉપનિષદો એ તત્ત્વ-ચિન્તકોનાં ચિંતન અને અનુભવોનો સંગ્રહ છે, અને તેથી તેમાં વિચારોનું જે વૈવિધ્ય જણાય છે તે અતિ સ્વાભાવિક છે.

ઉપનિષદોની માફક બ્રાહ્મણગ્રન્થોમાં પણ યજ્ઞ વિષે અનેક પ્રકારની ચર્ચા કરવામાં આવેલી છે, અને તેને પરિણામે ભિન્ન ભિન્ન અભિપ્રાયો અસ્તિત્વમાં આવ્યા છે. આવા પ્રકારના વિચારવૈવિધ્યને લીધે કેટલાક ચિન્તકોએ બ્રાહ્મણગ્રન્થોમાં અને ઉપનિષદોમાં ઉત્પન્ન થતી શંકાઓને દૂર કરવાનો, અને તે ગ્રન્થોના રહસ્ય સંબંધી ભિન્ન ભિન્ન મંતવ્યોનો સમન્વય કરવાનો પ્રયત્ન કરેલો છે, અને એ રીતે એક પ્રકારનું સાહિત્ય ઉત્પન્ન કર્યું છે. શંકાઓને દૂર કરવાના કાર્ય કરતાં સમન્વય સાધવાનું કાર્ય અતિ કઠિન છે, અને તેથી આ પ્રકારના સાહિત્યનું મહત્ત્વ સ્પષ્ટ થાય છે. બ્રાહ્મણગ્રંથોના સિદ્ધાન્તોનો સમન્વય કરનારા ગ્રંથો અને વિવેચકો ઘણા હશે, એમ જૈમિનિસૂત્રોમાં આવેલાં વિશેષ નામો[૪] ઉપરથી જણાય છે. આ કર્મ અથવા યજ્ઞવિદ્યાનાં સૂત્રો અથવા ગ્રંથો

---

૪ આત્રેય, ઐતિશાયન, કાર્ષ્ણાજિનિ, જૈમિનિ, બાદરાયણ, બાદરિ, લાબુકાયન.

અત્યારે પ્રાપ્ત થતાં નથી; ફક્ત જૈમિનિનાં પૂર્વમીમાંસાસૂત્રો જ પ્રાપ્ત થાય છે.

ઉપનિષદોમાં આવેલી બ્રહ્મવિદ્યાના સંબંધમાં પણ શંકાનું નિરાકરણ કરવાને અને ભિન્ન ભિન્ન અભિપ્રાયોનો સમન્વય દર્શાવવાને માટે બ્રહ્મસૂત્રોની રચના થયેલી છે. ભગવદ્ગીતામાં બ્રહ્મસૂત્રોનો નિર્દેશ છે, પાણિનિની અષ્ટાધ્યાયીમાં પારાશર્ય ભિક્ષુસૂત્રોનું કથન છે, અને હાલમાં મળતાં બાદરાયણનાં બ્રહ્મસૂત્રોમાં પણ બ્રહ્મવિદ્યાના અનેક ચિન્તકોનાં નામો જોવામાં આવે છે. આ ચિન્તકોએ ગ્રંથો રચ્યા હોય અને તેમાં બ્રહ્મવિદ્યા વિષે પોતાના વિચારો સ્પષ્ટ દર્શાવ્યા હોય એમ લાગે છે. આજે આપણી પાસે ઉપનિષદોનું વ્યાખ્યાન કરનારા આ બધા પ્રાચીન ગ્રંથો નથી; ફક્ત બાદરાયણરચિત બ્રહ્મસૂત્રો અથવા વેદાન્તસૂત્રો વિદ્યમાન છે. આ બ્રહ્મસૂત્રોમાં ભગવદ્ગીતાનો નિર્દેશ સ્પષ્ટ છે, એટલે ભગવદ્ગીતામાં જણાવેલાં બ્રહ્મસૂત્રો બાદરાયણનાં બ્રહ્મસૂત્રોથી ભિન્ન અને પ્રાચીન છે એમ સ્પષ્ટ પ્રતીત થાય છે.

બાદરાયણનાં બ્રહ્મસૂત્રોમાં આઠ પુરુષોનાં નામો આવેલાં છે: આત્રેય, આશ્મરથ્ય, ઔડુલોમિ, કાર્ષ્ણાજિનિ, કાશકૃત્સ્ન, જૈમિનિ, બાદરાયણ અને બાદરિ. બ્રહ્મસૂત્રમાં જ્યાં જ્યાં ચર્ચાસ્પદ વિષય હોય છે ત્યાં ત્યાં આ નામો બે અથવા ત્રણ અથવા ચારનાં જોડકાંઓમાં આપવામાં આવેલાં છે. જૈમિનિનાં પૂર્વમીમાંસાસૂત્રોમાં પણ જે અનેક વિશેષ નામો આવેલાં છે તેમાં આત્રેય, કાર્ષ્ણાજિનિ, જૈમિનિ, બાદરાયણ અને બાદરિ એ પાંચ નામો પણ જોવામાં આવે છે. આ ઉપરથી જણાય છે કે જેમ કેટલાક ચિન્તકોએ એકલા પૂર્વકાણ્ડના ગ્રંથોનો જ વિચાર કરીને વ્યાખ્યાન કર્યું છે, અને કેટલાકોએ એકલા ઉત્તરકાણ્ડના ગ્રંથોનો જ વિચાર કરીને વ્યાખ્યાન કર્યું છે, તેમ

જૈમિનિ અને બાદરાયણ જેવા વિચારકોએ યજ્ઞવિદ્યા અને બ્રહ્મવિદ્યા એ બન્નેનો વિચાર કરેલો છે.

જૈમિનિએ શારીરક સૂત્ર રચેલું છે એમ સુરેશ્વરાચાર્યના નૈષ્કર્મ્ય-સિદ્ધિ[5] નામના ગ્રંથ ઉપરથી સ્પષ્ટ જણાય છે. બ્રાહ્મણગ્રન્થોનો વિચાર કરનાર જૈમિનિ જેવા મુનિઓને બન્ને કાણ્ડોનો સમન્વય સિદ્ધ કરવા માટે ઉપનિષદ્ગ્રન્થોનો વિચાર કરવાની આવશ્યકતા જણાતી હતી; અને તેવી જ રીતે ઉપનિષદ્ગ્રન્થોનો વિચાર કરનાર બાદરાયણ જેવા મુનિઓને પણ બ્રાહ્મણગ્રન્થોનો વિચાર કરવો પડતો હતો. આ રીતે પૂર્વકાણ્ડ અને ઉત્તરકાણ્ડ એ બન્નેનો એકસાથે વિચાર કરનારો વર્ગ ભારતવર્ષમાં અસ્તિત્વમાં આવેલો છે. તેથી ‘ બે બાદરાયણો અને ત્રણ જૈમિનિઓ થઈ ગયા છે ’ એ પ્રકારનો કેટલાક વિદ્વાનોનો[6] અભિપ્રાય સ્વીકારી શકાય એમ નથી. ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં આ પ્રમાણે ત્રણ પ્રકારના વિચારકો અને વ્યાખ્યાનકર્તાઓ થઈ ગયા છે; એક પ્રકાર કેવલ બ્રાહ્મણગ્રન્થોનો વિચાર કરનાર, બીજો પ્રકાર ઉપનિષદ્-ગ્રન્થોનો વિચાર કરનાર, અને ત્રીજો પ્રકાર બ્રાહ્મણગ્રન્થો અને ઉપનિષદ્ગ્રન્થો એ બન્નેનો વિચાર કરનાર; અને ત્રીજા પ્રકારના વર્ગમાંથી જ પૂર્વકાણ્ડ અને ઉત્તરકાણ્ડ એ બન્ને મળીને એક જ શાસ્ત્ર છે એવો ઐકશાસ્ત્રનો સિદ્ધાંત આગળ ઉપર ઉત્પન્ન થયો હોય એમ લાગે છે.

દરેક શાખાને પોતાનું ઉપનિષદ હોય છે; અને જુદા જુદા

---

૫ ૯૧મા શ્લોકની સમ્બન્ધોક્તિ, પૃ. ૫૮ (બામ્બે. સ. સિ.); ડૉ બેલ્વલ્કરનો લેખ ‘ જૈમિનિનુ શારીરક સૂત્ર ’, ગાર્ભે અભિનન્દન ગ્રન્થ પૃ. ૧૬૩–૧૭૦, ડૉ. બેલ્વલ્કર, બસુમલ્લિક વ્યાખ્યાનો (=બસુ°) પૃ. ૧૪૧

૬ આર. એ. નીલકણ્ઠશાસ્ત્રી, જૈમિનિ અને બાદરાયણ, ઇન્ડિ એન્ટિક્વરી, મે ૧૯૨૧.

વિચારકોએ પહેલાં સ્વાભાવિક રીતે પોતાની શાખાના ઉપનિષદનો વિચાર કરેલો હોવો જોઈએ, અને તે રીતે પ્રતિશાખીય બ્રહ્મસૂત્રો અસ્તિત્વમાં હોય એમ અનુમાન કરવાનું મન થાય તો એ બહુ સ્વાભાવિક છે.[૭] પ્રચલિત બાદરાયણનાં બ્રહ્મસૂત્રોમાં છાન્દોગ્ય ઉપનિષદનાં ઘણાં વાક્યો વિષયવાક્યો તરીકે લેવામાં આવેલાં છે, અને બીજાં ઉપનિષદોનાં વાક્યો પણ લેવામાં આવેલાં છે. અર્થાત્ બાદરાયણનાં બ્રહ્મસૂત્રો વ્યાપક છે, સર્વશાખીય છે, એમ કહેવામાં કોઈ પણ જાતનો વાંધો નથી.[૮] કદાચિત્ એમ પણ બન્યું હોય કે સામવેદી જૈમિનિએ સામવેદના ઉપનિષદનું – છાન્દોગ્યનું – વ્યાખ્યાન કરીને શારીરક સૂત્રો પોતાની જ શાખા માટે રચ્યાં હોય; બીજાઓએ પણ એ પ્રમાણે શારીરક સૂત્રો રચ્યાં હોય; અને આ બધાં સૂત્રોને ધ્યાનમાં લઈને બાદરાયણે સર્વશાખીય બ્રહ્મસૂત્રો રચ્યાં હોય. ગમે તેમ પણ એટલું તો સાચું કે જૈમિનિ જેવા મુનિઓએ પણ શારીરક સૂત્રો રચેલાં છે.

બાદરાયણનાં બ્રહ્મસૂત્રોની સંખ્યા અને તેમના પાઠ વિષે બ્રહ્મસૂત્રના ભાષ્યકારોમાં બહુ મતભેદ છે. વિદ્યમાન ભાષ્યોમાં શાંકરભાષ્ય પ્રાચીન છે અને તે ભાષ્ય પ્રમાણે સૂત્રોની સંખ્યા ૫૫૫ છે. ભાસ્કરાચાર્યના અભિપ્રાયે ૫૪૭ છે, રામાનુજાચાર્યના અભિપ્રાયે ૫૪૫ છે, નિમ્બાર્કાચાર્યના અભિપ્રાયે ૫૪૯ છે, મધ્વાચાર્યના અભિપ્રાયે ૫૬૨ છે, શ્રીકણ્ઠાચાર્યના અભિપ્રાયે ૫૪૫ છે, વલ્લભાચાર્યના અભિપ્રાયે ૫૫૪ છે, વિજ્ઞાનભિક્ષુના અભિપ્રાયે ૫૫૬ છે, અને બલદેવના અભિપ્રાયે ૫૫૬ છે. સૂત્રોની સંખ્યામાં મતભેદનાં અનેક કારણોમાંથી એક કારણ એ છે કે કેટલાક ભાષ્યકારો[૯] બે સૂત્રોને એક સૂત્ર તરીકે માને છે, જ્યારે

૭ ડૉ. બેલ્વલકર, બસુ° ૧૪૦–૧૪૧

૮ ડૉ. બેલ્વલકર, બસુ° ૧૪૬

૯ વલ્લભાચાર્ય, ૧. ૧. ૨; રામાનુજાચાર્ય, ૧. ૩. ૩. વગેરે.

કેટલાક ભાષ્યકારો[૧૦] એક સૂત્રના બે ભાગ કરીને બે સૂત્રો માને છે. બીજું કારણ એ લાગે છે કે દરેક ભાષ્યકારની સામ્પ્રદાયિક પરમ્પરા ભિન્ન હોય છે, અને તેથી ભિન્ન ભિન્ન પરમ્પરાઓમાં કેટલાંક વધારાનાં સૂત્રો હોય છે તો કેટલાંક ઓછાં સૂત્રો હોય છે. પરંતુ કોઈ પણ ભાષ્યકાર એમ માનતા નથી કે બાદરાયણનાં બ્રહ્મસૂત્રોમાં કોઈ પણ સૂત્ર પ્રક્ષિપ્ત છે. બધાંય સૂત્રો બાદરાયણનાં જ રચેલાં છે, અને એક જ સમયે બ્રહ્મસૂત્રરૂપે પ્રકટ થયેલાં છે એવી સામાન્ય માન્યતા છે.

સૂત્રોની સંખ્યાના ભેદ પ્રમાણે સૂત્રોના પાઠમાં પણ ભેદો જોવામાં આવે છે, અને દરેક ભાષ્યકાર પોતાના સમ્પ્રદાયના સૂત્રપાઠને પ્રમાણભૂત સ્વીકારીને વ્યાખ્યાન કરે છે, અને કેટલીક વાર એક ભાષ્યકાર બીજા ભાષ્યકારના સૂત્રપાઠની ટીકા કરતાં કહે છે કે " ભાષ્યકારે બીજા પાઠની **કલ્પના** કરી છે."[૧૧] આ વાક્ય ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે કોઈ એક ભાષ્યકાર પણ એમ માને છે કે બીજા ભાષ્યકારે સૂત્રનો બીજો પાઠ કલ્પેલો છે, અર્થાત્ બાદરાયણના મૂલ સૂત્રપાઠને સ્થાને બીજો સૂત્રપાઠ કલ્પનાથી જ, કોઈ પણ પ્રકારના પ્રમાણ વિના, સ્વીકારવામાં આવેલો છે. બીજા શબ્દોમાં કહીએ તો તે કલ્પિત પાઠ પ્રક્ષિપ્ત છે, અને આ પ્રમાણે એક ભાષ્યકાર બીજા ભાષ્યકારની ટીકા કરી શકે છે.

આ પ્રસંગે બાદરાયણના બ્રહ્મસૂત્રના સ્વરૂપનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આચાર્યો અને ભાષ્યકારોના અભિપ્રાય પ્રમાણે બ્રહ્મસૂત્રોના કર્તા બાદરાયણ વ્યાસ છે, અને પોતપોતાની સામ્પ્રદાયિક પરમ્પરામાં ઊતરી આવેલાં બધાં ય સૂત્રો બાદરાયણનાં જ રચેલાં છે, અને બીજી પરમ્પરાનો ભિન્ન સૂત્રપાઠ કલ્પિત અથવા પ્રક્ષિપ્ત છે. પણ કેટલાક આધુનિક

---

૧૦ રામાનુજાચાર્ય, ૧. ૩. ૩૪. ૩૫ (=શંકરાચાર્ય વલ્લભાચાર્ય, ૧. ૩, ૩૫)

૧૧ વલ્લભાચાર્યનું અણુભાષ્ય (અણુ°) ૨.૧.૨૫

વિચારકો [૧૨] એમ માને છે કે બ્રહ્મસૂત્રોના મુખ્ય પ્રયોજનનો જ્યારે વિચાર કરવામાં આવે છે ત્યારે આપણને એમ લાગે છે કે દ્વિતીયાધ્યાયમાં આવેલા સ્મૃતિપાદ અને તર્કપાદ પાછળથી કોઈએ ઉમેર્યા હોય. શંકરાચાર્ય અને બીજા બધા આચાર્યો સ્પષ્ટ કહે છે કે બ્રહ્મસૂત્રનું મુખ્ય પ્રયોજન ઉપનિષદોનાં વાક્યોનો વિચાર કરવાનું છે, અને વાક્યોમાં જ્યાં સંદેહ ઉત્પન્ન થતો હોય ત્યાં વધારે પ્રકાશ નાખીને તે સંદેહ દૂર કરવાનું છે. બીજા મતોનું ખણ્ડન કરવાનું કાર્ય બ્રહ્મસૂત્રનું નથી; અને તે જ કારણથી સ્મૃતિપાદ અને તર્કપાદ જેવા ભાગો પાછળથી કોઈ વિચારકે અથવા વિચારકોએ બ્રહ્મસૂત્રને સર્વાંગસમ્પૂર્ણ કરવાને માટે ઉમેર્યા હોય. આ ઉમેરો શંકરાચાર્યના પહેલાં જ થઈ ગયેલો હોવો જોઈએ, કારણ કે શંકરાચાર્યે બધાં ય સૂત્રો ઉપર ભાષ્ય લખ્યું છે. શંકરાચાર્યને સૂત્રોના ઉમેરા વિષે શંકા આવતી નથી, પણ સંગતિ દર્શાવવાને માટે તેમણે આપેલા વિચારો [૧૩] ઉપરથી કોઈને [૧૪] અનુમાન કરવાનું મન થઈ જાય કે સંગતિ દર્શાવવાને જ્યારે શંકરાચાર્ય આટલો બધો પ્રયત્ન કરે છે ત્યારે કદાચિત્ તેમના મનમાં એમ ખટકતું હોય કે બ્રહ્મસૂત્રનો અમુક ભાગ પૂર્વાપર બંધ બેસતો નથી.

બ્રહ્મસૂત્રની વિચારપદ્ધતિ જ્યારે આપણે તપાસીએ છીએ ત્યારે પણ આપણને લાગે છે કે બ્રહ્મસૂત્રના તૃતીયાધ્યાયના દ્વિતીયપાદના ૧૧–૪૧ સૂત્રોમાં અને તૃતીયાધ્યાયના તૃતીયપાદમાં બ્રહ્મ વિષે જે વિચાર કરવામાં આવેલો છે તે અસ્થાને છે, કારણ કે તૃતીયાધ્યાયમાં સાધનનો વિચાર કરવાનો છે, અને તેથી બ્રહ્મના વિચારને ત્યાં સ્વાભાવિક રીતે

---

૧૨ ડૉ. બેલ્વલકર, બમુ° ૧૪૪ ઈત્યાદિ.

૧૩ શંકરાચાર્ય, ૨. ૨. ૧

૧૪ ડૉ. બેલ્વલકર, વેદાન્તસૂત્રોનું બહુકર્તૃત્વ, ઇન્ડિ. ફિલૉસૉફિ. રિવ્યુ, ગ્રન્થ. ૨, પૃ. ૧૪૮

અવકાશ નથી. બ્રહ્મના વિચારને માટે યોગ્ય સ્થાન પ્રથમાધ્યાય છે.[૧૫] આવા પ્રકારની શંકા એક પ્રાચીન ટીકાકારને[૧૬] પણ આવેલી છે અને તેમણે પોતે જ તે શંકાનો પરિહાર કરવા પ્રયત્ન કર્યો છે. આ ઉપરથી કોઈ ને એમ લાગે કે તૃતીયાધ્યાયનો તે ભાગ પાછળથી, શંકરાચાર્યની પહેલાં જ, ઉમેરાયેલો હોવો જોઈએ. વળી, દ્વિતીયાધ્યાયના તૃતીયપાદમાં જે સૂત્રોમાં (૧૫-૫૩) જીવ વિષેની ચર્ચા છે તે પણ પાછળથી ઉમેરાયેલાં હોવાં જોઈએ એમ પણ અનુમાન કરવામાં આવે છે.[૧૫] અત્યારે આપણી પાસે આ ભાગ પ્રક્ષિપ્ત છે એ મતનું સમર્થન કરવાને માટે બ્રહ્મસૂત્રનાં પ્રયોજન અને વિચારપદ્ધતિ વિના બીજો કોઈ દાર્શનિક પુરાવો નથી, એટલે અનુમાનનું જ શરણ લેવાનું રહ્યું છે. પ્રાચીન સંસ્કૃત ગ્રન્થોમાં પ્રક્ષિપ્ત ભાગ ઘણા હોય છે એમ તો દરેક તટસ્થ વિદ્વાનને હવે સ્વીકાર્યા વિના છૂટકો નથી, અને આને માટે પૂનાના ભાણ્ડારકર ઓરિએન્ટલ ઇન્સ્ટિટ્યુટ તરફથી પ્રસિદ્ધ થયેલી મહાભારતની સંશોધિત આવૃત્તિ જ સબલ પ્રમાણ છે. બાદરાયણનાં બ્રહ્મસૂત્રોમાં જેમણે પાછળથી ઉમેરાઓ કર્યા હશે તેમણે બાદરાયણના સિદ્ધાન્તોને કોઈ પણ પ્રકારનો બાધ ન આવે એટલી તો કાળજી રાખેલી હોય એમ લાગે છે, અને તેથી જ આજે પ્રાપ્ત થતાં બ્રહ્મસૂત્રો સળંગ જણાય છે.

એક વિદ્વાન[૧૭] એમ કહે છે કે બ્રહ્મસૂત્રમાં જે જે સૂત્રોમાં આત્રેય, જૈમિનિ, બાદરાયણ, બાદરિ વગેરે વિશેષનામો આવેલાં છે તે બધાં સૂત્રો બાદરાયણનાં રચેલાં નથી, પણ અમુક વિષયની ચર્ચા સમ્પૂર્ણ

---

૧૫ ડૉ. બેલ્વલ્કર, બસુ ૧૪૪ ઇત્યાદિ

૧૬ પુરુષોત્તમજી, અણુભાષ્યપ્રકાશ, પૃ. ૮૬૮ (કાશી આવૃત્તિ)

૧૭ ઉમેશચન્દ્ર ભટ્ટાચાર્ય, વેદાન્તસૂત્રોના વિકાસના આર્ગ્યુમેન્ટો, ચતુર્થ પ્રાચ્યવિદ્યાપરિષદનો રિપોર્ટ (=ભા. ૫) પૃ. ૭૭૧—૭૮૩

કરવાને માટે કોઈએ પાછળથી ઉમેરેલાં છે, કારણ કે બાદરાયણ પોતે પોતાનું નામ સૂત્રોમાં લખે એમાં ઔચિત્ય નથી, અને સામાન્ય રીતે આ વિશેષનામવાળાં સૂત્રો બાદરાયણના નામવાળા સૂત્રની સાથે જ આવેલાં છે. એટલે પાછળથી બાદરાયણના કોઈ શિષ્યે અથવા શિષ્ય-પરંપરામાં બીજા માણસે આ બધાં સૂત્રો ઉમેરેલાં હોવાં જોઈએ. આ અભિપ્રાય સ્વીકાર્ય લાગતો નથી, કારણ કે ગ્રન્થકાર પોતે પોતાનું નામ પોતાના ગ્રન્થમાં લખે એ પ્રકારની પદ્ધતિ સંસ્કૃત સાહિત્યમાં અતિ સામાન્ય છે. જૈમિનિદર્શન અને વેદાન્તદર્શનનાં સૂત્રોમાં ગ્રન્થકારનું નામ જોવામાં આવે છે, જો કે ન્યાય વગેરે બીજાં દર્શનોના સૂત્રોમાં ગ્રન્થકારનું નામ જોવામાં આવતું નથી. કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં પણ કૌટિલ્યનું નામ અનેક સ્થળે આવેલું છે. વળી, બાદરાયણનાં બ્રહ્મ-સૂત્રોમાં જે વિચારકોનાં નામો આવેલાં છે તે બધા વિચારકો વેદના અને ખાસ કરીને ઉપનિષદના વિચારકો અને વ્યાખ્યાનકર્તાઓ છે, એટલે વેદાન્તના જે ચર્ચાસ્પદ વિષયો છે તેને અંગે બધા પ્રાચીન વિચારકોનાં નામો અને અભિપ્રાયોનો નિર્દેશ કરવામાં આવે તો તેમાં જરા પણ અસ્વાભાવિકતા જણાતી નથી.

આ પ્રમાણે પ્રથમ પ્રતિશાખીય બ્રહ્મસૂત્રો રચાયાં હોય અને તેમનો નિર્દેશ ભગવદ્‌ગીતામાં કરવામાં આવ્યો હોય. આ બ્રહ્મસૂત્રો બુદ્ધની પહેલાં રચાયેલાં હોવાં જોઈએ. ત્યાર પછી બાદરાયણના સર્વશાખીય બ્રહ્મસૂત્રની રચના થયેલી હોય; અને જો આ બ્રહ્મસૂત્રમાં કોઈ પણ પ્રકારનો પ્રક્ષિપ્ત ભાગ ન હોય તો ઈ. સ.ના આરંભમાં તે રચાયેલાં હોવાં જોઈએ એમ સ્વાભાવિક રીતે અનુમાન થાય છે, કારણકે સાંખ્ય-મતના ખણ્ડન ઉપરાંત બીજા મતોનું ખણ્ડન પણ જોવામાં આવે છે. બ્રહ્મસૂત્રના તર્કપાદમાં વૈશેષિક, જૈન, બૌદ્ધના ભિન્ન ભિન્ન મતો, પાશુપત અને ભાગવતમતનો અમુક ભાગ – આ બધાંનું

સત્ય પરિણામ છે. પ્રકૃતિ જગદ્રૂપે પરિણામ પામે છે તેમાં કોઈ જાતનું પ્રયોજન રહેલું હોતું નથી, અને આ દૃષ્ટિએ ભિક્ષુની પ્રક્રિયા સાંખ્ય-પ્રક્રિયાથી ભિન્ન પડે છે. રાગદ્વેષને લીધે પુરુષનો 'હું બુદ્ધિથી ભિન્ન છું' એ પ્રમાણેનો વિવેક જતો રહે છે. આ અવિવેકથી પુરુષને સંસારની પ્રાપ્તિ અને સુખદુઃખનો અનુભવ થાય છે. યોગના સાધનથી જ્યારે અવિવેકનો નાશ થાય છે ત્યારે સુખ અને દુઃખ એ બન્નેનો અનુભવ પણ નાશ પામે છે. મનુષ્ય, શાસ્ત્રનું જ્ઞાન પ્રાપ્ત કરીને, યોગ અને ભક્તિથી પોતાના જીવનમાં પણ મોક્ષ મેળવી શકે છે. સગુણોપાસના અને નિર્ગુણોપાસનાને અવસ્થાભેદે સાધન તરીકે સ્વીકારીને જીવને ધ્યાન કરવાનું હોય છે કે 'હું બ્રહ્મ છું'; અને આ પ્રકારના જ્ઞાનથી, અસમ્પ્રજ્ઞાત સમાધિથી, તે જીવને મોક્ષ મળે છે. પરમેશ્વરની ભક્તિથી સમ્યક્ જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે, અને સમ્યક્ જ્ઞાન એ મોક્ષનો સાક્ષાત્ હેતુ છે. ગરુડપુરાણના શ્લોકનું પ્રમાણ આપીને ભિક્ષુ કહે છે કે 'ભક્તિ' શબ્દમાં જે ભજ ધાતુ છે તેનો અર્થ 'સેવા' થાય છે. પ્રેમલક્ષણા ભક્તિ અતિ ઉત્તમ છે, અને આ પ્રકારની ભક્તિથી જીવ, નદી સમુદ્રમાં લય પામે છે તે પ્રમાણે, બ્રહ્મમાં લય પામે છે. મોક્ષાવસ્થામાં જીવને સુખનો અથવા આનન્દનો અનુભવ થતો નથી. સુખદુઃખનો અનુભવ ન થાય એ જ પરમ ધ્યેય છે. મોક્ષાવસ્થામાં જીવ બ્રહ્મની સાથે એકરૂપ થતો નથી પણ બ્રહ્મમાં ચિન્માત્ર સ્વરૂપે રહે છે. વલ્લભાચાર્ય અને ચૈતન્યની પ્રેમલક્ષણા ભક્તિની સાથે વિજ્ઞાનભિક્ષુની પ્રેમલક્ષણા ભક્તિ સરખાવવા જેવી છે. પ્રેમલક્ષણા ભક્તિનું સ્વરૂપ સમજાવવાને માટે વિજ્ઞાનભિક્ષુ ભાગવતનું પ્રમાણ અનેક વાર આપે છે. આ પ્રમાણે પ્રેમલક્ષણા ભક્તિના ઇતિહાસમાં વિજ્ઞાનભિક્ષુ, વલ્લભાચાર્ય અને ચૈતન્યના પુરોગામી તરીકે, આપણું ધ્યાન ખેંચે છે. વિજ્ઞાનભિક્ષુનું માનસ સમન્વયપ્રિય છે, એટલે એમણે સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક અને પાંચરાત્રનો યોગ્ય સ્વીકાર કરીને કર્મ, જ્ઞાન અને ભક્તિની સારી

સંગતિ દર્શાવી છે. વિજ્ઞાનભિક્ષુની દૃષ્ટિએ બ્રહ્મની 'માયા' નામની ઉપાધિ અનિર્વચનીય નથી, જગત અસત્ય નથી અને જીવ બ્રહ્મથી અભિન્ન નથી, એટલે તે પોતાના બ્રહ્મસૂત્રભાષ્યમાં અનેક સ્થળે શંકરાચાર્યને 'આધુનિક' કહીને તેમના મતનું સારું ખણ્ડન કરે છે, અને 'શૂન્યવાદની અંતરંગભૂમિકા' છે એમ કહે છે.[૪૩] ઇશ્વરગીતા ઉપરની ટીકામાં અને સાંખ્યપ્રવચન ભાષ્યમા તો તે પદ્મપુરાણના શ્લોકો આપીને કહે છે કે શંકરાચાર્યનો 'માયાવાદ' એ પ્રચ્છન્ન બૌદ્ધ દર્શન છે. વળી, ભિક્ષુના અભિપ્રાયે નારાયણ, વિષ્ણુ અથવા કૃષ્ણ એ બ્રહ્મનો અંશ છે, એટલે બ્રહ્મથી ભિન્ન છે. ભિક્ષુનો આ સિદ્ધાન્ત મધ્વાચાર્ય, વલ્લભાચાર્ય, ચૈતન્ય ઇત્યાદિ તત્ત્વચિન્તકોના સિદ્ધાન્તથી સ્પષ્ટ રીતે ભિન્ન પડે છે.

**શ્રીકૃષ્ણચૈતન્ય** અથવા ગૌરાંગ મહાપ્રભુ (ઈ. સ. ૧૪૮૫-૧૫૩૩) આ જ સમયમા બંગાળામા પ્રાદુર્ભૂત થયા છે, અને જેમ ઉત્તર અને પશ્ચિમ હિન્દુસ્તાનમાં વલ્લભાચાર્યે ભક્તિમાર્ગનો ઉપદેશ કરીને પ્રચાર કરેલો છે તેમ પૂર્વ હિન્દુસ્તાનમાં ચૈતન્યે ભક્તિમાર્ગનો પ્રચાર કરેલો છે, અને તે જ સમયે આસામમાં શંકરદેવે પણ ભક્તિમાર્ગનો પ્રચાર કરેલો છે. ચૈતન્યે બહુ ગ્રન્થો રચેલા નથી, કારણ કે તે પોતે અસાધારણ પણ્ડિત હોવા છતાં પણ મુખ્યત્વે પ્રેમલ ભક્ત હતા, અને તેથી તેમનો બધો સમય ભગવત્કથા અને કીર્તન અને ઉપદેશમાં જતો હતો. તેઓ એમ માનતા હતા કે શ્રીમદ્ભાગવત પુરાણ જ એ એક એવો ગ્રન્થ છે કે જે વેદ, ઉપનિષદ અને બ્રહ્મસૂત્રનું યથાર્થ વ્યાખ્યાન કરે છે, અને તેથી દરેકે ભાગવતનો જ વિચાર કરવો. આ દૃષ્ટિથી જ 'ભાગવતભાષ્ય' નામનો ગ્રન્થ પ્રસિદ્ધ થયેલો છે.[૪૪] સામ્પ્રદાયિક સાહિત્યની ન્યૂનતા તેમના

૪૩ ભિક્ષુભાષ્ય, બ્ર. સૂ. ક. ૨. ૨. (પૃ. ૪૩૫).

૪૪ બ્રહ્મસૂત્રમ્ શ્રીમદ્ભાગવતભાષ્યસમેતમ્, કલકત્તા ઓરિએન્ટલ સિરિઝ નં. ૨૫.

શિષ્યોએ દૂર કરેલી છે. રૂપગોસ્વામીના અનેક ગ્રન્થોમાં ભક્તિરસામૃતસિન્ધુ અને ઉજ્જ્વલનીલમણિ એ બે ગ્રન્થો મુખ્ય છે. સનાતન ગોસ્વામીએ હરિભક્તિવિલાસ,[૪૫] વૈષ્ણવતોષિણી નામની ભાગવત ઉપરની ટીકા અને ભાગવતામૃત એ ત્રણ મુખ્ય ગ્રન્થો લખ્યા છે, અને તેમના ભત્રીજા જીવ ગોસ્વામીએ ચૈતન્ય સમ્પ્રદાયને અતિ વિપુલ સાહિત્ય આપ્યું છે. તેમાં ષટ્સંદર્ભ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ અતિ મહત્ત્વના છે, અને તે ગ્રન્થોએ બ્રહ્મસૂત્રભાષ્યનું કાર્ય કરેલું છે. ઈ. સ. અઢારમા શતકના આરંભમાં જ બલદેવ વિદ્યાભૂષણે બ્રહ્મસૂત્ર ઉપર 'ગોવિન્દભાષ્ય' નામનું ભાષ્ય અને પ્રમેયરત્નાવલી નામનો સ્વતંત્ર ગ્રન્થ રચીને સામ્પ્રદાયિક સાહિત્યમાં સારો ઉમેરો કરેલો છે. આ જ સમયમાં વિશ્વનાથ ચક્રવર્તીએ (લગભગ ઈ. સ. ૧૭૦૪) ભાગવત ઉપર એક ટીકા લખેલી છે. સંસ્કૃત સાહિત્ય ઉપરાંત બંગાળી ભાષામાં ચૈતન્ય-સમ્પ્રદાયનું અતિ વિશાલ સાહિત્ય રચાયેલું છે.

ગીતગોવિન્દકાર જયદેવ (ઈ. સ. ૧૨મું શતક), વિદ્યાપતિ, ઉમાપતિ અને ચણ્ડીદાસ (ઈ. સ. ૧૪મું શતક)નાં કાવ્યો ઉપરથી સ્પષ્ટ થાય છે કે ચૈતન્યની પહેલાં બંગાળ અને બિહારમાં રાધાકૃષ્ણનો ભક્તિમાર્ગ પ્રચરિત થઈ ગયેલો હતો. આ જ વાતાવરણમાં ચૈતન્યનો પ્રાદુર્ભાવ થયેલો છે, અને તેને પરિણામે ચૈતન્યના સિદ્ધાન્તો ઉપર તેમના પુરોગામીઓના વિચારોની ઘણી અસર થયેલી છે. વલ્લભાચાર્ય અને ચૈતન્ય એ બે સમકાલીન. વલ્લભાચાર્ય ચૈતન્યથી બાર વર્ષે મોટા; અને આ બન્નેના વિચારોમાં બહુ સામ્ય છે. ચૈતન્ય-સમ્પ્રદાયમાં શ્રીકૃષ્ણ જ પરબ્રહ્મ છે. તે સચ્ચિદાનંદ છે, આનન્દમય

૪૫ કેટલાક વિદ્વાનોના અભિપ્રાયે હરિભક્તિવિલાસના કર્તા ગોપાલ ભટ્ટ છે. (ડૉ. સુશીલ કુમાર દે : વૈષ્ણવ ધર્મ અને સમ્પ્રદાય, પૃ ૨૦૧ કલકત્તા, ૧૯૪૨).

છે, દિવ્યગુણોપેત છે, અને પ્રાકૃતગુણરહિત છે. તે અતિમનોહર છે અને પ્રેમ ઉત્પન્ન કરે છે. તેમની શક્તિઓ અનન્ત છે, અને તેમાં ત્રણ શક્તિઓ – ચિત્‌શક્તિ, માયાશક્તિ અને જીવશક્તિ – મુખ્ય છે. ચિત્‌શક્તિ એ પરબ્રહ્મની બુદ્ધિ અને ઇચ્છા છે, અને તેના પૂર્ણ આવિર્ભાવને હ્લાદિની શક્તિ કહેવામાં આવે છે. માયાશક્તિ મોહ ઉત્પન્ન કરે છે અને તેને લીધે જગત ઉત્પન્ન થાય છે. જીવશક્તિમાંથી જીવોનો ઉદ્‌ગમ થાય છે. કૃષ્ણની બીજી એક શક્તિ છે અને તેને વિલાસ-શક્તિ કહેવામાં આવે છે. આ વિલાસશક્તિ બે પ્રકારની છેઃ– (૧) પ્રાભવવિલાસ, અને (૨) વૈભવવિલાસ. 'પ્રાભવવિલાસ' શક્તિને લીધે કૃષ્ણ રાસલીલામાં અનેક રૂપો ધારણ કરે છે; અને 'વૈભવવિલાસ' શક્તિને લીધે તે ચાર વ્યૂહો – વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ – નું સ્વરૂપ ધારણ કરે છે. ચૈતન્યે આ ચાર વ્યૂહોનાં જે લક્ષણો આપ્યાં છે તે રામાનુજાચાર્યે આપેલાં લક્ષણોથી ભિન્ન છે; એટલું જ નહિ પણ દરેક વૈષ્ણવ આચાર્યે આ વ્યૂહોનાં લક્ષણો પોતપોતાના સિદ્ધાન્તની દૃષ્ટિએ જ આપેલાં છે અને તેથી આ વિષયમાં ભિન્ન ભિન્ન મતો પ્રચલિત થયેલા છે. વિષ્ણુ, બ્રહ્મા અને શિવ એ કૃષ્ણના સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણ ગુણોનાં સ્વરૂપો છે. કૃષ્ણે પોતે આ જગત પોતાની માયાશક્તિમાંથી ક્રીડાને માટે ઉત્પન્ન કરેલું છે. જીવ અણુ છે, બ્રહ્મનો અંશ છે, બ્રહ્મને અધીન છે, અને બ્રહ્મથી ભિન્ન છે. માયાશક્તિને લીધે જીવ પોતાનું સ્વરૂપ ભૂલી જાય છે, અને તેથી તેને સંસાર પ્રાપ્ત થાય છે. જીવ અને જગત પરબ્રહ્મથી ભિન્ન છે કે અભિન્ન છે એ વિષયનો નિર્ણય થઈ શકે એમ નથી. આ [illegible] અચિન્ત્ય છે, તેથી ચૈતન્યના દર્શનને અચિન્ત્ય ભેદાભેદ કહેવામાં [illegible] છે. જગત પરબ્રહ્મનું – પરબ્રહ્મની શક્તિનું – પરિણામ છે, અને [illegible] પરબ્રહ્મ પોતાની પરા શક્તિ દ્વારા જગતનું નિમિત્તકારણ બને છે [illegible] અપરા શક્તિ અને અવિદ્યાશક્તિ દ્વારા ઉપાદાન કારણ [illegible]

હતા અને તેથી ચૈતન્યનો સમ્પ્રદાય મધ્વસમ્પ્રદાયમાંથી ઉત્પન્ન થયેલો છે એવી કેટલાક પ્રાચીન વિચારકોની માન્યતા છે, પણ મધ્વદર્શન અને ચૈતન્યદર્શન એ બેની વચ્ચે વચ્ચે એટલો બધો મહત્ત્વનો ભેદ રહેલો છે એ માન્યતા સ્વીકાર્ય નથી. ચૈતન્યદર્શન કેટલેક અંશે રામાનુજદર્શન અને નિમ્બાર્કદર્શન સાથે મળતું છે, પણ વધારે પ્રમાણમાં તો તે વલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈતદર્શન અને પુષ્ટિમાર્ગ સાથે મળતું આવે છે.

**વલ્લભાચાર્યનું** પ્રાકટ્ય ઈ. સ.ના પંદરમા શતકમાં થયેલું છે. (ઈ. સ. ૧૪૭૩–૧૫૨૫).[૪૬] તેમણે વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર અને ભાગવત એ ચારને પ્રસ્થાન તરીકે સ્વીકારીને કેવલ શબ્દપ્રમાણને આધારે જ પોતાના સિદ્ધાન્તનું સ્થાપન કરેલું છે. વેદના અર્થમાં સંદેહ પડે તો ગીતાની મદદથી તે સંદેહ દૂર કરવો; ગીતામાં સંદેહ પડે તો બ્રહ્મસૂત્રની મદદથી દૂર કરવો; અને બ્રહ્મસૂત્રમાં સંદેહ પડે તો ભાગવતની મદદથી દૂર કરવો; આ પ્રમાણે ભાગવત અન્ય પ્રસ્થાનોના વ્યાખ્યાનરૂપ છે એમ વલ્લભાચાર્યનું મંતવ્ય છે. તેમણે અનેક મહત્ત્વના ગ્રન્થો રચેલા છેઃ 'અણુભાષ્ય' નામનું બ્રહ્મસૂત્રભાષ્ય, પૂર્વમીમાંસાભાષ્ય, સપ્રકાશ તત્ત્વદીપનિબન્ધ, 'સુબોધિની' નામની ભાગવતટીકા અને ષોડશગ્રન્થો, ઇત્યાદિ. બ્ર. સૂ. ૩. ૨. ૩૩ સુધીનું અણુભાષ્ય વલ્લભાચાર્યનું રચેલું છે, અને બાકીનું તેમના દ્વિતીય પુત્ર વિઠ્ઠલનાથજીનું રચેલું છે.[૪૭] અણુભાષ્યની રચનાશૈલી, 'અણુભાષ્ય' એ નામ અને વલ્લભાચાર્યના અન્ય ગ્રન્થોમાં આવેલાં કેટલાંક સાધક પ્રમાણો એમ સૂચવે છે કે વલ્લભાચાર્યે બ્રહ્મસૂત્ર ઉપર એક સવિસ્તર ભાષ્ય – જેને આપણે 'બૃહદ્ભાષ્ય' તરીકે ઓળખાવી શકીએ તે – રચેલું હોવું જોઈએ.[૪૮] બ્ર. સૂ. ૨.૧.૧ના અણુભાષ્યમાં જે શ્લોક જોવામાં આવે

૪૬ ગો. હ. ભટ્ટ : વલ્લભાચાર્યનો પ્રાદુર્ભાવ સમય, નવમ પ્રા. પ. પૃ ૫૯૫–૬૦૨.

૪૭ ગો. હ. ભટ્ટ : અણુભાષ્યનું દ્વિકર્તૃત્વ, ચતુર્થ પ્રા. પ. પૃ ૭૯૯–૮૦૬.

૪૮ આ વિષય એક સ્વતંત્ર લેખરૂપે ચર્ચવાનો છે.

છે – અને આ શ્લોક થોડા ફેરફાર સાથે ભાગવત ૧૦. ૮૫. ૨૫ ઉપરની સુબોધિની ટીકામાં પણ જોવામાં આવે છે – તે મધ્વાચાર્યના 'અણુભાષ્ય' નામના શ્લોકબદ્ધ બ્રહ્મસૂત્રભાષ્યમાં છે, અને મને એમ લાગે છે કે વલ્લભાચાર્યે આ શ્લોક મધ્વાચાર્યના અણુભાષ્યમાંથી લીધો છે. મધ્વાચાર્યે બ્રહ્મસૂત્ર ઉપર ત્રણ પ્રકારનાં વ્યાખ્યાનો રચેલાં છે.[૪૯] વલ્લભાચાર્યે પણ વિસ્તૃત અને સંક્ષિપ્ત એ પ્રકારના ગ્રન્થો રચેલા છે. તેથી અનુમાન થાય છે કે મધ્વાચાર્યની 'અણુભાષ્ય' સંજ્ઞા જોઈને વલ્લભાચાર્યે પોતાના સંક્ષિપ્ત બ્રહ્મસૂત્રભાષ્યને 'અણુભાષ્ય' સંજ્ઞા આપી હોય. આચાર્યનું બૃહદ્‌ભાષ્ય અત્યારે અપ્રાપ્ત છે.

વલ્લભાચાર્યે રચેલા પૂર્વમીમાંસાભાષ્યમાંથી આજે કારિકાઓ અને ભાવાર્થપાદભાષ્ય જેટલો અલ્પ ભાગ જ પ્રાપ્ત થાય છે. તત્ત્વદીપનિબન્ધનાં ત્રણ પ્રકરણો છેઃ (૧) શાસ્ત્રાર્થ, (૨) સર્વનિર્ણય અને (૩) ભાગવતાર્થ. ભાગવત ઉપરની 'સુબોધિની' ટીકા અપૂર્ણ છે. પ્રથમ ત્રણ સ્કન્ધ, દશમ સ્કન્ધ અને એકાદશ સ્કન્ધના ચાર અધ્યાય અને પંચમ અધ્યાયના એક શ્લોક ઉપર જ 'સુબોધિની' ટીકા પ્રાપ્ત છે. આચાર્યે સોળ નાના પ્રકરણગ્રન્થો રચેલા છે, જેને 'ષોડશ ગ્રન્થો' કહેવામાં આવે છે. આ ગ્રન્થો લઘુ છે છતાં સિદ્ધાંતનું જ્ઞાન મેળવવા માટે અતિ ઉપયોગી છે. આચાર્યના બીજા પણ કેટલાક ગ્રન્થો છેઃ પુરુષોત્તમનામસહસ્ર, પત્રાવલંબન, ગાયત્રીભાષ્ય, દશમસ્કન્ધાર્થાનુક્રમણિકા, ત્રિવિધલીલાનામાવલી, શ્રુતિગીતા, ભગવત્પીઠિકા, શિક્ષાશ્લોક ઇત્યાદિ. અન્ય સમ્પ્રદાયોમાં શિષ્યપરમ્પરા સ્વીકારાયેલી છે, જ્યારે શુદ્ધાદ્વૈતસમ્પ્રદાયમાં પુત્રપરમ્પરા સ્વીકારાયેલી છે. વલ્લભાચાર્ય પછી તેમના વંશજોએ – ગોસ્વામી મહારાજાઓએ – અને શિષ્યોએ સામ્પ્રદાયિક સાહિત્યની સમૃદ્ધિ કરેલી છે.[૫૦] તેમાં નવ લાખ શ્લોકનું સાહિત્ય

---

૪૯ જુઓ ઉપોદ્‌ઘાત, પૃ. ૨૬.

૫૦ આ વિષયનું નિરૂપણ કરનારું પુસ્તક થોડા સમયમાં પ્રસિદ્ધ થશે.

રચનાર પુરુષોત્તમજીનું (જન્મ આશરે ઈ. સ. ૧૬૬૮) નામ અતિ પ્રસિદ્ધ છે. તેમણે અણુભાષ્ય ઉપર 'પ્રકાશ' નામની ટીકા લખેલી છે અને તેમાં તુલનાત્મક દૃષ્ટિએ અન્ય ભાષ્યકારોનાં વ્યાખ્યાનોની સમીક્ષા કરીને શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તનું સારું સમર્થન કરેલું છે. 'પ્રકાશ' ઉપર યોગી ગોપેશ્વરજીએ (જન્મ આશરે ઈ. સ. ૧૭૭૯) 'રશ્મિ' નામની વિદ્વત્તાપૂર્ણ ટીકા રચેલી છે. અણુભાષ્ય ઉપર અન્ય ટીકાઓ પણ લખાયેલી છે: દા. ત. મથુરાનાથજીનો 'ભાષ્યપ્રકાશ'; રઘુનાથાત્મજ વ્રજનાથની (જન્મ આશરે ઈ. સ. ૧૬૮૮) 'વેદાન્તચન્દ્રિકા'; બાલકૃષ્ણ અથવા લાલુભટ્ટની (પ્રકાશકાર પુરુષોત્તમજીના સમકાલીન) 'ગૂઢાર્થદીપિકા'; મુરલીધરજીની 'વ્યાખ્યા'; ઇચ્છારામ ભટ્ટનો (આશરે ઈ. સ ના અઢારમા શતકનો ઉત્તરાર્ધ) 'પ્રદીપ'; ગિરિધરજીનું (ઈ. સ.ના અઢારમા શતકનો અન્ત્ય ભાગ અને ઓગણીસમા શતકનો આરંભ) 'વિવરણ'. પ્રકાશકાર પુરુષોત્તમજીના કાકા કૃષ્ણચન્દ્રજીએ 'ભાવપ્રકાશિકા' નામની વૃત્તિ લખેલી છે. રાણા જયસિંહની આજ્ઞાથી વ્રજનાથ ભટ્ટે 'મરીચિકા' નામની બ્રહ્મસૂત્રવૃત્તિ રચેલી છે. ગોપેશ્વરજી રશ્મિમાં (બ્ર. સૂ. ૧. ૪. ૧૭, પૃ. ૯૨૮) મરીચિકાનો નિર્દેશ કરે છે, એટલે વ્રજનાથ ભટ્ટ ગોપેશ્વરજીના પહેલાં થઈ ગયા એમ સ્પષ્ટ થાય છે. પુરુષોત્તમજીએ 'વેદાન્તાધિકરણમાલા', અને નિર્ભયરામ ભટ્ટે (આશરે ઈ. સ.ના અઢારમા શતકનો ઉત્તરાર્ધ) 'અધિકરણસંગ્રહ' રચીને બ્રહ્મસૂત્રના અભ્યાસમાં સરલતા કરી આપી છે.

વલ્લભાચાર્યના તત્ત્વજ્ઞાનમાં સચ્ચિદાનન્દ બ્રહ્મ જ પરમ તત્ત્વ છે. બ્રહ્મ રસાત્મક, સાકાર – આનન્દાકાર – વ્યાપક, સર્વશક્તિવાળું, સર્વધર્મવાળું, સર્વજ્ઞ, સર્વકર્તૃ, વિરુદ્ધધર્મોવાળું, અને પ્રાકૃતગુણરહિત છે. ક્રીડાને માટે 'હું બહુ થાઉં અને ઉત્પન્ન થાઉં' એવી ઇચ્છા થતાં

ત્રણ બ્રહ્મના સત્ અને ચિત્ અને આનન્દ એ ત્રણ અંશમાંથી જ અનુક્રમે પ્રકટ થાય છે. અર્થાત્ કારણ બ્રહ્મ છે અને કાર્ય પણ બ્રહ્મરૂપ છે. બ્રહ્મના બધા ધર્મોનો આવિર્ભાવ થતાં સર્વ બ્રહ્મ જ છે. માયા ઇત્યાદિ પદાર્થની કલ્પના કર્યા વિના, કેવલ શબ્દપ્રમાણને અનુસરીને જ આચાર્યે સિદ્ધ કર્યું છે કે બ્રહ્મ પોતે જ જગદ્રૂપ થયેલું છે. શુદ્ધ બ્રહ્મ જ, માયાશબલ બ્રહ્મ નહિ, કાર્યકારણરૂપ છે. બ્રહ્મને માયાનો સંબંધ થતો નથી તેથી તે શુદ્ધ કહેવાય છે. તેથી આચાર્યના સિદ્ધાન્તને 'શુદ્ધાદ્વૈત'[51] કહેવામાં આવે છે અને એ રીતે શંકરાચાર્યના સિદ્ધાન્તથી ભેદ દર્શાવવામાં આવે છે. 'શુદ્ધાદ્વૈત' પદમાં ( शुद्धं च तदद्वैतम् એ પ્રમાણે ) કર્મધારય અથવા ( शुद्धयो : कार्यकारणयो : अद्वैतम् એ પ્રમાણે ) ષષ્ઠી તત્પુરુષ સમાસ છે. આ શુદ્ધાદ્વૈતબ્રહ્મવાદથી જ ઉપનિષદમાં વર્ણવેલી સર્વવિજ્ઞાનપ્રતિજ્ઞા સંભવે છે, અને શ્રુતિનું યથાર્થ વ્યાખ્યાન થઈ શકે છે. જેમ સુવર્ણનો અંશ સુવર્ણરૂપ છે તેમ બ્રહ્મનો અંશ – જગત્ અને જીવ – બ્રહ્મરૂપ જ છે એમ तत्त्वमसि શ્રુતિનું તાત્પર્ય છે.

બ્રહ્મની અચિન્ત્ય અને અનન્ત શક્તિઓ છે. 'માયા' નામની બ્રહ્મની સર્વભવનસામર્થ્યરૂપ શક્તિ છે અને તે બ્રહ્મમાં જ રહેલી છે. આ 'માયા' શક્તિ શંકરાચાર્યની 'માયા'થી સર્વથા ભિન્ન છે. માયાથી 'વિદ્યા' અને 'અવિદ્યા' એ બે પ્રકારની બ્રહ્મની શક્તિઓનું નિર્માણ થાય છે. વિદ્યાનાં પાંચ પર્વ છે : (૧) વૈરાગ્ય, (૨) સાંખ્ય, (૩) યોગ, (૪) તપ અને (૫) કેશવની ભક્તિ. અવિદ્યાનાં પણ પાંચ પર્વ છે : (૧) સ્વરૂપનું અજ્ઞાન, (૨) દેહાધ્યાસ, (૩) ઇન્દ્રિયાધ્યાસ, (૪) પ્રાણાધ્યાસ અને (૫) અન્તઃકરણાધ્યાસ. બ્રહ્મની સર્વનો સર્વ પ્રકારે ભોગ કરવાની

51 સંક્ષેપ શારીરક ( ૩. ૨૧૮–૨૨૦ ) ઉપરની ટીકામાં મધુસૂદન સરસ્વતી પોતાના વિવર્તવાદને માટે 'શુદ્ધાદ્વૈત' શબ્દ વાપરે છે. અહીં સામાન્ય અર્થમાં જ એ શબ્દ વપરાયેલો છે.

ઈચ્છાથી જીવના ભગવદ્ધર્મનો તિરોભાવ થાય છે, અને તેથી બન્ધ અને વિપર્યય થતાં તેને – જીવને – સંસાર પ્રાપ્ત થાય છે. બ્રહ્મ પોતાના સ્વરૂપમાંથી જ બધી સૃષ્ટિ કરેલી છે – આત્મસૃષ્ટિ છે – તેથી બ્રહ્મને વૈષમ્ય અને નૈર્ઘૃણ્યનો દોષ પ્રાપ્ત થતો નથી. વિદ્યાથી – તત્ત્વજ્ઞાનથી – પંચપર્વા અવિદ્યાનો નાશ થાય છે, અને તેને પરિણામે અહંતામમતાત્મક સંસાર પણ નાશ પામે છે; જગત્ – પ્રપંચ—નો નાશ થતો નથી, કારણ કે તે બ્રહ્માત્મક છે અને બ્રહ્મનું માહાત્મ્ય દર્શાવે છે.

ભગવાનના યજ્ઞ-કર્મ-સ્વરૂપનું વર્ણન પૂર્વકાણ્ડમાં કરવામાં આવેલું છે. બ્રહ્મ-જ્ઞાન-સ્વરૂપનું વર્ણન ઉત્તરકાણ્ડમાં કરવામાં આવેલું છે; અને અવતારી જ્ઞાનક્રિયાવિશિષ્ટ કૃષ્ણનું વર્ણન શ્રીમદ્ભાગવતમાં કરવામાં આવેલું છે. તેથી રામાનુજાચાર્યની માફક વલ્લભાચાર્ય પણ પૂર્વકાણ્ડ અને ઉત્તરકાણ્ડને એક શાસ્ત્ર તરીકે સ્વીકારે છે; અને આ જ કારણથી તેમણે બન્ને – પૂર્વ અને ઉત્તર – મીમાંસા ઉપર ભાષ્ય રચેલું છે. મોક્ષપ્રાપ્તિના સાધન તરીકે કર્મ, જ્ઞાન અને ભક્તિ એ ત્રણ સાધનો સ્વીકારવામાં આવેલાં છે. બ્રહ્મજ્ઞાન વિના અગ્નિહોત્ર ઇત્યાદિ નિત્યકર્મો કરવાથી ચિત્તશુદ્ધિ થતાં સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે, અને તેથી કર્મ કરનાર આત્મસુખરૂપી સ્વર્ગનો અનુભવ કરે છે. પણ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરીને જો નિત્યકર્મો કરવામાં આવે તો તે પુરુષને ભગવદાનન્દરૂપ ફલ પ્રાપ્ત થાય છે, કારણ કે બ્રહ્મજ્ઞાનીના યજ્ઞમાં ઉપનિષત્પ્રતિપાદિત અને કર્મકાણ્ડપ્રતિપાદિત અગ્નિહોત્રાદિ પાંચ પ્રકારનું ભગવત્સ્વરૂપ એમ ૭ પ્રકારના ભગવાન પ્રકટ થાય છે. આ પ્રમાણે જ્ઞાનકર્મસમુચ્ચયનો પણ ઉપદેશ કરવામાં આવેલો છે. જ્ઞાન અને કર્મથી ભક્તિ શ્રેષ્ઠ છે. જેની દૃષ્ટિમાં સર્વ બ્રહ્મ જ છે, જેને સર્વત્ર સદા ભગવાનની સ્ફૂર્તિ થાય છે, તે ઉત્તમ શુદ્ધાદ્વૈતજ્ઞાની છે. જે એમ માને છે કે જેવા ભગવાન

તેવું આ બધું વિશ્વ છે, વિશ્વ બ્રહ્મનું કાર્ય છે, બ્રહ્મની ઇચ્છાથી જ વિશ્વ કાર્યરૂપે બ્રહ્મથી ભિન્ન છે, બ્રહ્મ અને વિશ્વ વચ્ચે ભેદ ઐચ્છિક છે, ઔપાધિક તથા સ્વાભાવિક નથી, ભેદસહિષ્ણુ અભેદ છે, તે મધ્યમ જ્ઞાની છે. જે જ્ઞાની છે તેને પોતાના જ્ઞાનનો વિષય 'અક્ષરબ્રહ્મ' છે. આ જ્ઞાનીનો મોક્ષાવસ્થામાં અક્ષરબ્રહ્મમાં લય થાય છે. બ્રહ્મભાવ થયા પછી સનકાદિઓની માફક આ જીવનમાં મુક્તિ સંભવી શકે છે; પણ આ બધા જીવન્મુક્તો સગુણ છે, અને બ્રહ્મભાવ પછી જીવન્મુક્તિ થાય છે એ પક્ષ ગૌણ છે. મુખ્ય પક્ષ તો એ છે કે બ્રહ્મભાવ પછી ભક્તિ થાય છે. કૃષ્ણ પૂર્ણફલનું દાન કરે છે તેથી તેમની જ ભક્તિ કરવાની હોય છે.

શાસ્ત્રનું અધ્યયન કરીને શ્રવણ ઇત્યાદિ નવ પ્રકારની ભક્તિ કરવામાં આવે છે તેને શાસ્ત્રીય અથવા મર્યાદા ભક્તિ કહેવામાં આવે છે, અને શાસ્ત્રના જ્ઞાન વિના કેવલ ભગવાનની કૃપાથી સ્નેહમૂલક જે ભક્તિ થાય છે તેને પુષ્ટિભક્તિ કહેવામાં આવે છે. માહાત્મ્યજ્ઞાનપૂર્વક, સુદૃઢ, સર્વથી અધિક જે સ્નેહ તેને શાસ્ત્રમાં ભક્તિ કહેવામાં આવે છે, અને ભક્તિનું લક્ષણ મર્યાદાભક્તિને લાગુ પડે છે. પુષ્ટિભક્તિ ભગવત્કૃપાથી જ થાય છે, કોઈ પ્રકારના સાધનથી થતી નથી. ઉપનિષદમાં આવેલાં સૃષ્ટિપ્રતિપાદક વાક્યો ભગવાનનું માહાત્મ્ય દર્શાવે છે, અને તત્ત્વમસિ જેવાં અભેદ પ્રતિપાદક વાક્યો 'બ્રહ્મ પોતાનો આત્મા હોવાથી સ્નેહપાત્ર છે' એમ સિદ્ધ કરે છે. આ પ્રમાણે ઉપનિષદનાં સર્વ વાક્યો – સૃષ્ટિપ્રતિપાદક અને અભેદપ્રતિપાદક વાક્યો – મળીને ભક્તિનું પ્રતિપાદન કરે છે. ઉપનિષદમા એવાં પણ વાક્યો છે કે જેમાં ભગવત્પ્રાપ્તિને માટે, અન્યત્ર દર્શાવેલાં સાધનોનો નિષેધ કરીને, કેવલ ભગવાનની કૃપા – વરણ, અનુગ્રહ – નો ઉપદેશ કરવામાં આવેલો છે. આ વાક્યોની વ્યવસ્થા કરવાને માટે વલ્લભાચાર્યે પુષ્ટિમાર્ગ – અનુગ્રહમાર્ગ, પુષ્ટિભક્તિ – નો સ્વીકાર કરેલો છે, અને એ પ્રકારે

શ્રુતિને ન્યાય આપેલો છે. જીવની કૃતિથી સિદ્ધ થતું જે જ્ઞાનભક્તિરૂપી સાધન છે તેનો શાસ્ત્ર બોધ કરે છે, અને આ શાસ્ત્રવિહિત જ્ઞાન અને ભક્તિથી જે મુક્તિ મળે છે તે મર્યાદા કહેવાય છે. જ્ઞાન અને ભક્તિ વિનાના જીવોને પણ જ્યારે ભગવાન પોતાના સ્વરૂપના બલથી પોતાની પ્રાપ્તિ કરાવે ત્યારે તે પુષ્ટિ કહેવાય છે.[૫૨] અર્થાત્ સાધન વિના પોતાના સ્વરૂપબલથી જ્યારે ભગવાન કાર્ય કરે ત્યારે એ પુષ્ટિ કહેવાય છે. આ શ્રુતિસ્મૃતિપ્રતિપાદિત પુષ્ટિમાર્ગ કેવલ ભગવાનની કૃપાથી જ સિદ્ધ થાય છે, અને પ્રમાણમાર્ગ – મર્યાદામાર્ગ – થી વિલક્ષણ છે. ' પુષ્ટિ ' વેદના મંત્રોમાં અનેક વાર સામાન્ય અર્થમાં આવે છે. પુષ્ટિ એટલે પોષણ અને પોષણનો અર્થ ભગવાનનો અનુગ્રહ. ( ભાગ. ૨. ૧૦.૪ ). પુષ્ટિમાર્ગનું દૃષ્ટાન્ત ગોપીજન છે. ગોપીજન જેવાં નિસ્સાધન જીવોનો ઉદ્ધાર પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ જ પોતાના સ્વરૂપબલથી જ કરી શકે છે, કારણ કે ભગવાન શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય વિશેષતઃ નિસ્સાધન જનોનો ઉદ્ધાર કરવાને માટે છે. શ્રીમદ્‌ભાગવતના દશમસ્કન્ધમાં ભગવાનની બાલ્યકાલની વ્રજમાં નિસ્સાધન જનોનો ઉદ્ધાર કરનારી લીલાનું વર્ણન છે. આ લીલામાં ભગવાનનું જે સ્વરૂપ છે તે સર્વથા પુષ્ટિસ્વરૂપ છે, અને તેથી તે જ સ્વરૂપની સેવા કરવાની પ્રાપ્ત થાય છે.

જ્ઞાનનિષ્ઠાથી સર્વજ્ઞતા આવે છે, ધર્મનિષ્ઠાથી ચિત્તની પ્રસન્નતા થાય છે, અને ભક્તિનિષ્ઠાથી કૃષ્ણ પ્રસન્ન થાય છે. કલિયુગમાં આ ત્રણ માર્ગો સંભવિત નથી, તેથી ભક્તિથી કૃષ્ણની સેવા કરવાથી – પ્રપત્તિથી – કલિયુગ પણ ફલરૂપ થઈ જાય છે. જે જ્ઞાની ભક્ત છે અને જેની દૃષ્ટિએ અક્ષરબ્રહ્મ એ ભગવદ્‌ગૃહ અથવા ધામ છે તેનો

૫૨ પુષ્ટિમાર્ગની વધારે માહિતી માટે જુઓ ગો. હ. ભટ્ટ: વલ્લભાચાર્યનો પુષ્ટિમાર્ગ, ઇન્ડિ. હિસ્ટો. ક્વાર્ટર્લી, વર્ષ ૯, ૧૯૩૩, પૃષ્ઠ ૩૦૦–૩૦૬; પ્રો. મ. ગ. શાસ્ત્રી: શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તપ્રદીપ ( બીજી આવૃત્તિ ), પૃ ૧૪૧–૨૦૪.

ભગવાનમાં – પૂર્ણ પુરુષોત્તમમાં – લય થાય છે, અને જે કેવલ ભક્ત છે તે તો પુરુષોત્તમની સાથે સાયુજ્ય થાય છે, અને પછી ભગવાનની કૃપાથી જ તે નિત્યલીલાનો – ભજનાનન્દનો – આસ્વાદ કરે છે, ભગવાનની રાસલીલાનો આનન્દ ભોગવે છે.[૫૩] આનન્દ ત્રણ પ્રકારનો હોય છે : વિષયાનન્દ, બ્રહ્માનન્દ અને ભજનાનન્દ. વિષયાનન્દ કરતાં બ્રહ્માનન્દ શ્રેષ્ઠ છે, અને બ્રહ્માનન્દ કરતાં ભજનાનન્દ શ્રેષ્ઠ છે. આચાર્ય કહે છે કે બ્રહ્મભાવ કરતાં ભગવદ્‌ભક્તોનું ઘર ઉત્તમ છે. ભક્ત પોતાના જીવનમાં, ગૃહસ્થાશ્રમમાં રહીને, ભગવાનની સેવાથી અહંતામમતાત્મક સંસારનો નાશ થતાં પોતાના ઘરને ભગવન્મય બનાવીને આ જગતમાં દિવ્ય આનન્દ મેળવી શકે છે. પોતાના ચિત્તને ભગવાનમાં પરોવવું એનું નામ સેવા છે, અને માનસી સેવા ઉત્તમ છે. માનસી સેવા સિદ્ધ કરવાને માટે તનુજા અને વિત્તજા એ બે પ્રકારની ગૌણ સેવાઓ છે. તનુજા સેવાથી અહંતાનો નાશ થાય છે, જ્યારે વિત્તજા સેવાથી મમતાનો નાશ થાય છે. પોતાના શરીરનો ભગવત્સેવામાં સર્વ પ્રકારે વિનિયોગ કરવો એનું નામ તનુજા સેવા છે પોતાના કુટુમ્બ, દ્રવ્ય અને સર્વ પદાર્થોનો ભગવત્સેવામાં વિનિયોગ કરવો એનું નામ વિત્તજા સેવા છે સેવા કરવાનો અધિકાર બ્રહ્મ-સંબંધથી સર્વ પ્રકારે શુદ્ધ થયા પછી જ પ્રાપ્ત થાય છે. શ્રીકૃષ્ણઃ શરણ મમ એ શરણમંત્રનો ગુરુ પાસેથી ઉપદેશ લઈને બાલ્યાવસ્થામાં જ વૈષ્ણવત્વ સિદ્ધ કરવાનું હોય છે. પછી આત્મનિવેદન કરીને ભગવત્સેવાનો અધિકાર પ્રાપ્ત કરવાનો હોય છે. શ્રાવણ શુક્લ એકાદશીની રાત્રીએ ભગવાને વલ્લભાચાર્યને આજ્ઞા કરી કે જીવો બ્રહ્મથી છૂટા પડી ગયેલા છે અને તેથી દુઃખ થયા કરે છે, તેમને ફરીથી બ્રહ્મની સાથે સંબંધ કરા-

---

૫૩ રાસલીલાના સ્વરૂપ અને તાત્પર્ય માટે જુઓ ગો. હ ભટ્ટ તામસફલપ્રકરણ સુબોધિનીનો ગુજરાતી અનુવાદનો ઉપોદ્‌ઘાત. પ્રો. મ. ગ શાસ્ત્રી, શુદ્ધાદ્વૈત પૃષ્ઠ ૧૧૫–૨૦૪.

વીને સર્વ દોષોની નિવૃત્તિ કરીને સેવામાર્ગમાં પ્રવર્તાવો. બ્રહ્મસંબંધ કરતી વખતે જે મંત્ર બોલવામાં આવે છે તે ગદ્યમંત્ર કહેવાય છે.[૫૪] તેનું તાત્પર્ય આ છે :—હજારો વર્ષથી કૃષ્ણથી છૂટા પડેલા જીવનો આનન્દ તિરોહિત થઈ ગયેલો છે; તેથી તે જીવ ભગવાન શ્રીકૃષ્ણને ઉદ્દેશીને કહે છે કે હે ભગવન કૃષ્ણ! દેહ, ઇન્દ્રિય, પ્રાણ અને અન્તઃકરણ; આ બધાંના ધર્મો; સ્ત્રી, ગૃહ, પુત્ર, કુટુમ્બ, ધન ઇત્યાદિ – આ બધું મારા આત્મા સાથે આપને હું સમર્પણ કરું છું; હું દાસ છું; હે કૃષ્ણ! હું તમારો છું. આ પ્રકારે જીવે યોગ્ય ગુરુ[૫૫] પાસેથી બ્રહ્મસંબંધ લઈને પોતાનું સર્વસ્વ ભગવાન શ્રીકૃષ્ણને જ બીજા કોઈ પદાર્થને નહિ, સમર્પિત કરવાનું હોય છે. આત્મનિવેદન, આત્મસમર્પણ, કર્યા પછી બધા પદાર્થોની શુદ્ધિ થતાં જીવે ભગવાનના સેવક તરીકે જ પોતાનું જીવન ગાળવાનું હોય છે. ભગવત્સેવા જ મુખ્ય છે અને અન્ય સર્વ ગૌણ છે. આચાર્યે દર્શાવેલું ભક્તનું આ આદર્શ જીવન સર્વથા સ્પૃહણીય છે. કલિયુગમાં ભગવત્પ્રાપ્તિના સર્વ માર્ગો નષ્ટ થઈ ગયેલા છે તેથી ભગવાન શ્રીકૃષ્ણના શરણ વિના બીજો કોઈ માર્ગ અત્યારે સંભવિત નથી એમ વલ્લભાચાર્ય બહુ સ્પષ્ટતાથી કહે છે. ભગવાન પ્રસન્ન કરવાનું એક જ સાધન છે અને તે દૈન્ય, શરણ અથવા પ્રપત્તિ.

---

૫૪ આ મન્ત્ર નીચે પ્રમાણે છે :—

सहस्रपरिवत्सरमितकालजातकृष्णवियोगजनिततापक्लेशानन्दतिरो भावोऽहं भगवते कृष्णाय देहेन्द्रियप्राणान्तःकरणानि तद्धर्मांश्च दारागारपुत्राप्त वित्तेहापराणि आत्मना सह समर्पयामि, दासोऽहम् , कृष्ण तवास्मि ।

૫૫ વલ્લભાચાર્ય ગુરુનું લક્ષણ આ પ્રમાણે આપે છે :—

कृष्णसेवापरं वीक्ष्य दम्भादिरहितं नरम् । श्रीभागवततत्त्वज्ञं भजेत्

जिज्ञासुरादरात् ॥

(તત્ત્વદીપનિબન્ધ, સર્વનિર્ણયપ્રકરણ, શ્લોક ૨૨૫)

જેમ તત્ત્વચિન્તકોએ જગતનું પૃથક્કરણ કરીને સાત્ત્વિક, રાજસ અને તામસ એ ત્રણ પ્રકારો દર્શાવેલા છે તેમ વલ્લભાચાર્યે પણ એક અભિનવ દૃષ્ટિથી જનસમાજનું નિરીક્ષણ કરીને જીવોના પુષ્ટિ, મર્યાદા અને પ્રવાહ એ ત્રણ પ્રકારો આપેલા છે. પુષ્ટિ જીવો ભગવત્કૃપાથી ભગવાનની સ્નેહાત્મક સેવા કરે છે; મર્યાદા જીવો શાસ્ત્રમાં જણાવેલા વિધિ અને નિષેધના નિયમોનું પાલન કરીને શાસ્ત્રની મર્યાદા પ્રમાણે, ભગવાનની માહાત્મ્યજ્ઞાનપૂર્વક ભક્તિ કરે છે; અને પ્રવાહજીવો સંસારમાં તન્મય બનીને તણાયા કરે છે. પુષ્ટિમાર્ગમાં પણ ચાર અવાન્તર વિભાગો હોય છે: (૧) શુદ્ધ, (૨) પુષ્ટિ, (૩) મર્યાદા, અને (૪) પ્રવાહ. શુદ્ધ પુષ્ટિભક્તમાં કેવલ નિરુપધિક પ્રેમ હોય છે અને ગોપીજનોની માફક તે અતિદુર્લભ છે. પુષ્ટિ પુષ્ટિભક્ત સર્વજ્ઞ હોય છે; મર્યાદા પુષ્ટિભક્ત ગુણજ્ઞ હોય છે; જ્યારે પ્રવાહ પુષ્ટિભક્ત ભગવદ્વિષયક ક્રિયામાં આસક્ત હોય છે.

આ પ્રમાણે શુદ્ધાદ્વૈતવેદાન્તનાં પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલનો અતિસંક્ષેપમાં વિચાર કર્યા પછી એક પ્રશ્નનો વિચાર કરવા જેવો છે, અને તે એ કે તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં વલ્લભાચાર્યનું વૈશિષ્ટ્ય શું? વલ્લભાચાર્યની પહેલાં, અને શંકરાચાર્યની પહેલાં પણ, સવિશેષબ્રહ્મવાદ, બ્રહ્મપરિણામવાદ, જગત્સત્યત્વ, અને જ્ઞાનકર્મસમુચ્ચયના સિદ્ધાન્તો પ્રચલિત હતા, અને તેમનો સ્વીકાર ઓછાવત્તા પ્રમાણમાં રામાનુજાચાર્ય ઇત્યાદિ વૈષ્ણવ આચાર્યોએ કરેલો છે. અદ્વૈતની એક પ્રકારની ભાવનામાં પણ ભાસ્કરાચાર્યનો સિદ્ધાન્ત અસ્તિત્વમાં હતો. પ્રપત્તિ, અનુગ્રહ અને ભક્તિના સિદ્ધાન્તો એક રૂપમાં કે બીજા રૂપમાં સુવિદિત હતા. વલ્લભાચાર્યે આ બધા વિચારોની સમાલોચના કરીને પોતાના તત્ત્વજ્ઞાનમાં નીરક્ષીરન્યાયે સ્વાભાવિક રીતે ઉપયોગ કરેલો છે. રામાનુજાચાર્ય ઇત્યાદિ આચાર્યોની માફક વલ્લભાચાર્ય પણ શંકરાચાર્યને માટે ' પ્રચ્છ-

મિકનો અપર અવતાર' (અણુભાષ્ય ૨. ૩ ૧૮); ભગવાનનો નવમ અવતાર' (અણુ૦ ૧. ૧. ૧૨); 'મહાસાહસિક' (અણુ૦ ૧. ૧. ૩.); 'અન્તઃપ્રવિષ્ટચોર' 'અતિવૃષ્ટ' (અણુ૦ ૨. ૧. ૧૪); 'મન્દમતિ' (અણુ૦ ૨. ૧. ૨૭) ઇત્યાદિ શબ્દોનો પ્રયોગ કરે છે, અને 'પ્રચ્છન્ન બૌદ્ધ' છે એમ દર્શાવનારું પુરાણનું વાક્ય પણ આપે છે. (અણુ૦ ૨. ૨. ૨૬). આ પ્રમાણે વેદાન્તદર્શનનો કેટલોક વારસો વલ્લભાચાર્યને મળેલો છે. સમ્પ્રદાયમાં પ્રાચીન કાલથી એવી માન્યતા છે કે વલ્લભાચાર્ય વિષ્ણુસ્વામીના મતને અનુસરનારા છે. વાસ્તવિક રીતે વલ્લભાચાર્ય શુદ્ધાદ્વૈતવેદાન્ત અને પુષ્ટિમાર્ગની બાબતમાં સર્વથા સ્વતંત્ર છે, કારણ કે આચાર્ય પોતાના ગ્રન્થોમાં કહે છે કે 'હું અગ્નિનો અવતાર છું, અને મને વ્યાસના ગ્રન્થો – ભાગવત અને બ્રહ્મસૂત્રો – નું યથાર્થ વ્યાખ્યાન કરવાને માટે કૃષ્ણે આજ્ઞા કરી છે', (અણુ૦ ૨. ૨. ૨૬; સુબોધિની ૧. ૧. ૧, કારિકા ૫); વિષ્ણુસ્વામીના મતને તામસ કહીને પોતાના મતને નિર્ગુણ કહે છે, (સુબોધિની ૩. ૩૨. ૩૭); અને સર્વોત્તમસ્તોત્ર જેવી આચાર્યની નામાવલીમાં કોઈ પણ સ્થળે વિષ્ણુસ્વામીની સાથે સંબંધ દર્શાવનારું પદ નથી.[૫૬] વલ્લભાચાર્ય તૈત્તિરીય શાખાના હોવાથી નૈસર્ગિક રીતે તેમણે તૈત્તરીય ઉપનિષદનો પરિપૂર્ણ વિચાર કરેલો છે, અને તેથી ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં તેમણે શ્રુતિમૂલક અપૂર્વ સિદ્ધાન્તો દર્શાવીને એક મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરેલું છે. પરબ્રહ્મનું રસાત્મક આનન્દમય સ્વરૂપ, પરબ્રહ્મનું વિરુદ્ધધર્માશ્રયત્વ, જીવનો પરબ્રહ્મ પ્રતિ અત્યુત્કટ નિરુપધિક સ્નેહ, પરબ્રહ્મ જ એક પુરુષ અને સર્વ જીવો સ્ત્રી એ ભાવના, પ્રેમલ ભક્તિ, નિત્યલીલાવાદ, જીવાત્માનો રસાત્મક પરબ્રહ્મની સાથે દિવ્ય આનન્દનો અનુભવ, પરબ્રહ્મના અનુગ્રહ ઉપર સર્વથા અવલંબન, જગતને બ્રહ્મની

---

૫૬ આ વિષયની સવિસ્તર ચર્ચા માટે જુઓ ગો. હ. ભટ્ટ : વિષ્ણુસ્વામી અને વલ્લભાચાર્ય, સપ્તમ પ્રા. પ. રિપોર્ટ, પૃ. ૪૪૯–૪૬૫; અષ્ટમ પ્રા પ. રિપોર્ટ, પૃ. ૩૨૨–૩૨૮,

લીલાનું સ્થાન – ક્રીડાભાણ્ડ – માનીને ભોગવાતું આનન્દમય જીવન, જગત એ પરબ્રહ્મના સ્વરૂપનું જ પરિણામ – સ્વરૂપપરિણામવાદ –, અવિકૃતપરિણામવાદ, અક્ષરબ્રહ્મ, અને શ્રુતિના સર્વ ભાગને પ્રમાણ તરીકે સ્વીકારીને સિદ્ધ કરેલું યથાર્થ વૈદિકત્વ : આ અને આવા અન્ય સિદ્ધાન્તો શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તની વિશિષ્ટતા છે, અને તેમાં વલ્લભાચાર્યની મૌલિકતા રહેલી છે એ સ્પષ્ટ જણાય છે. વલ્લભાચાર્યના અભિપ્રાયે ઉપનિષદો અદ્વૈતનું પ્રતિપાદન કરે છે; તેથી અદ્વૈતને સમ્પૂર્ણતઃ ન સ્વીકારનારા વૈષ્ણવ આચાર્યો એકદેશી છે. શંકરાચાર્ય અદ્વૈત સ્વીકારે છે એટલે તે વલ્લભાચાર્યની અતિ સમીપ જ આવે છે. પરંતુ માયા અથવા અવિદ્યાનું શરણ લઈને શંકરાચાર્ય અદ્વૈતનું જે પ્રકારે સમર્થન કરે છે તે પ્રકાર શ્રુતિપ્રમાણવાદી વલ્લભાચાર્યને ઇષ્ટ નથી. તેથી વલ્લભાચાર્ય શંકરાચાર્યને જ પ્રધાનમલ્લ તરીકે સ્વીકારે છે, અને તેમના સિદ્ધાન્તોનું ખણ્ડન કરે છે. જ્યાં શંકરાચાર્યનો અભિપ્રાય સ્વીકાર્ય જણાયો છે ત્યાં વલ્લભાચાર્યે વિના સંકોચે તે અભિપ્રાય સ્વીકાર્યો છે, અને તેથી જ વલ્લભાચાર્યના બ્રહ્મસૂત્રભાષ્યમાં અનેક સ્થળે શંકરાચાર્યના બ્રહ્મસૂત્રભાષ્યની પંક્તિઓનો સંક્ષેપ જોવામાં આવે છે. અર્થાત્ તત્ત્વજ્ઞાનના વિચારોની બાબતમાં વલ્લભાચાર્યની સમીપ જો કોઈ પણ આચાર્ય આવી શક્તા હોય તો તે શંકરાચાર્ય છે બન્ને આચાર્યો રેલવેના બે પાટાઓની માફક સાથે સાથે ચાલે છે. બન્ને આચાર્યોની વચ્ચે મુખ્ય ભેદ એ છે કે શંકરાચાર્ય સ્વતંત્ર તર્કથી સિદ્ધાન્ત સિદ્ધ કરીને શ્રુતિથી સમર્થન કરે છે, જ્યારે વલ્લભાચાર્ય તર્કની સર્વથા ઉપેક્ષા કરીને શ્રુતિમાં જે પ્રકારે વર્ણન કરવામાં આવ્યું છે તે પ્રમાણે સિદ્ધાન્ત સ્વીકારે છે. વલ્લભાચાર્ય બ્રહ્મસૂત્રકારને અનુસરીને સ્પષ્ટ રીતે કહે છે કે તત્ત્વજ્ઞાનનું શાસ્ત્ર યૌક્તિક નથી પણ શ્રૌત છે. આચાર્ય કહે છે કે ( અણુ૦ ૧. ૨. ૨૮. ) બાદરાયણ આચાર્ય શબ્દબલવિચારક

છે, જૈમિનિ શબ્દ અને અર્થ એ બેના વિચારક છે, આશ્મરથ્ય શબ્દને ગૌણ માનીને અર્થના વિચારક છે, અને બદરિ કેવલ અર્થના વિચારક છે. આ પ્રમાણે પ્રાચીન કાલમાં પણ ભિન્ન ભિન્ન દૃષ્ટિએ વિચાર કરનારા મહાપુરુષો થઈ ગયેલા છે, અને તે જ પ્રમાણે શંકરાચાર્ય અને વલ્લભાચાર્યના દૃષ્ટિભેદને લીધે અદ્વૈતના બે પ્રકારો અસ્તિત્વમાં આવેલા છે. વળી શ્રુતિ-સ્મૃતિમાં રહેલો અક્ષરબ્રહ્મનો સિદ્ધાન્ત વલ્લભાચાર્યે જ પ્રથમ વાર સ્પષ્ટરૂપે જગત આગળ મૂક્યો છે, તેથી વાસ્તવિક રીતે તે બાબતનો યશ વલ્લભાચાર્યને જ ઘટે છે. તેથી કેટલાક અર્વાચીન વિદ્વાનો[૫૭] જે એમ માને છે કે અક્ષરબ્રહ્મની ભાવના ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં વિસ્મૃત થયેલી છે અને હાલમાં તેમણે પોતે જ આ બાબત પ્રકાશમાં આણી છે, તે સ્વીકાર્ય નથી. આત્મનિવેદન, ભગવદનુગ્રહ અને પ્રેમલભક્તિ એ ત્રણ બાબતોમાં વલ્લભાચાર્યે જીવની જે ઉચ્ચ કોટિ દર્શાવેલી છે તે ઉપરથી દરેક તટસ્થ વિચારકને સ્પષ્ટ પ્રતીત થશે કે વલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈત – પુષ્ટિમાર્ગમાં લૌકિક વિષયવાસનાને જરા પણ અવકાશ નથી. આચાર્યના સિદ્ધાન્તમાં જે લોકો વિષયવાસના અને રંગીલાપણું જુએ છે તેઓ આચાર્યને અન્યાય કરે છે. વસ્તુતઃ આચાર્યનો માર્ગ ત્યાગપ્રધાન છે, ભોગપ્રધાન નથી. આચાર્યનો અંતિમ ઉપદેશ પણ આ જ વાતનું સમર્થન કરે છે.[૫૮]



૫૭ ડૉ. પ્રતાપરાય મોદી: અક્ષર, ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસનું વિસ્મૃત પ્રકરણ.

૫૮ ગો. હ. ભટ્ટ: વલ્લભાચાર્યનો અંતિમ ઉપદેશ; એનાલ્સ, ભા. ઓ. રિ. ઇ. ગ્રંથ ૨૩, પૃ. ૬૭–૭૦, પૂના.

# ભાગવત અને માયાવાદ

૧. રામાયણ, મહાભારત અને ભાગવત એ ત્રણ ભારતીય સંસ્કૃતિના પાયા છે; તેમાં ભાગવત તો વાસ્તવિક રીતે પ્રાણરૂપ છે. શ્રીકૃષ્ણની લીલાની મનોહર યશગાથા હોવાથી તે શૈવો અને વૈષ્ણવોમાં એકસરખી રીતે પ્રિય બન્યું છે. શ્રીકૃષ્ણચરિતના વિકાસની દૃષ્ટિએ ભાગવતનો સમય હરિવંશ અને વિષ્ણુપુરાણ પછીનો હોવો જોઈએ એમ લાગે છે. બનતા સુધી તે ઈ. સ. છઠ્ઠા સૈકાનો ગ્રંથ લાગે છે અને દક્ષિણમાં રચાયેલો જણાય છે. એકાદશ સ્કન્ધમાં દ્રવિડો નારાયણના ભક્ત તરીકે વર્ણવવામાં આવેલા છે. ( ૧૧. ૫. ૩૮, ૩૯, ૪૦ ) અને તામ્રપર્ણી અને કાવેરી નદીના પાત્રનું માહાત્મ્ય પણ વર્ણવવામાં આવેલું છે. ભક્તિની ઉત્પત્તિ પણ દ્રવિડ દેશમાં થઈ છે એમ ભાગવત-માહાત્મ્ય ( ૧. ૪૮ ) કહે છે.

૨. જ્ઞાન, ભક્તિ અને કર્મ એ ત્રણનું પ્રતિપાદન ભાગવતમાં જોવામાં આવે છે. શ્રીવલ્લભાચાર્યજી તો ભાગવતને ચતુર્થ પ્રસ્થાન તરીકે સ્વીકારે છે,[1] અને બોપદેવની માફક સાત પ્રકારના અર્થ આપવાની

---

[1] वेदाः श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैव हि ।
समाधिभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयम् ॥
તત્ત્વાર્થદીપ નિબંધ, શાસ્ત્રાર્થ પ્રકરણ, ૭.

પ્રતિજ્ઞા કરે છે,[2] અને કહે છે કે ગીતામાં જે વિષયો ચર્ચવામાં આવેલા છે તેની સવિસ્તર ચર્ચા ભાગવતમાં કરવામાં આવેલી છે, અને આ રીતે ભાગવત એ ગીતાનું એક પ્રકારનું ભાષ્ય જ છે.[3] આ કારણથી ભાગવતમાં ગીતાના બધાય વિષયોનું સવિસ્તર પ્રતિપાદન જોવામાં આવે છે. સંન્યાસીઓ પણ શ્રદ્ધાથી ભાગવત વાંચે છે. ભાગવત ખરેખર પારમહંસી સંહિતા પણ છે. શ્રીધરસ્વામીની ટીકા આજે પણ લોકપ્રિય છે.

૩. ભાગવત ઉપનિષદો અને ગીતાની માફક અદ્વૈતવાદનું જ પ્રતિપાદન કરે છે.-શ્રીકૃષ્ણ જ ભગવાન છે અને પોતે જ જીવ અને જગદ્રૂપે થયેલા છે, રસાત્મક સ્વરૂપમાંથી જ ચેતન અને અચેતન

---

૨. शास्त्रे स्कन्धे प्रकरणेऽध्याये वाक्ये पदेऽक्षरे ।
एकार्थं सप्तधा जानन्नविरोधेन मुच्यते ॥

त. दी. नि., ભાગવતાર્થ પ્રકરણ, ૧-૨

બોપદેવે પણ આ સાત પ્રકારના અર્થ સ્વીકારેલા છે—

शास्त्रे स्कन्धे प्रकरणेऽध्याये वाक्ये पदेऽक्षरे ।
गुरूपदिष्टो योऽर्थस्तं विमृशन् विष्णुतत्परः ॥

હરિલીલા, ૧૨. ૧૦

શ્રી વલ્લભાચાર્ય ત્રણ પ્રકારના અર્થ, ભાગવત ઉપર પોતે લખેલી 'સુબોધિની' નામની ટીકામાં આપે છે, અને બાકીના ચાર અર્થ ભાગવતાર્થ નિબંધમાં આપે છે: अर्थत्रयं तु वक्ष्यामि निबन्धेऽस्ति चतुष्टयम् । (સુબોધિની, ૧. ૧. ૧. મંગલાચરણની કારિકા ૯).

૩. गीता सङ्क्षेपतस्तस्या वक्ता स्वयमभूद्धरिः ।
तद्विस्तारो भागवतं सर्वनिर्णयपूर्वकम् ।
व्यासः समाधिना सर्वमाह कृष्णोक्तमादितः ॥

त. दी. नि., સર્વનિર્ણય પ્રકરણ, ૨૨૧

જગતનો આવિર્ભાવ થયેલો છે, સમસ્ત વિશ્વ ભગવાનની રંગભૂમિ છે, ક્રીડા-ભાંડ છે; આ બધું તેની લીલારૂપ છે—આ એક પ્રકારનું અદ્વૈત છે અને ભક્તિમાર્ગમાં તેનો સ્વીકાર કરવામાં આવેલો છે. વેણીસંહાર નાટકમાં નારાયણ ભટ્ટ (ઈ. સ. આઠમો સૈકો) જે અદ્વયપૂર્વક – દ્વૈત વિના – પુરુષોત્તમની ભક્તિનો નિર્દેશ કરે છે (૬.૪૬,૪૭, ભરતવાક્ય)[૪], તે આવા પ્રકારની જ ભક્તિ છે. પરમાત્મા પોતે જ આ જગદ્રૂપ થયા, એટલે અદ્વૈત જ વ્યવહાર અવસ્થામાં પણ ચાલુ જ રહે છે, ભક્તિના સમયે પણ વિદ્યમાન હોય છે. મહર્ષિ અરવિંદે પણ આ જ સિદ્ધાન્ત સ્વીકારેલો છે.

૪. બ્રહ્મ જ સત્ય છે અને જગત મિથ્યા છે એમ જે શાંકર વેદાન્તમાં સ્વીકારવામાં આવેલું છે તે અદ્વૈતનો બીજો પ્રકાર છે. ગૌડપાદાચાર્યે અજાતિવાદનો ઉપદેશ કર્યો, અને તે સિદ્ધ કરવાને માટે વિજ્ઞાનવાદ અને શૂન્યવાદ એ બૌદ્ધ દર્શનના પ્રકારોની વિચારસરણી સ્વીકારી. વિચારો ઉપરાંત ભાષાની બાબતમાં પણ બૌદ્ધ દર્શન અને ગૌડપાદના દર્શનની વચ્ચે સામ્ય આવ્યું. માંડૂક્યોપનિષત્કારિકાના ચતુર્થ પ્રકરણ અલાતશાંતિની ભાષા અને વિચારસરણીમા બૌદ્ધ દર્શનનો પ્રભાવ ઘણો જણાયો. શંકરાચાર્યે માયાવાદ – અનિર્વચનીયવાદ – સ્વીકારી અદ્વૈતનો મહિમા દર્શાવ્યો.

૫. આ બન્ને તત્ત્વચિંતકો ઉપર બૌદ્ધ દર્શનની આટલી બધી સ્પષ્ટ અસર હોવા છતાં કેટલાક વિદ્વાનો કહે છે કે ગૌડપાદ અને શંકરાચાર્યનાં તત્ત્વજ્ઞાનમાં જે છે તે બધું વેદાન્તનું છે, બૌદ્ધ દર્શનનું પ્રતિબિમ્બ કે આભાસ નથી.[૫] ગૌડપાદ એ ઔપનિષદ દર્શનની શાખાના અનુયાયી

---

૪ भवतु भगवन्भक्तिर्द्वैतं विना (पुरुषोत्तमे। वे ६. ४६
त्वयि सुरनरकारौ भक्तवद्वैत योगात्। वे ६. ४७

૫. પ્રો. ર. દા. કરમરકર; ગૌડપાદ કારિકા, ઉપોદ્ઘાત.

છે અને તેમની વિચારસરણી સ્વતંત્ર છે. તેમણે બૌદ્ધ દર્શનની પ્રક્રિયાઓનો ઉપયોગ પોતાના સિદ્ધાન્તોના સમર્થન માટે કર્યો હોય પણ તેથી પોતાના વિચારોની મૌલિકતા જતી રહેતી નથી.

૬. ગૌડપાદાચાર્યની પહેલાં ભાગવત અને વિષ્ણુપુરાણમાં જગતનું મિથ્યાત્વ સ્વીકારનારો અદ્વૈતવાદ જોવામાં આવે છે. શ્રી રામાનુજાચાર્યના શ્રીભાષ્યમાં જે શાંકર પૂર્વપક્ષી છે તે પોતાના અદ્વૈતવાદના સમર્થન માટે વિષ્ણુપુરાણના શ્લોકોનું પ્રમાણ આપે છે. શ્રી રામાચાર્ય તેનું ખંડન કરી પોતાના મત પ્રમાણે બીજો અર્થ આપે છે. આમાં એટલી વાત સાચી કે વિષ્ણુપુરાણના શ્લોકોમાં એવો અર્થ રહેલો છે કે જેમાંથી શાંકર પૂર્વપક્ષી પોતાના મતનું સમર્થન કરવા પ્રેરાય છે. સ્વતંત્ર રીતે વિચાર કરતાં આપણને જણાય છે કે મિથ્યાત્વવાદવાળો અદ્વૈતવાદ વિષ્ણુપુરાણને પરિચિત છે અને પોતાના ઔપનિષદ અદ્વૈતવાદમાં તેનો ઉપયોગ કરવાનું પોતાને યોગ્ય લાગ્યું છે.

૭. વિષ્ણુપુરાણની માફક ભાગવતમાં પણ મિથ્યાત્વવાદ – માયાવાદ – નો નિર્દેશ થયેલો છે. શાંકર દર્શનમાં જે દૃષ્ટાંતો વારંવાર આપવામાં આવે છે તે દૃષ્ટાંતો ભાગવતમાં જોવામાં આવે છે: દા. ત. મૃગતૃષ્ણા (૧૦.૪૦.૨૬ ૭૩.૧૧), ઘટાકાશ (૧૨.૫.૫), स्वप्नमायामनोरथ (૬.૧૫.૨૩; ૧૦.૪૨.૨૫), माययारोपितं हितत् (૨.૧૦.૪૫), स्रजि वाहिबुद्धिः, (૪.૨૨.૩૮), ગન્ધર્વનગર (૬.૧૫.૨૩) રજ્જુસર્પ (૬.૯.૩૭; ૧૦.૬.૮; ૧૪.૨૫,૨૮), अस्मृतकण्ठमणि (૧૦.૮૭.૩૯), आत्मनि अविद्याध्यारोपिता देहात्ममतिः (૫.૧૩.૨૫), माया (૮.૩.૮). निषेधशेष (૮.૩.૨૪), निजमाययार्पित (૮.૩.૪; ૧૦.૫૫), सर्वं तत्स्वप्नसंस्तुतम् (૯.૪.૧૬), સ્વપ્નકલ્પ (૧૦.૪.૨૪), જલચંદ્રકંપ (૩.૭.૧૧) ઇત્યાદિ.

દૃષ્ટાંતો શાંકર વેદાન્તમાં [illegible]

છે અને તેમની વિચારસરણી સ્વતંત્ર છે. તેમણે બૌદ્ધ દર્શનની પ્રક્રિયાઓનો ઉપયોગ પોતાના સિદ્ધાન્તોના સમર્થન માટે કર્યો હોય પણ તેથી પોતાના વિચારોની મૌલિકતા જતી રહેતી નથી.

૬. ગૌડપાદાચાર્યની પહેલાં ભાગવત અને વિષ્ણુપુરાણમાં જગતનું મિથ્યાત્વ સ્વીકારનારો અદ્વૈતવાદ જોવામાં આવે છે. શ્રી રામાનુજાચાર્યના શ્રીભાષ્યમાં જે શાંકર પૂર્વપક્ષી છે તે પોતાના અદ્વૈતવાદના સમર્થન માટે વિષ્ણુપુરાણના શ્લોકોનું પ્રમાણ આપે છે. શ્રી રામાચાર્ય તેનું ખંડન કરી પોતાના મત પ્રમાણે બીજો અર્થ આપે છે. આમાં એટલી વાત સાચી કે વિષ્ણુપુરાણના શ્લોકોમાં એવો અર્થ રહેલો છે કે જેમાંથી શાંકર પૂર્વપક્ષી પોતાના મતનું સમર્થન કરવા પ્રેરાય છે. સ્વતંત્ર રીતે વિચાર કરતાં આપણને જણાય છે કે મિથ્યાત્વવાદવાળો અદ્વૈતવાદ વિષ્ણુપુરાણને પરિચિત છે અને પોતાના ઔપનિષદ અદ્વૈતવાદમાં તેનો ઉપયોગ કરવાનું પોતાને યોગ્ય લાગ્યું છે.

૭. વિષ્ણુપુરાણની માફક ભાગવતમાં પણ મિથ્યાત્વવાદ – માયાવાદ – નો નિર્દેશ થયેલો છે. શાંકર દર્શનમાં જે દૃષ્ટાંતો વારંવાર આપવામાં આવે છે તે દૃષ્ટાંતો ભાગવતમાં જોવામાં આવે છે : દા. ત. મૃગતૃષ્ણા (૧૦.૪૦.૨૬ ૭૩.૧૧), ઘટાકાશ (૧૨.૫.૫), स्वप्नमायामनोरथ (૬.૧૫.૨૩; ૧૦.૪૨.૨૫), माययारोपित हितत् (૨.૧૦.૪૫), स्रजि बाहिबुद्धिः, (૪.૨૨.૩૮), ગન્ધર્વનગર (૬.૧૫.૨૩) રજ્જુસર્પ (૬.૯.૩૭; ૧૦.૬.૮; ૧૪.૨૫,૨૮), अस्मृतकण्ठमणि (૧૦.૮૭.૩૯), आत्मनि अविद्याध्यारोपिता देहात्ममतिः (૫.૧૩.૨૫), माया (૮.૩.૮). निषेधशेष (૮.૩.૨૪), निजमाययार्पित (૮.૩.૪; ૧૦.૫૫), सर्वं तत्स्वप्नसंस्तुनम् (૯.૪.૧૬), સ્વપ્નકલ્પ (૧૦.૪.૨૪), જલચંદ્રકંપ (૩.૭.૧૧) ઇત્યાદિ.

અસાધારણ લક્ષણ જેવાં બની ગયાં છે. શ્રી અમરનાથ રૉયે એવો અભિપ્રાય વ્યક્ત કર્યો કે બધાં દૃષ્ટાંતો ગૌડપાદની કારિકાની અસરથી ભાગવતમાં આવ્યાં છે. ( બુલેટિન, સ્કૂલ ઑફ ઓરિએન્ટલ સ્ટડીઝ, વૉલ્યુમ ૮, ૧૯૩૫–૧૯૩૭, પૃષ્ઠ ૧૦૭... ). આ મત યથાર્થ નથી, કારણ કે ભાગવતનો રચનાકાલ ગૌડપાદની પહેલાંનો છે. વસ્તુતઃ અસંગ વસુબંધુ અને નાગાર્જુનની વિચારધારાઓ બળવાન થતી ગઈ અને બીજાં દર્શનોમાં પ્રવેશ કરવા લાગી. આ બધુ ગુપ્તકાળમાં બન્યુ. કાલિદાસ પણ રજ્જુસર્પના દૃષ્ટાન્તથી પરિચિત છે એમ શાકુંતલ નાટકમાં સાતમા અંકમાં આવેલા धुनोत्यहिशङ्कया એ શબ્દો[૬] ઉપરથી જણાય છે. બૌદ્ધ દર્શનનો ઔપનિષદદર્શન ઉપર આ પ્રભાવ છે. ડૉ. મૂર્તિ અને ડૉ. મહાદેવન જેવા અર્વાચીન વિદ્વાનો કહે છે કે ગૌડપાદ, શંકર અને બીજાઓના ગ્રંથોમાં જે મિથ્યાત્વવાદ જણાય છે, જે વિજ્ઞાનવાદી વિચારધારા વહે છે, તે વાસ્તવિક રીતે ઔપનિષદ-દર્શનની છે અને તેને વિજ્ઞાનવાદની વિચારસરણી ઉપકારક થઈ છે.[૭] આ મત અમને સ્વીકાર્ય લાગતો નથી. તેનું કારણ એ કે વિષ્ણુપુરાણની પહેલાંના વેદાન્તદર્શનના ગ્રંથોમાં વિજ્ઞાનવાદી વિચારસરણી જોવામાં આવતી નથી. મહાભારતમાં આ વિચારસરણી જોવામાં આવતી નથી. સનત્સુજાત પર્વ અને મોક્ષધર્મ પર્વમાં સાંખ્ય, યોગ, પાશુપત, પાંચરાત્ર અને ઔપનિષદ દર્શન એમ પાંચ દર્શનોનો વિચાર થયેલો છે.[૮] તેમાં કોઈ પણ સ્થળે મિથ્યાત્વવાદનો આભાસ પણ જણાતો નથી. મહા-

૬. स्रजमपि शिरस्यन्धः क्षिप्ता धुनोत्यहिशङ्कया । શાકુન્તલ, ૭. ૨૪

૭. ડૉ. ટી. એમ. પી. મહાદેવન્ : ગૌડપાદ

ડૉ. મૂર્તિ : સૅન્ટ્રલ ફિલોસોફી ઑફ બુદ્ધિઝમ

૮. મહાભારત, ૧૨.૩૩૭.૫૯ ( સમીક્ષિત આવૃત્તિ ) –

सांख्यं योग पञ्चरात्रं वेदाः पाशुपतं तथा ।
ज्ञानान्येतानि राजर्षे विद्धि नानामतानि वै ॥

ભારતના સમયથી, અર્થાત્ ઈ. સ. પૂર્વે બીજા શતકથી તે વિષ્ણુપુરાણના સમય સુધી ( ઈ. સ. પાંચમો શતક )ના ગાળામાં જેમ જેમ વિજ્ઞાનવાદ અને શૂન્યવાદ પ્રકટ થયો અને બળવાન બન્યો તેમ તેમ તેની અસર બીજાં દર્શનો ઉપર સ્વાભાવિક રીતે થવા લાગી. કાળક્રમે પુરાણોમાં આવતો મિથ્યાવાદ વલ્લભાચાર્ય જેવા આચાર્યોએ પણ સ્વીકાર્યો અને કહ્યું કે આ મિથ્યાત્વવાદ તો વૈરાગ્ય ઉત્પન્ન કરવાને માટે છે,[૯] જગતનું મિથ્યાત્વ સિદ્ધ કરવાને માટે નથી.

૯. મહાભારતમાં જે મિથ્યાવાદ નથી તે ગુપ્તકાલમાં પુરાણોમાં આવે છે. પુરાણોએ બૌદ્ધ વિચારસરણી અપનાવી લીધી અને એ રંગથી રંગાયેલું વેદાન્તદર્શન અસ્તિત્વમાં આવ્યું, ગૌડપાદદર્શન અને શાંકરદર્શન સંભવિત બન્યું. મહાભારતની પહેલાંના સમયમાં અને ઉપનિષદ અને ઋગ્વેદના સમયમાં મિથ્યાત્વવાદનો સંભવ જ રહ્યો નથી.

૧૦. ભાગવતે ખરેખરો સમન્વય કર્યો છે અને તેથી જ તેની લોકપ્રિયતા આજે પણ ચાલુ રહી છે.



---

૯. मायिकत्वं पुराणेषु वैराग्यार्थमुदीर्यते ।
त. દી. નિ., શાસ્ત્રાર્થ પ્રકરણ ૮૯[૦૪]
વળી જુઓ : यन्मायिकत्वकथनं पुराणेषु प्रदृश्यते ।
नरेन्द्रजालदृष्टेन मनोऽत्यसमिति ध्रुवम् ॥ ८२

# જીવનમાં ધર્મની આવશ્યકતા

**મનુષ્યમાત્રને** સુખની ઇચ્છા હોય છે, અને તેને માટે તે અનેક પ્રકારની પ્રવૃત્તિ કરે છે. તેની સર્વ પ્રવૃત્તિઓ સુખનું ધ્યેય સિદ્ધ કરી શકતી નથી; અને કેટલીક વાર એમ બને છે કે પરિણામમા દુઃખ પણ પ્રાપ્ત થાય છે. ઐકાન્તિક સુખ મેળવવાને માટે પ્રવૃત્તિના નિયમનની જરૂર રહે છે. આ સિદ્ધાન્ત લૌકિક અને અલૌકિક વિષયમાં, તેમજ આન્તર અને બાહ્ય વ્યવહારમા અને વ્યષ્ટિ અને સમષ્ટિના જીવનમાં સ્વીકારવા જેવો છે.

જગતના નિયમનને માટે અનેક પ્રકારની શાસનપદ્ધતિઓ પ્રચલિત થયેલી છે. રાજશાસન, લોકશાસન ઇત્યાદિ પ્રકારો આજે જગતના જુદા જુદા દેશોમા જોવામાં આવે છે. પ્રકારો ભલે જુદા હોય, પણ તે બધામાં એક સાધારણ લક્ષણ એ રહેલુ છે કે પ્રજાના સુખને માટે, પ્રજાનો બધો વ્યવહાર સારી રીતે, ન્યાયપુરઃસર ચાલે એટલા માટે એક પ્રકારના નિયમનની આવશ્યકતા છે. સમય પ્રમાણે શાસનપદ્ધતિમા ફેરફારો થાય છે, પણ ન્યાયપૂર્વક નિયમનના સિદ્ધાન્તમા ફેરફાર થતો નથી. આ સનાતન સત્ય છે, અને તેથી જ રામાયણમાં ( અયોધ્યાકાણ્ડ, સર્ગ ૬૧ )

રાજા વિનાના રાષ્ટ્રની શી દુર્દશા થાય છે તેનું સવિસ્તર વર્ણન આપવામાં આવેલું છે. વૈદિક સાહિત્યમાં અને મહાભારતમાં પણ અનેક સ્થળે દર્શાવવામાં આવેલું છે કે નિયામકતત્ત્વના અભાવમાં જનસમાજની સ્થિતિ ઘણી કરુણાજનક બની જાય છે; કૌટિલ્ય જેને માત્સ્યન્યાય–મોટું માછલું નાના માછલાને ખાઈ જાય એ ન્યાય–કહે છે, તેનો સર્વત્ર પ્રચાર થતાં પ્રજા દુઃખના સમુદ્રમાં ડૂબી જાય છે. પ્રાચીન સાહિત્યમાં આનાં અનેક દષ્ટાન્તો આપવામાં આવેલાં છે.

આ પ્રમાણે વ્યષ્ટિ અને સમષ્ટિના બાહ્ય વ્યવહારમાં રાજશાસન કે લોકશાસનમાં **નિયમનની** અપેક્ષા રહે છે. પણ જ્યાં સુધી વ્યષ્ટિનો આન્તર વ્યવહાર તેના બાહ્ય વ્યવહારને સહકાર ન આપે, તેની સાથે સુસંગત ન થાય, ત્યાં સુધી બધી શાસનપદ્ધતિઓ નિરર્થક થઈ જાય છે; તેથી પ્રથમ આન્તર જીવન અને બાહ્ય જીવન એ બેની વચ્ચે સમન્વય સાધવાની આવશ્યકતા રહે છે. જેમ બાહ્ય જીવનમાં ન્યાયપૂર્વક નિયમનને લીધે સર્વને સુખ અને શાન્તિ મળવાનો સંભવ છે તેમ આન્તર જીવનમાં પણ એક પ્રકારના ન્યાયી નિયમનની અપેક્ષા રહે છે. આ નિયમન એ એ ધર્મનો વિષય છે.

ધર્મ સમાજને ધારણ કરી ઉન્નતિને માર્ગે લઈ જાય છે. ધર્મ એ સમાજનું અધિષ્ઠાન છે. તપ, શૌચ, દયા, અને સત્ય એ ચાર ધર્મના પાયા છે; અને હંમેશાં આ ચાર પાયાની આવશ્યકતા રહેવાથી ધર્મને સનાતન કહેવામાં આવે છે. ઋગ્વેદમાં અનેક સ્થળે આપણે વાંચીએ છીએ કે સૂર્ય, ચન્દ્ર, નક્ષત્ર, તારાઓ, ઋતુઓ, સંવત્સર, બીજા અનેક દેવો નિયમિત રીતે પોતાનું કાર્ય કર્યા કરે છે. તેમાં નિયમનો ભંગ થતો નથી. આ સનાતન નિયમને મંત્રદ્રષ્ટા ઋષિઓએ 'ઋત' નામ આપેલું છે. 'ઋત'નો બીજો અર્થ સત્ય થાય છે; અને જે વસ્તુમાં

કોઈ પણ પ્રકારનો ફેરફાર થતો નથી તેને આપણે સત્ય, નિત્ય, સનાતન કહીએ છીએ. સૂર્ય વગેરેના કાર્યમા આ સનાતન સત્ય રહેલું છે.

જે પ્રમાણે દેવો, ગ્રહો વગેરે નિયમનું પાલન કરે છે તે પ્રમાણે મનુષ્યોને પણ ધર્મનું—નીતિના નિયમોનુ પાલન કરવાનું હોય છે. ઋગ્વેદમાં વરુણ દેવતાનું કામ લોકોનાં સર્વ કાર્યો ઉપર દેખરેખ રાખવાનું છે, અને તેમનાં ખોટાં કાર્યો માટે શિક્ષા કરવાનું છે. તેથી ઘણા ઋષિઓ ભક્તિભાવથી વરુણની સ્તુતિ કરે છે કે 'હે દેવ! જાણે-અજાણે અમે જે અપરાધો કરેલા હોય તેને માટે અમને ક્ષમા આપો.' ઉપનિષદોમાં પણ સ્પષ્ટ જોવામાં આવે છે કે પરમાત્માના ભયથી સૂર્ય અને અગ્નિ તપે છે, અને ઇન્દ્ર, વાયુ વગેરે દેવો દોડે છે. પુરાણોમાં મનુષ્યનાં કાર્યોનો હિસાબ રાખી શિક્ષા કરવાનું કામ યમરાજને સોપવામા આવેલું છે; અને આ બધીય ભૂમિકાઓમાં કર્મનો સિદ્ધાન્ત વિકાસ પામતો ગયો છે. મનુષ્ય જે પ્રકારે કર્મ કરે છે તે પ્રકારે તેને ફળ પ્રાપ્ત થાય છે. ભારતીય તત્ત્વજ્ઞાનમાં કર્મનો સિદ્ધાન્ત અતિ મહત્ત્વનો છે.

મનુષ્યના હૃદયમા પરમાત્મા રહેલો છે, અને તે અંદર રહીને તેનું નિયમન કરે છે તેથી તેને અંતર્યામી તરીકે આપણે ઓળખીએ છીએ. અંતર્યામી આપણી સર્વ ક્રિયાઓનો સાક્ષી હોય છે, અને આપણામાં જેટલી વધારે ચિત્તશુદ્ધિ હોય તેટલા પ્રમાણમાં આપણે અંતર્યામીની આજ્ઞાઓ સમજી શકીએ છીએ અને તે આજ્ઞાઓ સમજ્યા પછી આપણો જીવનવ્યવહાર નિષ્કંટક બને છે, આપણા અનેક પ્રકારના સંદેહો દૂર થઈ જાય છે, અને આપણે દિવ્યદર્શનનો અનુભવ કરી શકીએ છીએ. ઇશ્વરના અને કાર્યસિદ્ધાન્તના આ નિયમથી જ પ્રાણી માત્ર સુખી થઈ શકે છે.

જગતમાં આજે આપણે જોઈએ છીએ કે મન, વાણી અને ક્રિયા એ ત્રણેનો સમન્વય સાધનારાં મનુષ્યો બહુ ઓછાં છે, અને તેને પરિણામે આજે અખિલ વિશ્વ દુઃખી છે. બાહ્ય જીવનમાં આપણો એક વ્યવહાર અને આન્તર જીવનમાં બીજો વ્યવહાર! અથવા તો મનમાં કાંઈ હોય, વાણીમાં કાંઈ બીજું ઉચ્ચાર્યું હોય, અને ક્રિયામા તેનાથી વિપરીત જ દેખાય! આ છે વર્તમાનયુગનું સ્વરૂપ. પરિણામે પરસ્પર અવિશ્વાસની ભાવના વધતી જાય છે અને સનાતન સત્યનું ખૂન કરીને તેના ઉપર અસત્યની ઇમારત ચણવામાં આવે છે. જગતનો કોઈ પણ ધર્મ આ વસ્તુસ્થિતિ સહન કરી શકતો નથી; અને બધાય ધર્મો એકમત થઈને કહે છે કે નીતિમાં સનાતન નિયમોના પાલન વિના સુખની આશા રાખવી વ્યર્થ છે. જ્યારે સર્વ ધર્મોનો આ એક જ નાદ છે ત્યારે ધર્મોને નામે યુદ્ધ થાય એ વાત આપણને ગળે ઊતરતી નથી. જે વસ્તુ આપણને ધારણ કરવામે માટે નિર્મિત થયેલી છે તે આપણને દુઃખસાગરમાં શી રીતે ડુબાડી શકે?

જનસમાજના આ રોગનું નિદાન કરીને યોગ્ય ચિકિત્સા કરવાની બહુ જરૂર છે. સનાતન સત્યના પાલન વિના આપણે જે ડાહી ડાહી વાતો કર્યા કરીએ છીએ તેમાં આપણી આત્મપ્રતારણા જ છે. આપણે આપણી જાતને છેતરીએ છીએ! પોતાના સ્વાર્થ માટે બીજાને છેતરવામાં આવે તો તે હજુ જરા સમજી પણ શકાય છે, પરંતુ જ્યારે આપણે આપણી પોતાની જાતને જ છેતરીને અજ્ઞાવાદની દલીલો આપીએ છીએ ત્યારે આપણને આશ્ચર્ય સાથે ખેદ થયા વિના રહેતો નથી. આ પ્રતારણાના રોગનું કારણ એ છે કે મનુષ્યને ઈશ્વરમાં અને ઈશ્વરની આજ્ઞાઓમાં શ્રદ્ધા નથી, અને તેથી તેના પોતાના આન્તર જીવનમાં તો કોઈ પણ પ્રકારનું નિયમન રહેલું નથી. બાહ્ય જીવનમાં તો શિષ્ટાચારની ખાતર પણ તેને સારા દેખાવાનો પ્રયત્ન કરવો પડે છે, અને તે વાણીથી સાધે

છે. આ પ્રમાણે મન અને વાણીની અસંગતિ અસ્તિત્વમાં આવે છે. વાણીનું મહત્ત્વ સમજ્યા વિના જ અનેક પ્રકારનાં વચનો કહેવામાં આવે છે; પણ ક્રિયા કરતી વખતે તે બધાં વચનોનું વિસ્મરણ થઈ જાય છે! આ છે પાખણ્ડયુગનો મહિમા!

આ રોગની ચિકિત્સાને માટે જીવનમાં ધર્મની ખાસ આવશ્યકતા રહેલી છે. 'ધર્મ' શબ્દથી ગભરાવાનું નથી, કારણ કે આપણે તે શબ્દનો બહુ વ્યાપક અર્થ સ્વીકારેલો છે. ધર્મો અનેક હોય અને તે બહુ સ્વાભાવિક છે, પણ ધર્મ એક જ છે, કારણકે તે સમાજને ધારણ કરીને ઉન્નતિને માર્ગે લઈ જનારો છે. તે સનાતન સત્યની ભૂમિકા ઉપર રચાયેલો છે. પ્રથમ તો ઈશ્વરના ભયની જ જરૂર રહે છે, બાઇબલ યોગ્ય રીતે કહે છે *The fear of the Lord is the beginning of knowledge.* જૈન દર્શને સમ્યગ્જ્ઞાન, સમ્યક્ ચારિત્ર્ય અને સમ્યગ્ દર્શન એ ત્રણ રત્નો આપ્યાં. ઝોરોસ્ટરે મન, વાણી અને ક્રિયા એ ત્રણની પવિત્રતા ઉપર ભાર મૂકયો. આ પ્રકારની ભાવનાથી માણસ વનમાં એકલો હશે તો પણ તેનાથી ખોટું કાર્ય થઈ શકશે જ નહિ. તેની મનોવૃત્તિઓ સાધુ માર્ગે જ ચાલી જશે, અને તેથી તેનું આન્તર જીવન અને બાહ્ય જીવન એક જ પ્રકારનું રહી શકશે. તેનાં મન, વાણી અને ક્રિયા એ ત્રણમાં એક જ પ્રકારનો રંગ આવશે, અને આ જગતમાં જ તે શાન્તિનો અનુભવ કરીને સુખ મેળવશે અને બીજાને સુખી બનાવવાનો પ્રયત્ન કરશે. મનુષ્યમાત્રમાં દૈવી અને આસુરી સંપત્તિઓનો સંઘર્ષ ચાલ્યા જ કરે છે, અને તે સંઘર્ષમાં ધર્મના પાલનથી જ દૈવી સંપત્તિનો વિજય થાય છે. આસુરી સંપત્તિ કદાચિત્ શરૂઆતમાં સફળતા આપે એમ જણાય પણ આખરે તે બન્ધનકારક જ છે. મોક્ષ – સ્વાતન્ત્ર્ય – માટે દૈવી સંપત્તિ જ આવશ્યક છે.

આધ્યાત્મિક વિષયમાં મોક્ષ એ જ સ્વતંત્રતાનું સ્વરૂપ છે. આધિ-

ભૌતિક વિષયમાં ધર્મનું પાલન એ જ વાસ્તવિક સ્વતંત્રતા છે. આપણો ભારતદેશ આજે સ્વતંત્ર થયો છે અને તેથી દરેક ભારતવાસીને સ્વના –હૃદયમાં રહેલા અંતર્યામીના – તંત્રની– નિયમનની ઘણી આવશ્યકતા છે. જો આ પ્રકારે તે સ્વ-તંત્ર નહિ થાય તો બહારથી આવેલી સ્વતંત્રતા ટકી શકશે નહિ, અને તેને સાથે સ્વાભાવિક રીતે આત્મપ્રતારણાનો દોષ આવશે. તેથી આપણા જીવનમાં ધર્મને એવી રીતે ઓતપ્રોત કરવાની જરૂર છે કે જીવનના કોઈ પણ ભાગમાં કોઈ પણ સમયે તપાસ કરવામાં આવે તો ધર્મ વિના બીજું કશું જણાય નહીં. સનાતન નિયમોનું જો પાલન કરવામાં આવશે તો ધર્મ સર્વ પ્રજાનું રક્ષણ કરશે, અને આજના આપણા કલહો સત્વર દૂર થઈ જશે, અને અખિલ વિશ્વમાં શાન્તિ અને આનન્દનું વાતાવરણ પ્રસરશે. આને માટે દરેક મનુષ્યને કટિબદ્ધ થવાની જરૂર છે. પરમાત્મા આપણો મનોરથ સફળ કરે!



# શ્રી શંકરાચાર્ય

આજે ભગવાન ભાષ્યકાર શ્રી શંકરાચાર્યનો પ્રાકટ્યમહોત્સવ છે. આજથી લગભગ બારસો વર્ષ પૂર્વે દક્ષિણમા કોચીન રાજ્યનઃ કાલડી નામના ગામમાં એક સંસ્કારી પંડિત નામ્બુદ્રી બ્રાહ્મણના કુલમાં આચાર્યશ્રીનો જન્મ થયો હતો. તેમના પિતાનું નામ શિવગુરુ અને માતાનું નામ અંબિકા હતુ.

બાલ્યાવસ્થામાં જ પિતાનો સ્વર્ગવાસ થવાથી બાલકને ઉછેરવાની બધી જવાબદારી માતાને માથે આવી પડી. માતાની પ્રતિભા અસાધારણ હતી અને તેથી તે પોતાનું કર્તવ્ય સારી રીતે બજાવી શક્યાં. પાંચમે વર્ષે ઉપનયન થયા પછી બાલકે વેદાધ્યયન કરવા માંડયું, અને બહુ જ થોડા સમયમાં તેમણે સર્વ શાસ્ત્રોનું અધ્યયન પૂર્ણ કરી નાખ્યું. આચાર્યની વૈરાગ્યવૃત્તિ પ્રથમથી જ બહુ તીવ્ર હતી એટલે એમણે સંન્યાસ લેવાનો વિચાર કર્યો, અને માતાની આજ્ઞા માગી. માતાએ સ્વાભાવિક રીતે રજા ન આપી. પછી આચાર્યે એક યોજના ઘડી. એક દિવસે તેઓ નદીમાં સ્નાન કરવા ગયા. ત્યાં મગરે તેમનો પગ

પકડ્યો. તેમણે બૂમ પાડી અને માતાજી ત્યાં દોડી આવ્યાં. શંકરે માતાને કહ્યું કે બા, તું મને સંન્યાસ લેવાની રજા આપે તો આ મગર મને છોડે. માતાજીને ધર્મસંકટ પ્રાપ્ત થયું – એક તરફ સંન્યાસ, બીજી તરફ મરણ. માતાજીએ બાળકને સંન્યાસ લેવાની રજા આપી અને શંકરનો જીવ બચ્યો. આ પ્રયોગદ્વારા શંકરે બાલ્યાવસ્થામા જ માતાને બોધ આપ્યો કે સંસારરૂપી નદીમાં મોહરૂપી મગર માણસને પકડે છે, અને તેમાંથી મુક્ત થવાને માટે સંન્યાસ વિના બીજો માર્ગ નથી.

સંન્યાસ લેતાં પહેલા શંકરે માતાજીને માટે બધી સગવડ કરી આપી. તેમને પોતાનાં સગાંને સોંપ્યાં અને અંતે માતાજીને કહ્યું કે બા, જ્યારે તું મને સંભારીશ ત્યારે હું તારી પાસે આવીને ઊભો રહીશ. માતાની આજ્ઞા લઈને શંકરાચાર્ય નર્મદાના તટે ગયા અને ગોવિન્દપાદાચાર્ય પાસે સંન્યાસ લીધો અને તેમની પાસેથી યોગ અને વેદાંતનું જ્ઞાન મેળવ્યું. ગોવિન્દપાદાચાર્ય એ ગૌડપાદાચાર્યના શિષ્ય તરીકે બહુ પ્રસિદ્ધ હતા, અને તેથી શંકરાચાર્યે ઠેઠ દક્ષિણમાંથી નર્મદાતટે આવવાનો શ્રમ લીધો હતો.

શંકરાચાર્યે હિન્દુસ્તાનમાં ઘણી વાર પર્યટન કર્યું હતું. અનેક માણસો તેમના સમાગમમાં આવ્યા હતા; અને કેટલાક તો તેમના શિષ્યો થયા હતા. તેમાં ચાર શિષ્યો મુખ્ય છે: હસ્તામલક, પદ્મપાદ, સુરેશ્વર અને તોટક. આ શિષ્યોના સંબંધમાં પણ અનેક કથાઓ પ્રચલિત છે

એક વખતે શંકરાચાર્ય કુમારિલ ભટ્ટને પોતાના ભાષ્ય ઉપર વાર્તિક લખવાનું કહેવા પ્રયાગ ગયા. આચાર્યશ્રી પ્રયાગમાં પહોંચ્યા, એટલામાં તો ખબર મળી કે કુમારિલ ભટ્ટ પોતાના દેહને અગ્નિમાં બાળી દે છે. આચાર્યશ્રી તરત જ તે સ્થળે ગયા અને કુમારિલને કહ્યું કે ગભરાશો નહિ, હું તમારા દેહને સાજો બનાવી દઉં છું. કુમારિલ ભટ્ટે જવાબ આપ્યો કે મહારાજ! મેં બે અપરાધ કર્યા છે. એક તો બૌદ્ધ ગુરુની પાસેથી જ્ઞાન

મેળવીને મેં તે ગુરુનું ખંડન કર્યું છે; અને બીજું કે જૈમિનિના પૂર્વ મીમાંસા શાસ્ત્રમાં મેં ઈશ્વરનું ખંડન કરીને નાસ્તિકવાદનો પ્રચાર કર્યો છે..આ બે મહાન દોષો છે, અને તેના પ્રાયશ્ચિત્ત તરીકે હું આ મારા દેહને અગ્નિમાં બાળી નાખું છું, તો આપ કૃપા કરીને મને બચાવશો નહિ; પણ આપને મારી એક વિનંતિ છે કે આપ મારા શિષ્ય મંડનમિશ્રની પાસે જાઓ અને તેનો પરાજય કરી તેને બ્રહ્મજ્ઞાન આપો.

કુમારિલ ભટ્ટની વિનંતિથી શંકરાચાર્ય નર્મદાતટે આવેલી માહિષ્મતી નામની નગરી જ્યાં મંડનમિશ્ર રહેતા ત્યાં ગયા. નગરીમાં પેસતાં જ શંકરાચાર્યે પાણી ભરનારી સ્ત્રીઓને જોઈ અને તેમને પૂછ્યું કે મંડનમિશ્રનું ઘર ક્યાં આવ્યું ? સ્ત્રીઓએ ઘરની નિશાની બતાવતાં કહ્યું કે જે ઘરને બારણે મેનાપોપટો વેદના મંત્રો ઉચ્ચારી રહ્યાં હોય તથા શાસ્ત્રનો વાદવિવાદ કરી રહ્યાં હોય એ ઘર મંડનમિશ્રનું જાણજો. આ વર્ણનની મદદથી આચાર્યશ્રીએ મંડનમિશ્રનું ઘર ખોળી કાઢ્યું અને તેના ઘરમાં પ્રવેશ કર્યો. આ વખતે મંડનમિશ્ર શ્રાદ્ધ કરતા હતા. સંન્યાસીને જોઈને તે બહુ ગુસ્સે થયા, કારણ કે શ્રાદ્ધ વખતે સંન્યાસીએ હાજર ન રહેવું એવી શાસ્ત્રની આજ્ઞા છે. આના ઉપરથી મંડનમિશ્ર અને શંકરાચાર્ય વચ્ચે મીમાંસા અને વેદાન્ત વિષે ચર્ચા ચાલી. આ આ શાસ્ત્રાર્થ વખતે મંડનમિશ્રની વિદુષી પત્ની સરસ્વતીને મધ્યસ્થનું સ્થાન લઈને નિર્ણય આપવાનું કહેવામાં આવ્યું. સરસ્વતીએ વાદવિવાદ સાંભળીને જણાવ્યું કે શંકરાચાર્ય જીત્યા છે. કરાર પ્રમાણે મંડનમિશ્ર શંકરાચાર્યના શિષ્ય બન્યા અને સુરેશ્વર તરીકે ઓળખાયા. આ કથામાં સરસ્વતી જેવી પંડિત સ્ત્રીએ પોતાના પતિનો પક્ષપાત કર્યા વિના જે યથાર્થ નિર્ણય આપ્યો છે તે ખરેખર ભારતીય સંસ્કૃતિને ભૂષણરૂપ છે.

આચાર્યશ્રીના જીવનમાં બીજા અનેક બોધદાયક અને રસમય પ્રસંગો જોવામાં આવે છે. એક વખતે શિષ્યો સાથે આચાર્યશ્રી સ્નાન કરીને બપોરની સંધ્યા કરવા માટે ગંગાતટે જતા હતા. રસ્તામાં તેમની પાસેથી એક ચાંડાલ જતો હતો. તેને જોઈને આચાર્યશ્રીએ કહ્યું કે જતો રહે, જતો રહે. આ વચન સાભળીને તે ચાંડાલ આશ્ચર્યચકિત થઈ ગયો અને તેણે આચાર્યશ્રીને કહ્યું કે મહારાજ ! તમે કોને કોની પાસેથી ખસવાનું કહો છો ? બ્રાહ્મણ અને ચાણ્ડાલ એ ભેદ મિથ્યાબુદ્ધિને લીધે થયેલો છે, તો તે આપને શોભે છે ? બધાં શરીરોમાં એક જ આત્મતત્ત્વ રહેલું છે એ વાત આપ કેમ ભૂલી જાઓ છો ? ચાણ્ડાલના આ ઉત્તરથી આચાર્યશ્રીને ભાન આવ્યું અને જેણે અભેદ જ્ઞાનનો ઉપદેશ કર્યો તેવા ચાણ્ડાલને ગુરુ તરીકે માન્યો. અને જણાવ્યું કે આવું જ્ઞાન આપનાર પુરુષ, પછી તે બ્રાહ્મણ હોય કે ચાણ્ડાલ હોય તો પણ તે વન્દનીય છે. તે ગુરુ છે. એટલામાં આચાર્યશ્રીએ તે ચાણ્ડાલને જોયો નહિ પણ તેને સ્થાને ચાર વેદ સહિત મહાદેવનાં દર્શન થયાં. શંકરાચાર્યના હર્ષનો પાર ન રહ્યો. તેમણે મહાદેવની ભક્તિપૂર્વક સ્તુતિ કરવા માંડી. મહાદેવ પ્રસન્ન થયા અને બ્રહ્મસૂત્રભાષ્ય રચી અદ્વૈતમતનો પ્રચાર કરવાની આજ્ઞા કરી ત્યાંથી તિરોહિત થઈ ગયા.

બીજા એક પ્રસંગે આચાર્યશ્રી કાશીમાં ગંગાતટે જતા હતા ત્યારે તેમણે એક વૃદ્ધ માણસને સંસ્કૃત વ્યાકરણનાં સૂત્રો ગોખતો જોયો. આચાર્યશ્રીને તેના ઉપર દયા આવી અને ઉપદેશ કર્યો કે અરેરે મૂર્ખ ! આ વ્યાકરણનું સૂત્ર આ છેલ્લી ઘડીએ તારું રક્ષણ નહિ કરે ! માટે તું ગોવિન્દનું ભજન કર. આ બધો સુંદર ઉપદેશ ચર્પટમંજરિકાને નામે ઓળખાય છે.

આચાર્યશ્રીએ ભારતવર્ષમાં અનેક વાર યાત્રાઓ કરીને અદ્વૈતવાદનો

તેમણે ચાર દિશાઓમાં ચાર મઠો સ્થાપી તે ઉપર પોતાના મુખ્ય શિષ્યોને બેસાડ્યા. આ ચાર મઠો આ પ્રમાણે છે: (૧) પૂર્વમાં જગન્નાથમાં ગોવર્ધનમઠ, (૨) પશ્ચિમમાં દ્વારકામાં શારદામઠ, (૩) ઉત્તરમાં બદરીનાથમાં જ્યોતિર્મઠ, અને (૪) દક્ષિણમાં શૃંગેરિમાં શૃંગેરિમઠ. દ્વારકાના શારદાપીઠ ઉપર પ્રથમ સુરેશ્વરાચાર્યની યોજના થઈ હતી. આચાર્યશ્રીએ ભારતવર્ષની અતિ ઉત્તમ સેવા કરેલી છે અને તેમનો અત્યાર સુધીનો ઇતિહાસ બહુ ઉજ્જવળ અને રસપ્રદ છે.

આચાર્યશ્રી બ્રહ્મજ્ઞાનના પ્રચાર અર્થે બધે ફરતા હતા. એક વખત તેમને ખબર પડી કે માતાનો સ્વર્ગવાસ થયો છે. પોતાનું બધું કાર્ય એકદમ મૂકી દઈ ને તેઓ પોતાના ગામે આવ્યા અને સંન્યાસી હોવા છતાં પણ માતાની શ્રાદ્ધાદિ ક્રિયા કરી જગતને માનવતા અને માતૃભક્તિનો આદર્શ તેમણે શીખવ્યો. આ પ્રમાણે બત્રીસ વર્ષની નાની વયમાં આચાર્યશ્રીએ વિચાર અને આચાર દ્વારા ભારતવર્ષની અપ્રતિમ સેવા કરી પોતાનો દેહ છોડયો. તેમના અવસાન વિષે જુદા જુદા મતો પ્રચલિત છે. એક મત પ્રમાણે શાક્ત લોકોએ મલિન વિદ્યાથી આચાર્યશ્રીના દેહનો નાશ કર્યો; બીજા મત પ્રમાણે આચાર્યશ્રીનો દેહ કાંચીમાં પડયો, અને ત્રીજા મત પ્રમાણે આચાર્યશ્રી બદરિકાશ્રમમાં ગયા અને હિમાલયની ગુફામાં તિરોહિત થઈ ગયા.

; આચાર્યશ્રીએ અનેક ગ્રન્થો રચ્યા છે. ગ્રન્થોના ત્રણ વિભાગ પાડી શકાય એમ છે: (૧) ભાષ્ય, (૨) સ્તોત્ર, અને (૩) પ્રકરણ. મુખ્ય ઉપનિષદો, ગીતા, બ્રહ્મસૂત્ર વગેરે ઉપર આચાર્યશ્રીએ ભાષ્યો રચેલાં છે, અને તેમાં અદ્વૈતવાદનું સારું પ્રતિપાદન કરવામાં આવેલું છે. સ્તોત્રોમાં ભક્તિ અને જ્ઞાનનું પ્રાધાન્ય છે; અને પ્રકરણ ગ્રન્થોમાં ગુરુશિષ્ય સંવાદરૂપે અથવા બીજા પ્રકારે તત્ત્વજ્ઞાનનું નિરૂપણ છે. આચાર્યશ્રીની શૈલી બહુ મોહક છે અને વિષયનું પ્રતિપાદન કરવાની

શક્તિ અપૂર્વ છે. ખરેખર! સાહિત્ય અને તત્ત્વજ્ઞાનની દષ્ટિએ શંકરાચાર્યનું સ્થાન અપ્રતિમ છે.

શંકરાચાર્યનું તત્ત્વજ્ઞાન ઘણું ગહન છે છતાં સરલ પણ છે. તેમણે અદ્વૈતવાદનો ઉપદેશ કરેલો છે. વાસ્તવિક રીતે એક જ પદાર્થ નિત્ય છે અને તે સચ્ચિદાનંદ બ્રહ્મ. અવિદ્યા અથવા માયાથી બ્રહ્મમાં જગત દેખાય છે અને ઉપાધિથી જીવ અસ્તિત્વમાં આવે છે વસ્તુતઃ જીવ બ્રહ્મ જ છે. હું અને તું એ ભેદદષ્ટિને લીધે જગતનો સર્વ વ્યવહાર ચાલે છે, અને જ્યાં સુધી આ મિથ્યા ભેદદષ્ટિ હોય છે ત્યાં સુધી જગત સત્ય જ જણાય છે; પણ જ્યાં બ્રહ્મ અને આત્મા એક જ છે એ પ્રકારની અભેદ દષ્ટિ ઉત્પન્ન થાય છે ત્યાં જગતની સત્યતા ચાલી જાય છે અને કેવલ બ્રહ્મનું દર્શન થાય છે. કર્મથી ચિત્તને શુદ્ધ કરી ભક્તિથી સત્ત્વગુણને વધારીને જ્ઞાનથી બ્રહ્મભાવરૂપી મોક્ષ મળે છે. બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાને માટે ચાર પ્રકારની યોગ્યતાની જરૂર રહે છેઃ (૧) નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક, (૨) આ લોક અને પરલોકમાં મળનાં ફળો વિષે વૈરાગ્ય, (૩) શમ, દમ, ઉપરાંત તિતિક્ષા, ક્ષમા અને સમાધાન એ છ સાધનો, અને (૪) મોક્ષ મેળવવાની ઇચ્છા. શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુના तत्त्वमसि – તે પરમાત્મા તું છે – એ પ્રસિદ્ધ ઉપદેશથી અધિકારી શિષ્યને अहं ब्रह्मास्मि હું બ્રહ્મ છું – એ પ્રમાણે અનુભવ થાય છે. આ બ્રહ્માનુભવનું નામ જ મોક્ષ છે. આ પ્રકારનો મોક્ષ મનુષ્ય પોતાના જીવનમાં પણ મેળવી શકે એ.

શંકરાચાર્યે જૈન, બૌદ્ધ વગેરે અનેક વાદોનું ખંડન કરેલું છે. પણ તેમાં પણ કર્મકાંડનું જેટલા આગ્રહથી ખંડન કરવામાં આવ્યું છે તેટલું બીજા વાદનું ખંડન એમના ગ્રંથોમાં જોવામાં આવતું નથી. શંકરાચાર્યના સમયમાં ભારતવર્ષમાં લોકો જાણે-અજાણે અનેક ફળો

કરતા હતા, અને તેને પરિણામે હિંદુ ધર્મ ચૈતન્યગહિન બની ગયો હતો. આવા પ્રકારનાં કર્મો આધ્યાત્મિક ઉન્નતિ સાધવામાં અંતરાયરૂપ છે, અને જ્ઞાન વિના મુક્તિ મળી શકે એમ નથી એ બાબત શંકરાચાર્યે સારી રીતે સમજાવી છે. તેમના મત પ્રમાણે કર્મ અને જ્ઞાન વચ્ચે સરસવ અને મેરુ પર્વત જેટલો તફાવત રહેલો છે. આ પ્રકારે કર્મનું સ્વરૂપ સમજાવીને આચાર્યશ્રી હિન્દુધર્મના ખરેખર ઉદ્ધારક બનેલા છે.

પ્રાતિભાસિક, વ્યાવહારિક અને પારમાર્થિક એમ ત્રણ પ્રકારની સત્તા દર્શાવીને શંકરાચાર્યે સાપેક્ષ સત્તાવાદનો ઉપદેશ કર્યો છે; અને જેમ જૈન દર્શનમાં ભિન્ન ભિન્ન દષ્ટિઓનો સમન્વય સ્યાદ્વાદથી કરવામાં આવેલો છે તેમ અદ્વૈત દર્શનમાં પણ માયાવાદથી સમન્વય કરવામાં આવ્યો છે. જો આ સત્ય વાત ધ્યાનમાં રાખવામાં આવે તો શંકરાચાર્યનું ખંડન કરનાર બાજી કેટલું છે તે સહેલાઈથી સમજી શકાય.

બત્રીસ વર્ષની નાની વયમાં શંકરાચાર્યે પોતાની અસાધારણ શક્તિ અનેકવાર દર્શાવી છે. તીવ્ર વૈરાગ્ય, ભક્તિપૂર્ણ હૃદય, માતૃભક્તિ, ગમે તેને ગુરુ તરીકે સ્વીકારી જ્ઞાન મેળવવાની તીવ્ર ઇચ્છા, અસાધારણ પ્રતિભા, અનુપમ બ્રહ્મજ્ઞાન, મેધાવી શિષ્યમંડળ, ચાર મઠોની સ્થાપના, હિન્દુધર્મનો ઉદ્ધાર અને પોતાના જીવનમાં અનુભવેલો બ્રહ્મસાક્ષાત્કાર – આ બધા પ્રસંગોથી આચાર્યશ્રીનું વૈશિષ્ટ્ય સ્પષ્ટ જણાઈ આવે છે. આવી લોકોત્તર મહાવિભૂતિને આપણાં વંદન હો અનેક વાર !

ઙ

# પુષ્ટિમાર્ગ

૧. ભારતના તત્ત્વચિન્તકોએ જગતને અનાદિ અને અનન્ત માનીને માનવસમાજને નિત્ય બનાવી ગૌરવપૂર્ણ સ્થાન આપ્યું છે. વર્તમાન કાળમાં પુરાતત્ત્વ ખાતા તરફથી જે ખોદકામ ચાલી રહ્યું છે તે ઉપરથી પણ જણાય છે કે માનવસમાજ બે લાખથી વધારે વર્ષો પહેલાં અસ્તિત્વમાં હતો અને કાળક્રમે તેની સંસ્કૃતિનાં રૂપો બદલાતાં ગયાં છે. આ લાંબા માનવઇતિહાસમાં મનુષ્યના હૃદયનું મન્થન, તેની અનેક પ્રકારની ભાવનાઓ, તેના જીવનના અનેક પ્રશ્નો અને વિવિધ સંયોગો– આ બધામાં તે કોઈ પરમ તત્ત્વનો આધાર જાણ્યે-અજાણ્યે પણ શોધે છે, તેને વધારે હિમ્મત આવે છે અને પોતાનાં કાર્યોમાં સફળ થાય છે. મનુષ્યની આ સ્વાભાવિક વૃત્તિ અનેક પ્રકારે પ્રકટ થાય છે અને તેમાં જ વિશ્વના ધર્મોનો ઇતિહાસ સમાઈ જાય છે.

૨. ઋગ્વેદ વિશ્વનો પ્રાચીન ગ્રન્થ છે, અને હજુ સુધી તેનાથી વધારે પ્રાચીન ગ્રન્થ આપણને મળ્યો નથી. ઋગ્વેદ અને અથર્વવેદ એ બે વેદોની મદદથી આપણા પ્રાચીન માનવસમાજની સંસ્કૃતિનો આપણને સારો પરિચય થાય છે. પ્રકૃતિની ભવ્યતાએ માનવને આકર્ષ્યો,

વિવશ બનાવ્યો, પ્રેરણા આપી, બળ આપ્યું અને ભક્તિભાવની સરિતા વહેવા લાગી. ભક્તિને દઢ કરવા માટે અને પોતાનો આદરભાવ વ્યક્ત કરવા માટે સમાજે અનેક પ્રકારના યજ્ઞો કરવા માંડયા. તત્ત્વચિન્તકોએ અનેકતામાં એકતા જોવા માંડી. પરિણામે ભક્તિ, કર્મ અને જ્ઞાનના પ્રવાહો વહેવા માંડયા.

૩. પરમ તત્ત્વની પ્રાપ્તિને માટે જુદાં જુદાં દર્શનો અસ્તિત્વમાં આવ્યાં અને માનવની ભિન્ન ભિન્ન રુચિઓનું પોષણ થયું. વૈદિક, બૌદ્ધ અને જૈન દર્શનોની વિચારધારાઓએ માનવસમાજનું કલ્યાણ કર્યું. ઔપનિષદ દર્શનના ઇતિહાસમાં જ્ઞાનકર્મસમુચ્ચય, કર્મ, જ્ઞાન અને ભક્તિનાં તત્ત્વોએ મહત્ત્વનો ભાગ ભજવ્યો. ભક્તિની ઉત્પત્તિ દ્રવિડ દેશમાંથી થઈ એમ જે કહેવામાં આવ્યું છે તે ઐતિહાસિક દૃષ્ટિએ સાચું છે. સર્વ વૈષ્ણવ આચાર્યો દક્ષિણ ભારતના છે. બંગાળના ચૈતન્ય મહાપ્રભુનો સંબંધ મધ્વાચાર્યની પરંપરા સાથે છે એમ આજે પણ કેટલાક વિદ્વાનો માને છે. બૌદ્ધ ધર્મના વિજ્ઞાનવાદ અને શૂન્યવાદની અસર વેદાન્તદર્શન ઉપર થયેલી હોય એમ જણાય છે. ગૌડપાદાચાર્યની પહેલાંનાં પુરાણોમાં બૌદ્ધ દર્શનની છાયા જોવામાં આવે છે. ગૌડપાદાચાર્ય અને શંકરાચાર્યની વિચારધારાઓ વેદાન્ત અને બૌદ્ધ દર્શનનું અંતર દૂર કરે છે : વસ્તુતઃ તે સેતુબન્ધ છે.

૪. જ્ઞાનમાર્ગના અધિકારીઓ બહુ વિરલ હોય છે. સમસ્ત સમાજની આધ્યાત્મિક તૃષા જ્ઞાનથી તૃપ્ત થઈ શકતી નથી, એટલે ભક્તિની આવશ્યકતા ઊભી થાય છે. સર્વ વૈષ્ણવ આચાર્યો સમાજના છેક નીચલા થર સુધી પહોંચી ગયા છે. તેમણે પ્રપત્તિમાર્ગનો ઉપદેશ કરી પ્રજાને અપૂર્વ શાંતિ આપી છે. વલ્લભાચાર્યની પ્રજાસેવા ઘણી મહત્ત્વની છે, એટલું જ નહિ પણ વેદાન્તદર્શનના વિકાસમાં તેમનો ફાળો બહુ ગૌરવવંતો છે. ઉપનિષદો અદ્વૈતનો જ ઉપદેશ કરે છે એ વાત જેટલા

આગ્રહથી શંકરાચાર્ય કહે છે તેટલા જ આગ્રહથી વલ્લભાચાર્ય પણ કહે છે, અને તેથી તે બે આચાર્યો બહુ જ પાસે છે. બીજા વૈષ્ણવ આચાર્યોની વિચારસરણીમાં દ્વૈતની ગન્ધ આવી જાય છે, તેથી વૈષ્ણવ હોવા છતાં તેઓ વલ્લભાચાર્યથી જરાક દૂર ઊભા રહ્યા છે. પણ અદ્વૈતને સાધવામાં શંકરાચાર્ય અને વલ્લભાચાર્ય જુદે જુદે માર્ગે ચાલ્યા જાય છે. શંકરાચાર્યે માયા અથવા અવિદ્યાનો સ્વીકાર કરી કેવલ બ્રહ્મની પ્રતિષ્ઠા કરી, જ્યારે વલ્લભાચાર્યે સ્વરૂપ પરિણામવાદનો સ્વીકાર કરી માયારહિત - શુદ્ધ - અદ્વૈત બ્રહ્મની સ્થાપના કરી. બ્રહ્મ જ સર્વસમર્થ છે અને પોતાના સ્વરૂપમાં કોઈ પણ પ્રકારનો વિકાર થયા વિના તે પોતે જગદ્રૂપ થાય છે. અગ્નિના વિસ્ફુલિંગની માફક જીવ બ્રહ્મના અંશરૂપે જ પ્રકટ થાય છે. જીવ એ બ્રહ્મનું આધ્યાત્મિક સ્વરૂપ છે અને જગત એ બ્રહ્મનું આધિભૌતિક સ્વરૂપ છે. અક્ષરબ્રહ્મમાં આનંદ મર્યાદિત છે, જ્યારે પરબ્રહ્મમાં આનંદ અમર્યાદિત છે. ઉપનિષદોમાં - અને તેને અનુકૂળ રહેનારાં બીજાં પ્રસ્થાનોમાં - જે પ્રકારનું બ્રહ્મનું વર્ણન હોય તે જ પ્રકારનું બ્રહ્મ સ્વીકારવું જોઈએ, તેમાં પોતાની સ્વતંત્ર તર્કશક્તિથી અન્ય કલ્પના કરી બ્રહ્મના સ્વરૂપનો નિર્ણય ન થઈ શકે એમ વૈદિક દર્શનના અનન્ય અનુયાયી વલ્લભાચાર્યનો અભિપ્રાય છે. શબ્દપ્રમાણને જ અનુસરીને તેમણે જે વિચારો પ્રકટ કર્યા છે તેને મહર્ષિ અરવિન્દના તત્ત્વજ્ઞાનનું સમર્થન મળે છે.

૫. પરમ તત્ત્વને પ્રાપ્ત કરાવનારાં સાધનો જ્ઞાન, કર્મ, અને શાસ્ત્રીય અથવા મર્યાદાભક્તિ વગેરે હવે ઉપયોગમાં આવી શકે એમ નથી તેથી બીજા કોઈ સાધનની શોધ થવી જોઈએ, આ પ્રમાણે વલ્લભાચાર્યને લાગ્યું છે, અને તેથી તેમણે પુષ્ટિ અથવા ભગવાનનો અનુગ્રહ એ તત્ત્વનો ઉપદેશ કર્યો છે. પરબ્રહ્મ, પરમાત્મા, ભગવાન એ રસમય છે, આનંદમય છે, આનંદવિગ્રહ છે, અને જે જીવ ઉપર પોતે

કૃપા કરે છે તેને પોતાના સ્વરૂપનું શુદ્ધ દર્શન કરાવે છે. પ્રભુને મેળવવાનાં શાસ્ત્રોક્ત સાધનો અશક્ય બનવાથી મનુષ્ય નિસ્સાધન બને છે અને દીનતાથી પ્રભુને શરણે જઈ તેની કૃપા ઉપર અવલંબન રાખે છે, ચિત્તની શાંતિ મેળવે છે, ભગવદ્રસનું પાન કરે છે, અને મનુષ્યજીવન કૃતાર્થ બનાવે છે. આ પુષ્ટિમાર્ગ – કૃપામાર્ગ – નો અધિકાર સમસ્ત માનવસમાજનો છે. તેમાં વર્ણ, જાતિ, દેશ, વય, કુલ વગેરેનો ભય હોતો જ નથી, તેથી પુષ્ટિમાર્ગ એ વાસ્તવિક રીતે વિશ્વધર્મ છે. પ્રભુની કૃપા ઉપર જ આધાર રાખવાનો સિદ્ધાન્ત ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મમાં પણ સ્પષ્ટ રીતે સ્વીકારવામાં આવેલો છે તે આ સિદ્ધાંતની મહત્તા અને વ્યાપકતા દર્શાવે છે.

૬. અહંતા અને મમતાને લીધે સંસાર ઉત્પન્ન થાય છે. આ સંસાર મિથ્યા છે અને જગતથી સર્વથા ભિન્ન છે. જગત પગબ્રહ્મનું આધિભૌતિક સ્વરૂપ હોવાથી સત્ય છે, જ્યારે સંસાર અવિદ્યાનું કાર્ય હોવાથી અસત્ય છે. સંસારનો નાશ કરવાને માટે અહંતા – મમતાનો નાશ કરવાની આવશ્યકતા હોય છે, તેથી જ વલ્લભાચાર્યે આત્મસમર્પણનો ઉપદેશ આપ્યો છે. પોતાનો આત્મા અને દેહને ભગવાનને અર્પણ કરી દેવાથી માણસની અહંતા તૂટી જાય છે, અને સ્ત્રી, પુત્ર, ઘર કુટુંબ અને બધી મિલકત પ્રભુને સમર્પણ કરવાથી સ્વાભાવિક રીતે મમતાનો નાશ થાય છે. સંસારનો નાશ કરવાને માટે આ યુગમાં સંન્યાસ લેવો હિતકારક નથી, પણ સમાજમાં રહી આપણી જાત અને મિલકતને પ્રભુને અર્પણ કરી દઈ, પ્રભુને શરણે જઈ, પ્રભુના દાસ બની તેની આજ્ઞા અને પ્રેરણા પ્રમાણે જીવન ગાળવાથી દરેક માણસ કૃતાર્થ બની શકે છે. આર્થિક અને સામાજિક દૃષ્ટિએ માણસ ગમે તે સ્થિતિમાં હોય તો પણ પોતાના ઘરમાં ભગવાનના સ્વરૂપની સેવા અને ભગવાનની લીલાનું કીર્તન અને શ્રવણ કરવાથી મનુષ્ય ભગવદ્રસનો આનંદ

લઈ શકે છે તેનુ ઘર સ્વર્ગથી પણ અધિક બની જાય છે આત્મસમર્પણ દ્વારા પ્રભુનો સબંધ થવાથી મનુષ્યજીવન સર્વ પ્રકારે ઉન્નત બની જાય છે આ છે પુષ્ટિમાર્ગનો મહિમા

૭ ભગવાનની કૃપાનો પ્રભાવ સમજાવવાને માટે વલ્લભાચાર્યે ભાગવતના દશમસ્કધમા ખાસ કરીને પૂર્વાર્ધના બત્રીસ (પ્રચલિત પાઠ પ્રમાણે પાત્રીસ) અધ્યાયોમા વર્ણવેલી ભગવાનની લીલાનુ સૂક્ષ્મ રહસ્ય બહુ સારી રીતે સમજાવ્યુ છે ભગવાનનો વેણુનાદ તેનાથી ઉત્પન્ન થયેલી ગોપીજનોની અનન્ય આસક્તિ ગોપીજનોનો સસારત્યાગ અને ભગવાનનુ શરણ, ભગવાને કરેલી તેમની પરીક્ષા, ગોપીઓનુ અભિમાન ભગવાનનુ તિરોધાન, ગોપીઓની દીનતા અને તેનુ વર્ણન કરનારુ ગોપીગીત, પ્રભુની પ્રસન્નતા અને ગોપીઓનુ ભગવદ્રસનુ પાન આ બધા પ્રસગો દ્વારા પુષ્ટિમાર્ગનુ ભવ્ય સ્વરૂપ પ્રકટ થાય છે માણસની કોઈ પણ પ્રકારની યોગ્યતા ન હોય અને તેને પ્રભુપ્રાપ્તિની ઇચ્છા હોય તો ભગવાનને શરણે જઈ, તેની કૃપાશક્તિમા પૂર્ણ શ્રદ્ધા રાખી, અહર્નિશ તેનુ ચિંતન કરી પોતાનુ કાર્ય દાસભાવે કરતા તે પોતાનો જીવનપથ ઉજ્જ્વલ કરી શકે છે પુષ્ટિમાર્ગમા માનવી ભાવના જ મુખ્ય છે

૮ જનસમાજનુ કલ્યાણ કરવાના હેતુથી વલ્લભાચાર્યે ત્રણ વાર ભારતની પદયાત્રા કરી રાજા મહારાજાઓથી માડીને છેક નીચેના મનુષ્યો આચાર્યશ્રીને શરણે આવ્યા અને દિવ્ય જીવન ગાળી અમર બની ગયા ચોરાશી અને બસો બાવન વૈષ્ણવોની વાતો આજે પણ સસ્કારી આત્માને બહુ પ્રેરણા આપે છે અને અનુભવવાદ (mysticism)ની મહત્તા દર્શાવે છે અષ્ટસખાઓના કીર્તનો કેવલ સાહિત્યની સમૃદ્ધિ નથી, પણ અનુભવવાદનો ડિડિમનાદ છે મેળાઓ અને મદિરોમા, ભગવાનની લીલાના પવિત્ર સ્થળોમા અને શ્રીરગમ, વેકટમાલાજી, પઢરપુર અને જગન્નાથ જેવા પુનપ્રવાહના પવિત્ર ધામોમા જીવનનો

આનંદ મળે છે. મનુષ્યની સર્વ ઇન્દ્રિયો અને શક્તિઓ ભગવાનમાં પરોવાય તો મનુષ્યજીવન સાર્થક બને છે. આનંદમય અને રસાત્મક પ્રભુના ચિન્તનનું ફલ આનંદ અને રસ વિના બીજું શું હોઈ શકે ?

૯. પુષ્ટિમાર્ગના લગભગ પાંચસો વર્ષના ઇતિહાસમાં વલ્લભાચાર્યના વંશજોએ, વિદ્વાનોએ અને ભક્તજનોએ પુષ્ટિમાર્ગનો પ્રદીપ સાહિત્ય અને ભગવત્સેવાદ્વારા પ્રજ્વલિત રાખ્યો છે. આ દીપમાળામાં જ્યારે ઘી – સ્નેહ – ખૂટે છે ત્યારે જ્યોતિનું તેજ મંદ પણ થઈ જાય છે. સર્વસમર્પણના મજબૂત પાયા ઉપર રચાયેલી પુષ્ટિમાર્ગની ઇમારત સનાતન છે.

આજે આપણા પૂજ્ય નેતા શ્રીવિનોબાજી ત્યાગનો ઉપદેશ કરે છે અને લોકો તેનાથી યોગ્ય રીતે મુગ્ધ બને છે, તો પછી પાંચસો વર્ષ ઉપર આત્મસમર્પણનો ઉપદેશ આપનાર વલ્લભાચાર્યના સિદ્ધાંતોથી વિચારકો મુગ્ધ બને એમાં આશ્ચર્ય શું ? પ્રભો ! તું અમારી અહંતા-મમતાનો નાશ કર, અમે તારે શરણે આવ્યા છીએ, અમારા ઉપર કૃપા કર, અમારા સમાજને ઉન્નત કર, એ પ્રમાણે રોજ પ્રાર્થના કરી જીવનનાં ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં આપણે આપણું કર્તવ્ય કર્યા કરીશું તો આપણને અપૂર્વ આનંદ મળશે. પરમાત્માએ જેમને લક્ષ્મી આપી છે તે સજ્જનો સમાજનો ઉદ્ધાર કરવાના કાર્યમાં પોતાની સંપત્તિનો ઉપયોગ કરે એમ પુષ્ટિમાર્ગનો આદેશ છે. સમાજ, રાષ્ટ્ર વગેરે મિથ્યા નથી, પણ પ્રભુનાં સ્વરૂપો જ છે; અને તેઓની સેવા કરવાથી પ્રભુની જ સેવા થાય છે એ વાત ભૂલવા જેવી નથી. આપણો સમાજ વલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગનું રહસ્ય બરોબર સમજે અને તે પ્રમાણે જીવન ગાળે તો જીવનનો બધો લહાવો જીવનમાં જ મેળવી શકે.

ભારતમાં વેદકાળથી આરંભી આજ સુધી એક રૂપમાં કે બીજા રૂપમાં પ્રભુકૃપાની ભાવનાનો પ્રવાહ ચાલુ રહ્યો છે. દક્ષિણ ભારતના આલવારોનાં તામિલ-પદ્યોમાં શરણભાવના અને કૃપાભાવના ઉપર બહુ ભાર મૂકવામાં આવેલો છે. પરમાત્માના ઉપર અતિ ઉત્કૃષ્ટ સ્નેહ રાખવાની આવશ્યકતા, અને સ્નેહની પરાકાષ્ઠા પતિપત્નીના સંબન્ધમાં શક્ય હોવાથી પરમાત્મા પતિ અને સર્વ જીવો તેમની સ્ત્રી એ પ્રકારની ભાવના ઈ. સ.ના પહેલા શતકનાં તામિલ કાવ્યોમાં જોવામાં આવે છે. ઈ. સ.ના છઠ્ઠા શતકમાં ભાગવતકારે આ કાવ્યોમાંથી જ પતિપત્નીની ભાવના લઈ તેનો વિકાસ કરેલો છે. સૂફીવર્ગે બીજે પ્રકારે પરમાત્મા ને જીવાત્મા વચ્ચેનો સ્નેહસંબન્ધ, સ્વીકાર્યો છે.

વેદમાં કર્મ, જ્ઞાન અને ઉપાસનાભક્તિના જે પ્રવાહો વહી રહ્યા છે ને થોડ વત્તા પ્રમાણમાં ઠેઠ સુધી ચાલુ રહ્યા છે. ફેર એટલો હોય છે કે જુદે જુદે સમયે તે ત્રણ તત્ત્વો ઉપર જુદો જુદો ભાર મૂકવામાં આવે છે. કર્મકાણ્ડના મધ્યાહ્ન કાલમાં કર્મનું જ માહાત્મ્ય હોય છે તો તેના સન્ધ્યા સમયે જ્ઞાન અથવા ભક્તિની મહત્તા જોવામાં આવે છે. ભારતીય તત્ત્વજ્ઞાનનો આખો ઈતિહાસ આ પ્રકારે જ વિકસિત થયેલો છે.

કેટલાક જગતની ઉપેક્ષા કરી એકલા પરમ તત્ત્વનો જ વિચાર કરનારા હોય છે, તો કેટલાક પરમ તત્ત્વને સ્પર્શ કર્યા વિના જ એકલા જગતનો વિચાર કરનારા હોય છે. આ બે પક્ષો જુદે જુદે છેડે જઈને બેઠેલા હોય છે. એકને જગત સાથે સંબન્ધ નથી હોતો, તો બીજાને પરમ તત્ત્વ સાથે સંબન્ધ નથી હોતો. એક નદીતટે અથવા પર્વતની ગુફામાં ધ્યાનમાં જીવન વ્યતીત કરી આ લોકનો ત્યાગ કરે છે, તો બીજો ચાર્વાકની માફક ઐહિક સુખમાં જ રચ્યોપચ્યો રહે છે. આ બે ભિન્ન પક્ષોની વચ્ચે રહી બન્નેનો સમન્વય કરનારો જે ત્રીજો પક્ષ છે તેણે ખરેખરો વિજય મેળવ્યો છે. વૈદિક સાહિત્ય, ગીતા અને

ભાગવત જેવાં પુરાણોમાં આ સમન્વયવાદ સ્પષ્ટ રીતે જોવામાં આવે છે. ઉપનિષદોનું તાત્પર્ય અદ્વૈતમાં રહેલું છે; અને માયા અથવા અવિદ્યાનું શરણ લીધા વિના અદ્વૈત સારી રીતે સિદ્ધ કરી શકાય છે. એટલું જ નહિ પણ અદ્વૈતપૂર્વક ભક્તિ પણ થઈ શકે છે. તત્ત્વજ્ઞાનના ગ્રન્થોમાં આ પ્રકારનો વાદ આવે એ તો બહુ સ્વાભાવિક છે, પણ નારાયણ ભટ્ટના વેણીસંહાર જેવા નાટકમાં પણ અદ્વયપૂર્વક ભક્તિનો નિર્દેશ થયેલો છે. શ્રીરામાનુજાચાર્ય, શ્રીનિમ્બાર્કાચાર્ય અને શ્રીમધ્વાચાર્ય જેવા ભાગવત ધર્મના ઉપદેશકોના સિદ્ધાન્તોમાં દ્વૈતની ગંધ સ્પષ્ટ જોવામાં આવે છે. એકલા શ્રીવલ્લભાચાર્યે જ ભાગવત ધર્મનો ઉપદેશ કરવા છતાં અદ્વૈતવાદનો પુરસ્કાર કર્યો છે એ વાત તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં ઘણી મહત્ત્વની છે. તેમનો સિદ્ધાન્ત શુદ્ધ-અદ્વૈતને નામે પ્રસિદ્ધ થયેલો છે. મહર્ષિ અરવિન્દે આ જ વાદ સ્વીકારેલો છે.

સિદ્ધાન્તોને જીવનમાં ઉતારવાને માટે 'સાધનપ્રક્રિયાની આવશ્યકતા રહેલી છે. જ્ઞાન, કર્મ અને ભક્તિ એ ત્રણ સામાન્ય રીતે મોક્ષનાં સાધન તરીકે સ્વીકારવામાં આવેલાં છે. પણ જેમ જેમ સમય વહેતો જાય છે તેમ તેમ કેટલીક પ્રતિકૂલતાઓ ઊભી થાય છે અને તેથી આ સાધનો પ્રષ્ટ કાર્ય કરવાની પોતાની શક્તિ ગુમાવી બેસે છે. ઈ. સ.ના પંદરમા સૈકામાં ભારતની આર્થિક, સામાજિક અને રાજકીય પરિસ્થિતિ બહુ ખરાબ હતી એ વાત તો ઇતિહાસને પાને લખાઈ ગઈ છે. શ્રીવલ્લભાચાર્યજીએ આ બાબતનું નિરૂપણ કૃષ્ણાશ્રય નામના ગ્રન્થમાં બહુ સ્પષ્ટ રીતે કરેલું છે. તેમણે બીજા ગ્રન્થોમાં પણ આ બાબતનો નિર્દેશ કરેલો છે. સમસ્ત ભારતમાં મોક્ષ પ્રાપ્ત કરવાનાં સર્વ સાધનો કુણ્ઠિત થઈ અસાધન બની જાય, ચારેય વર્ણો – અને તેમાં પણ સ્ત્રીઓ અને શૂદ્રો – નિસ્સાધન બની અનાથ જેવા બની જાય, ત્યારે ભગવાનની કૃપા ઉપર

આધાર રાખ્યા વિના બીજો કયો માર્ગ સમાજને માટે ખુલ્લો રહી શકે એમ છે ? શ્રીવલ્લભાચાર્યે આ બધા પ્રશ્નોનો વિચાર કરીને પુષ્ટિમાર્ગ – ભગવાનની કૃપાનો માર્ગ – જગતને દર્શાવ્યો છે નિસ્સાધન જીવોનો ભગવાન કૃપા કરી કેવો નિરોધ સિદ્ધ કરે છે, કેવી રીતે તેમને ભજનાનન્દનું દાન કરે છે, કેવી રીતે તેમના જીવનને પ્રભુમય બનાવી દે છે એ બધું સમજાવવાને માટે આચાર્યચરણે ભાગવતના દશમ સ્કન્ધમાં વર્ણવેલી ભગવાનની લીલાનું રહસ્ય સુંદર રીતે સમજાવેલું છે ભગવાનની કૃપા પર આધાર રાખીને સમાજની બધી વ્યક્તિઓ મુક્તિને પંથે ચાલવા માંડે છે સર્વોદયને માટે આ કૃપામાર્ગ વિના બીજો એક પણ માર્ગ નથી એ વાત તો સર્વને સમજાય એવી છે આ કારણથી પુષ્ટિમાર્ગની વાસ્તવિક મહત્તા રહેલી છે, અને તેથી જ આચાર્યચરણ વિશ્વવન્દ્ય બની જાય છે

શ્રીવલ્લભાચાર્ય પોતે જ પોતાના ગ્રન્થોમાં કહે છે કે બ્રહ્મસૂત્રોના અર્થોમાં ગોટાળા થવાથી વ્યાસે મને સાચો અર્થ દર્શાવવા માટે આ જગતમાં મોકલ્યા છે ભાગવતના સાત પ્રકારે અર્થ કરવાને માટે પ્રભુએ મને આજ્ઞા કરી એટલે મેં ભાગવત ઉપર સુબોધિની ટીકા રચી છે હું અગ્નિસ્વરૂપ છું (તેથી અસત્યનો નાશ કરનારો છું અને સત્યનો પ્રકાશ કરનારો છું) હું શ્રીકૃષ્ણનો દાસ છું હું શ્રીહરિનો વલ્લભ છું, પ્રિય છું તેમને શ્રાવણ શુક્લ એકાદશીની મધ્યરાત્રીએ ભગવાનની આજ્ઞા થઈ કે સર્વ જીવાત્માઓને બ્રહ્મની સાથે સંબન્ધ સ્થાપી તેમને દોષમુક્ત બનાવો અને ભગવત્સેવા કરાવી તેમનું જીવન ભગવન્મય બનાવો આચાર્યચરણે ભારતની ત્રણ વાર પરિક્રમા કરી, કોઈ પણ પ્રકારના ભેદ વિના અનેક જીવોને ઉપદેશ આપી ભગવન્માર્ગે વાળ્યા તેમણે આત્મનિવેદન કરાવી અહંતામમતાનો નાશ કર્યો અને ભગવદ્રસનું પાન કરાવ્યું ચોરાશી વૈષ્ણવોની વાર્તાઓ અને ભક્તોનાં કીર્તનો સ્પષ્ટ

રીતે દર્શાવે છે કે આચાર્યચરણના સમાગમથી આ જીવનમાં જ અનેક આત્માઓ દિવ્ય રસનું પાન કરી શક્યા. આ છે શ્રીવલ્લભાચાર્યની સિદ્ધિ.

સંપ્રદાયનો સાડી ચારસો વર્ષનો ઇતિહાસ ઘણો બોધક છે. શ્રીવલ્લભાચાર્યના વંશજોએ અને સંપ્રદાયના પણ્ડિતોએ વિપુલ સંસ્કૃત સાહિત્ય રચીને સંપ્રદાયના સિદ્ધાન્તોનો વૈભવ જગતને દર્શાવ્યો છે. અષ્ટસખાઓ જેવા મહાનુભાવી ભક્તોનાં વ્રજભાષાનાં કીર્તનો; વલ્લભાખ્યાન, પ્રાકટ્યસિદ્ધાન્ત અને ભક્તિપોષણ જેવાં અનેક ગુજરાતી કાવ્યો ભક્તોના અનુભવનો સારો પરિચય કરાવે છે.' દરેક વૈષ્ણવ પોતાના ઘરમાં રોજ ભગવાનની સેવા કરે અને ભગવદ્વાર્તા કરે, પરિણામે પ્રભુમય જીવન જીવે એવો આચાર્યચરણનો ઉપદેશ છે. જે લોકો જ્ઞાની નથી તેમણે તીર્થસ્થાનોમાં અને મન્દિરોમાં જ્યાં ચોવીસે કલાક ભક્તિનો પ્રવાહ વહ્યા કરે છે ત્યાં પોતાનો સમય ગાળવો જેથી પોતાના ભક્તિરસને પોષણ મળે અને બધી ઇન્દ્રિયોનો વિનિયોગ ભગવાનનાં કાર્યોમાં થઈ શકે. આ હેતુથી મન્દિરોની સ્થાપના થયેલી છે.

સાંપ્રદાયિક મન્દિરોમાં શ્રીમહાપ્રભુજીએ જે સ્વરૂપની સેવા કરી હતી એવાં નિધિનાં સ્વરૂપો પધરાવવામાં આવેલાં હોય છે. ભગવાનનું સ્વરૂપ જ હોવાથી મંત્રપૂર્વક પ્રતિષ્ઠા કરવાનો સવાલ પુષ્ટિમાર્ગમાં ઊભો થતો નથી. તેથી ભક્તિ અને ઉપાસના વચ્ચે મોટો ભેદ સ્વીકારવામાં આવેલો છે. ભગવાનની જુદી જુદી લીલાઓનાં દર્શન, કીર્તન, શ્રવણ, સ્મરણ, મનન વગેરે કરવાથી ચિત્ત ભગવન્મય બને છે. દરેક વૈષ્ણવ પોતાના ઘરમાં ભગવત્સેવા કરી દિવ્ય આનન્દ મેળવી શકે છે, છતાં પણ મન્દિરોમાં જે પ્રકારે દર્શનમાં ભગવલ્લીલાનો ચિતાર આપવામાં આવે છે અને દર્શન કરનારને જે પ્રકારનું પ્રભુનું અને

આચાર્યચરણનું અનુસન્ધાન થાય છે તે પ્રકાર ઘરની સેવામાં મળવો કઠિન છે. જે સાધનસામગ્રી મન્દિરોમાં હોય છે તે ખાનગી ઘરોમાં મળી શકતી નથી. આચાર્યચરણની આજ્ઞા છે કે જે તાદશ જન હોય, જે ભગવદ્રસમાં તરબોળ હોય, એવા ભક્તોનો સમાગમ કરવો અને ભગવદ્વાર્તા કરવી. આવા તાદશ ભક્તો સામાન્ય રીતે મન્દિરોમાં મળી શકે છે. સ્થાનિક અને બહારગામના ભગવદીયો મન્દિરમાં રોજ દર્શનાર્થે આવતા હોય છે. મન્દિરોમાં ભાગવત, ભગવદ્ગીતા, સુબોધિની, ષોડશગ્રન્થ જેવા મહત્ત્વના ગ્રન્થોની કથાઓ પણ થાય છે. તેનું શ્રવણ કરવાનો લાભ મન્દિરોમાં મળે છે. વૈષ્ણવોને મળવાનો પણ પ્રસંગ મન્દિરોમાં જ મળી શકે છે. માળા ફેરવીને, પ્રભુની અનેક પ્રકારની સેવા કરીને વૈષ્ણવો મન્દિરમાં ભગવાનનું ધ્યાન ધરી શકે છે. આ રીતે મન્દિરોની આવશ્યકતા રહે છે. મહાત્મા ગાંધીજીએ પણ મન્દિરોની આવશ્યકતા ઉપર ઘણો ભાર મૂકયો હતો અને તેની પરંપરાની આગ્રહપૂર્વક ભલામણ કરી હતી.

સંપ્રદાયમાં મન્દિરોની માફક શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઈજી, શ્રીગોકુલનાથજી અને શ્રીહરિરાયજીની અનેક બેઠકો ભારતના જુદા જુદા ભાગોમાં આવેલી છે. આ બેઠકોની પણ એક પરંપરા છે. કેટલાક વિરક્ત વૈષ્ણવો તો પોતાનું સમગ્ર જીવન બેઠકોમાં જ ગાળે છે. મંદિરોમાં સ્વરૂપ-સેવાનો એક પ્રકારનો આનન્દ મળે છે, તો બેઠકોમાં બીજા પ્રકારનો રસ મળે છે. બન્ને ય પરંપરાઓની મનુષ્યજીવનના ઘડતરને માટે આવશ્યકતા છે.

આટલાં બધાં સાધનો હોવા છતાં આજે સંપ્રદાયની સ્થિતિ સંતોષકારક નથી એ નગ્ન સત્ય કહેતાં ઘણો ખેદ થાય છે. સંપ્રદાયનાં ત્રણ તત્ત્વો – ગોસ્વામીબાલકો, પણ્ડિતો અને વૈષ્ણવો – કાલના બળે

શક્તિહીન બની ગયાં છે. મંદિરોની આદર્શ સ્થિતિ ચાલી ગઈ છે. વૈષ્ણવસમાજ નિષ્પ્રાણ બની ગયો છે. સંપ્રદાયના સ્થાપનાર અગ્નિની દાહક અને પ્રકાશક શક્તિને પ્રતિબન્ધ કરનારાં તત્ત્વો સંપ્રદાયમાં ક્યાથી પેસી ગયાં છે એનો નિષ્પક્ષપાત વિચાર કરવાની બહુ જરૂર છે. આચાર્યચરણના છેલ્લા ઉપદેશમાથી આ વિષય ઉપર પ્રકાશ નાખનારું વાસ્તવિક કારણ આપણને મળી આવે છે. ભગવાનથી બહિર્મુખ થઈ લક્ષ્મી, સત્તા, વૈભવ અને ભોગમાં પડવાથી સંપ્રદાયની સ્થિતિ દયાજનક થઈ છે એમા બે મતને સ્થાન નથી.

આત્મસમર્પણની ઉદાત્ત ભાવના ઉપર રચાયેલો પુષ્ટિમાર્ગ ત્યાગપ્રધાન છે, ભોગપ્રધાન નથી. જ્યાં હરિનો પણ હરિ થવાની, ભગવાનના સુખનો જ વિચાર કરવાની ભાવનાનો ભવ્ય ઉપદેશ આચાર્યચરણે આપ્યો છે ત્યા પોતાના સુખનો વિચાર કરવાનો ક્યાં રહ્યો? સંપ્રદાયના આ ઉત્તમોત્તમ સિદ્ધાન્તનો લાભ આજે આપણે નથી લેતા એ દુર્ભાગ્યની વાત છે. આપણાં મન્દિરોને અતિ સ્વચ્છ બનાવી પવિત્રતાના વાતાવરણથી રંગવાની બહુ જરૂર છે. સ્ત્રીઓ અને પુરુષોનાં અવ્યવસ્થિત ટોળાંને બદલે જુદી જુદી વ્યવસ્થિત પંક્તિઓમાં ઊભાં રહી દર્શન કરવામાં જે આનન્દ અને શાન્તિ મળી શકે છે તે ટોળાઓમા નથી મળતી એ તો આપણા અનુભવની બાબત છે. જ્યારે રાજાઓ આચાર્યચરણને અને શ્રીગુસાંઈજીને શરણે આવી પુષ્કળ ધન આપતા હતા ત્યારે તે બધા ધનનો ઉપયોગ સ્વાભાવિક રીતે પ્રભુની સેવામાં જ કરવામાં આવતો હતો. તેને પરિણામે સેવાનો વૈભવ વધી ગયો, પ્રસાદનું પ્રમાણ વધી ગયુ, જિહ્વા અને ઇન્દ્રિયોની વૃત્તિઓમાં ફેરફાર થવા લાગ્યો, મોહનાં અનેક સાધનો ઊભાં થવા લાગ્યાં, ચંચલ મનને વધારે ચંચલ થવાના પ્રસંગો આવવા લાગ્યા, કથાવાર્તાઓ અને ધાર્મિક શિક્ષણ બંધ થવા આવ્યું, અને વાતાવરણ બગડવા

માંડયું. અન્ધશ્રદ્ધા વિનાના બુદ્ધિમાન માણસોની શ્રદ્ધા ડગવા લાગી અને બીજાં સ્થળોમાંથી પોતાની તત્ત્વજિજ્ઞાસાને પોષવા પ્રયત્ન થવા લાગ્યો !

જેમ સમયને અનુસરીને શ્રીમદાચાર્યચરણે પુષ્ટિમાર્ગની સ્થાપના કરી તેમ આજે વર્તમાન યુગની નાડી તપાસી આપણે સંપ્રદાયમાં કેટલાક ફેરફારો કરવાની જરૂર ઊભી થઈ છે. મંદિરો ઘણાં વિશાળ અને ખુલ્લાં હોવાં જોઈએ અને તેની બધી વ્યવસ્થા વૈષ્ણવોના હાથમાં રહેવી જોઈએ. વાસ્તવિક પ્રેમળ ભક્તો તો જગતમાં બહુ વિરલ હોય છે. વ્યવહારમાં સત્ય અને નીતિનો માર્ગ સ્વીકારી મંદિરોની પવિત્રતા સાચવવાની બધા વૈષ્ણવોની ફરજ છે.

મંદિરોના પ્રશ્નની સાથે ગોસ્વામી-બાલકોનો પ્રશ્ન કુદરતી રીતે ઊભો થાય છે. શ્રીમદાચાર્યચરણ તો પોતાની જાતને અગ્નિસ્વરૂપ માની શ્રીકૃષ્ણના દાસ તરીકે ઓળખાવે છે. આરંભકાળમાં તો તેમણે પોતે જ બધાંને બ્રહ્મસંબન્ધ આપ્યો હોવો જોઈએ. તેઓ પોતે તો પોતાના ગ્રંથમાં આજ્ઞા કરે છે કે ભગવાન કૃષ્ણની સેવામાં જ તત્પર રહેનારા, દંભ વગેરે દોષો વિનાના, અને શ્રીમદ્ભાગવતનું રહસ્ય જાણનારા ગુરુનું જિજ્ઞાસાબુદ્ધિથી, કુતૂહલથી નહિ, શરણ લેવું; અને જો આવા ગુરુ ન મળે તો પછી વૈષ્ણવ ભગવાનના સ્વરૂપને પોતે જ પધરાવી સેવા કરવી. આચાર્યચરણ કોઈ પણ સ્થળે એમ કહેતા નથી કે તમે મારી પાસે બ્રહ્મસંબન્ધ લો અથવા મારા વંશજો પાસે બ્રહ્મ-સંબન્ધ લો. ગુરુનાં બધાં લક્ષણો આચાર્યચરણમાં હતાં એટલે બધાંય મનુષ્યો તેમને શરણે જતાં અને ગુરુ તરીકે સ્વીકારતાં. શ્રીગુસાંઈજી, શ્રીગોકુલનાથજી, શ્રીહરિરાયજી જેવા મહાનુભાવી ગોસ્વામીઓના પ્રભાવથી સમાજ કુદરતી રીતે તેમને શરણે જઈ ગુરુ તરીકે સ્વીકારતો

હતો. गुणा: पूजास्थानम् – સર્વત્ર ગુણો પૂજાય છે–એ ભવભૂતિની ભાવના પ્રમાણે આચાર્યચરણના વંશમાં જ યોગ્યતાવાળા પુરુષો મળી જવાથી તેમને જ ગુરુ તરીકે સ્વીકારવામાં આવ્યા હતા. સર્વોત્તમ-સ્તોત્રમાં આચાર્યચરણનું આ પ્રમાણે નામ છે, स्ववंशे स्थापिताशेषस्वमाहात्म्यः, અર્થાત્ પોતાના વંશમાં જેમણે પોતાનું બધું માહાત્મ્ય સ્થાપેલું છે એવા શ્રીમદાચાર્યચરણ છે. આ નામની પહેલાં જે નામ છે તે આ પ્રમાણે છે–भुवि भक्तिप्रचारैककृते स्वान्वयकृत्पिता, જગતમાં ભક્તિનો પ્રચાર જ કરવા માટે પોતે પોતાનો વંશ સ્થાપનાર પિતા શ્રીવલ્લભાચાર્ય છે શ્રીગોકુલનાથજી अन्वय પદનો અર્થ પુત્ર કરે છે; અર્થાત્ અહીં શ્રીગુસાંઈજીનો નિર્દેશ થયો છે એમ તેઓ માને છે.

શ્રીગુસાંઈજી જેવી પ્રભાવશાળી વ્યક્તિને તો સ્વાભાવિક રીતે આશા રહે કે શ્રીવલ્લભાચાર્યનો વંશ સદા તેજસ્વી રહેશે, અને તે જ પવિત્ર ભાવનાથી, અભિમાનથી નહિ, તેમણે કહ્યું કે આચાર્યચરણે પોતાનું બધું માહાત્મ્ય પોતાના વંશમાં સ્થાપેલું છે. શ્રીગુંસાઈજીની સદ્‌ભાવના કેટલેક અંશે સાચી પડી છે. સાડીચારસો વર્ષના ગાળામાં આચાર્ય-ચરણના વંશમાં અનેક વ્યક્તિઓ એવી થઈ ગઈ છે કે જેમણે પોતે ભગવન્મય જીવન ગાળી અનેક જીવાત્માઓનો ઉદ્ધાર કરેલો છે. આ કારણથી આચાર્યચરણનો બ્રહ્મસંબન્ધ માટે પોતાના વંશજોનો આગ્રહ ન હોવા છતાં સમાજે તેમના પ્રભાવશાળી વંશજોને ગુરુ તરીકે સ્વીકાર્યા છે. પરિણામે ગુરુની ભાવના વંશપરંપરાએ ઊતરી ગઈ! અને ગોસ્વામી કુલની બધી જ વ્યક્તિને ગુરુ તરીકે સ્વીકારવાની પરંપરા દૃઢ બની ગઈ!

પુષ્ટિમાર્ગમાં શ્રીગોકુલનાથજીના અનુયાયીઓનો એક પેટા વિભાગ છે. તેમાં બ્રહ્મસંબન્ધ આચાર્યચરણના વંશજો પાસેથી લેવામાં આવતો

નથી, પણ શ્રીગોકુલનાથજીના ભક્તો – મહદ્ – પાસેથી લેવામાં આવે છે. તેમાં ભગવાનના સ્વરૂપની સેવાને બદલે શ્રીગોકુલનાથજીના સાક્ષાત્ સમાગમમાં આવેલા પદાર્થોની સેવા કરવામાં આવે છે. શ્રીગોકુલનાથજી જ ભગવાન છે, પરમકાષ્ઠાપન્ન પદાર્થ છે એવી આ વર્ગના અનુયાયીઓની ભાવના છે. તેમના જીવનમાં અનન્યાશ્રયની અને ગોપીજનની ભાવના ઘણી બળવાન છે. પુષ્ટિમાર્ગનું વાસ્તવિક તત્ત્વ આ અનુયાયીઓ પાળે છે એમ કેટલાક વિચારકોને લાગે છે. પુષ્ટિમાર્ગમાં બીજા પણ પેટા વિભાગો છે.

શાસ્ત્રમાં ગુરુનો મહિમા ઘણો ગાવામાં આવ્યો છે. गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः જેવાં વાક્યોથી આરંભી वस्तुतः कृष्ण एव જેવાં શ્રીગુસાંઈજીનાં વાક્યો સુધી ગુરુઓનું ગૌરવ ચાલુ રહ્યું છે. શ્રીગિરિધરજીએ સંસ્કૃતમાં રચેલા श्रुतिरहस्य નામના ગ્રન્થમાં દર્શાવ્યું છે કે વેદના મન્ત્રોમાં શ્રીમહાપ્રભુજીનું વર્ણન કરવામાં આવેલું છે. આજના વિચારકોની દૃષ્ટિએ આ ગુરુમહિમાનો અતિરેક છે. કેટલાંક ધોળ અને કીર્તનોમાં અને દયારામભાઈ જેવા કવિઓનાં કાવ્યોમાં ગુરુ અને કૃષ્ણનો અભેદ વર્ણવવામાં આવેલો છે, ગુરુના કામ, ક્રોધ વગેરે દેખાતા દોષો કૃષ્ણની જુદી જુદી લીલાઓની સાથે જોડી દેવામાં આવ્યા છે. દા. ત. ગુરુ કામી હોય છે તો તેને કૃષ્ણ જાણવા. બીચારા કૃષ્ણને પણ કામી સ્વીકારી પરમાત્માના ઉચ્ચતમ પદથી પ્રાવાહિક મનુષ્યની ભૂમિકા ઉપર લાવી દેવામાં આવ્યા છે ! મૂળ પવિત્ર ભાવનાનો અતિરેક થતાં અનિષ્ટ પરિણામો આવે છે એમ ઇતિહાસ કહે છે.

ગુરુને ભગવાન માનવાથી કાળક્રમે ગુરુઓ ભગવાનના બધા અધિકારો જાણે-અજાણે ભોગવતા થઈ જાય છે. શ્રીમદાચાર્યચરણ, શ્રીગુસાંઈજી, શ્રીગોકુલનાથજી અને શ્રીહરિરાયજી જેવી પ્રમેયમાર્ગી વ્યક્તિઓને પોતાને સેવકો ભગવાન માને એ જરા પણ ગમતું ન હતું.

તેઓ તો હંમેશાં કહેતા કે અમે તો પ્રભુના સેવક છીએ. સર્વોત્તમ સ્તોત્રમાં જે વિબુધેશ્વરઃ, જ્ઞાની ભક્તોને ફલનું દાન કરનાર શ્રીમહાપ્રભુજી છે, તે નામ ઉપર શ્રીગોકુલનાથજી ટીકા કરતાં લખે છે કે :—

अस्मदीयाः मा पुरुषोत्तमं निश्चित्य भजन्ति, तेन किं प्रकटितशुद्धपुष्टिभक्तिमार्गाचार्याणां प्रसन्नता सिध्यति, न कदापीत्यर्थः । एतेषामाग्रहविषये भगवदिच्छाया एव नियामकत्वादस्माकमपि आग्रहो नास्ति दुष्टाग्रहवतां स्वभावपरावृत्तौ ।

અર્થ – અમારા સેવકો મને – શ્રીગોકુલનાથજીને – પુરુષોત્તમ માનીને ભજે છે. શું તેથી શુદ્ધ પુષ્ટિ ભક્તિ માર્ગને પ્રકટ કરનાર આચાર્ય પ્રસન્ન થશે? કદાપિ નહિ. આ લોકોના આગ્રહની બાબતમાં ભગવદિચ્છા જ નિયામક હોવાથી દુષ્ટ આગ્રહવાળાઓનો સ્વભાવ બદલવાનો અમને કોઈ પણ જાતનો આગ્રહ નથી.

શ્રીગોકુલનાથજીનું ઉપરનું વચન બહુ મહત્ત્વનું છે. શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઈજી એ બેમાં જ પુરુષોત્તમની ભાવના શ્રેયસ્કર છે એમ શ્રીગોકુલનાથજી માને છે. શ્રીગિરિધરજી ( સં. ૧૮૪૭–૧૮૯૯ ) श्रुतिरहस्यमां नमो वाचस्पतये એ વાક્યનું વ્યાખ્યાન કરતાં કહે છે કે वाचस्पतिशब्देन अधुना विद्यमानाः श्रीमदाचार्यकुलोत्पन्नाः येषां भाष्यनिबन्धसुबोधिन्यादिसकलग्रन्थानामुपदेश करणे सामर्थ्यं ते ग्राह्या. ।

અર્થ—नमो ब्रह्मणे એ મંત્રમાં જે नमो वाचस्पतये વાક્ય આવે છે તેમા શ્રીવલ્લભાચાર્યનો જ નિર્દેશ છે. આ વાચસ્પતિ શબ્દથી હાલના વિદ્યમાન આચાર્યકુલમાં ઉત્પન્ન થયેલી વ્યક્તિઓ જે ભાષ્ય, નિબન્ધ, સુબોધિની વગેરે સર્વ ગ્રન્થોનો ઉપદેશ કરવાને સમર્થ છે તેમનું ગ્રહણ કરવું. અર્થાત્ આચાર્યકુલમાં ઉત્પન્ન થયા હોય છતાં પણ જો તેમનામાં સામ્પ્રદાયિક આકર ગ્રન્થોનો ઉપદેશ કરવાની શક્તિ ન હોય તો તેઓ વાચસ્પતિ કહી શકાય નહિ.

સંપ્રદાયમાં શ્રીવલ્લભાચાર્યજી જ ગુરુ છે, અને જે ગોસ્વામી-બાલકો બ્રહ્મસંબન્ધ આપે છે તે ગુરુદ્વાર છે. વાસ્તવિક ગુરુઓ, ઋષિઓ, તીર્થરૂપ હોવાથી સેવ્ય છે. તેઓ મન્ત્રદ્રષ્ટા છે. ભગવાનનું ભજન કરવાનાં સાધનો શીખવાને માટે તેમની પાસે જવાની જરૂર છે. પણ વગર સમજે બધા ય ગોસ્વામી-બાલકોને પુરુષોત્તમ માનવા એ તો વધારે પડતું છે. તેનાથી સંપ્રદાયને કેટલું ય નુકસાન થયું છે. આજના ભારતની પ્રજા ઇચ્છે છે કે બધા ગોસ્વામી-બાલકો શ્રીગોકુલનાથજીની માફક સરલતાથી અને સ્પષ્ટતાથી વૈષ્ણવસમાજને કહે કે અમે પુરુષોત્તમ નથી પણ તમારા જેવા ભગવાનના સેવકો છીએ. ગાંધીજી વિષે જ્યારે વર્તમાનપત્રોમાં એવું છપાયું કે એ તો ભગવાનનો અવતાર છે અને જમીનથી ઊંચા રહીને ચાલે છે ત્યારે કોઈએ તેમનું ધ્યાન ખેંચ્યું. ગાંધીજીએ તરત જ વર્તમાનપત્રોદ્વારા સ્પષ્ટ ખુલાસો કર્યો કે હું બધાંના જેવો જ માણસ છું અને જમીન ઉપર પગ મૂકીને ચાલું છું. ગોસ્વામી-બાલકો ગાંધીજીનું અનુકરણ કરે તો પ્રજાનું ઘણું કલ્યાણ થાય.

ભારતને સ્વતંત્ર બનાવવા માટે ગાંધીજીએ પોતે જ ભારતના સામાન્ય માનવીનો – ખેડૂતબંધુનો – વેષ પહેર્યો અને તપસ્વીનું જીવન ગાળવા માંડયું. તેમની તપશ્ચર્યાએ આપણા દેશને રાજકીય મોક્ષ આપ્યો. આચાર્યો પણ જગતને દુ:ખમાંથી મુક્ત કરી પ્રભુ તરફ વાળવાને માટે બહુ સખત તપશ્ચર્યા કરતા હતા. હવે તે અશક્ય બની ગયું છે. પણ ગોસ્વામી-બાલકો ગાંધીજીના જેવી ત્યાગવૃત્તિ કેળવી અનાસક્તિ-પૂર્વક વૈષ્ણવસમાજને ઉપદેશ આપવાનું કામ ઉપાડી લે, તેમના આર્થિક અને સામાજિક પ્રશ્નોનું સમાધાન કરે, શ્રીમંત વૈષ્ણવોને પ્રેરણા આપી દ્રવ્યનો સમાજના કલ્યાણમાં ઉપયોગ કરાવે, પોતાની મિલકતના માલિક કરતાં વહીવટ કરનાર તરીકે જ રહે, પોતાના

સાત્વિક અને ભક્તિમય જીવનદ્વારા જ વૈષ્ણવસમાજને સન્માર્ગે વાળે અને મન્દિરોને એટલાં બધાં પવિત્ર રાખે કે ટીકાકારોને ઘડીવાર એમ લાગે કે આવા પવિત્ર ભગવત્સંપ્રદાયમાં કોઈ પણ કાળે દોષ પ્રવેશ કરી શકે નહિ. સંપ્રદાયને ચેતના આપવાની, વધારે ઉજ્જ્વલ બનાવવાની અને શ્રીવલ્લભાચાર્યજીના ભવ્ય આદર્શોને પોષણ આપવાની જવાબદારી ગોસ્વામી-બાલકોની છે.

સંપ્રદાયનું બીજું મહત્ત્વનું અંગ વૈષ્ણવો છે. તેમાં શ્રીમંત વર્ગની સંખ્યા પણ સારી છે. ઘણાખરા વૈષ્ણવો સાધારણ સ્થિતિના હોય છે. કેટલાકને પૂરેપૂરું જ્ઞાન પણ મળેલું હોતું નથી. પણ બધામાં શ્રદ્ધા રહેલી છે, કેટલાકમાં અંધશ્રદ્ધા પણ છે, પ્રેમલાપણું પણ છે. ગરીબ વૈષ્ણવોની શ્રીમંત વૈષ્ણવોએ જે કાળજી રાખવી જોઈએ તે રખાતી નથી એ બહુ ખેદની વાત છે. નથી વૈષ્ણવ શાળાઓ કે નથી વૈષ્ણવ હોસ્પિટલો; નથી નાની ઉદ્યોગશાળાઓ કે નથી અનાથાશ્રમો; નથી સંશોધનસંસ્થાઓ કે વ્યવસ્થિત પુસ્તકાલયો; નથી સહકારી મંડળો કે નથી સમાજસેવાના કાર્યક્રમો. ગતાનુગતિક ન્યાયી વૈષ્ણવો સવારમાં મન્દિરે દર્શન કરી આવે અને પોતપોતાના ધંધે લાગી જાય. પોતાના ધંધામાં, જીવનના વ્યવહારમાં સત્ય અને નીતિના સામાન્ય નિયમો પણ પાળવામાં આવતા નથી. દર્શન વગેરેની ક્રિયા યન્ત્ર જેવી બની ગઈ છે. તેથી વૈષ્ણવસમાજ નિશ્ચેતન બની ગયો છે.

કર્મકાણ્ડમાં જ્યારે સકામ યજ્ઞો જ થવા માંડ્યા અને ભાવના વિના ફક્ત યન્ત્રની માફક કર્મો કરવામાં આવ્યાં ત્યારે તત્ત્વચિન્તકોએ તેના સામો પોકાર ઉઠાવ્યો અને કહ્યું કે આ તો પંથી ગયાં અને પગલાં રહ્યાં. માણસ વાસનાનો ગુલામ બની કામ્ય કર્મો યન્ત્રની માફક કર્યા કરે તેમાં તેની આધ્યાત્મિક પ્રગતિ કેવી રીતે સિદ્ધ થઈ શકે? ગીતાકારે પણ

મોટા વિરોધ કર્યો અને અનાસક્તિકર્મનો સ્પષ્ટ ઉપદેશ કર્યો. ક્રિયામાંથી જ્યારે ભાવના ઊડી જાય છે ત્યારે તે ક્રિયાનો પ્રાણ પણ ઊડી જાય છે અને કેવળ ભારરૂપ બની મનુષ્યને સંસારસાગરમાં ડુબાડી દે છે. વૈષ્ણવોની પણ જીવનપ્રણાલિકા ભાવનારહિત બની યન્ત્ર જેવી બની ગઈ છે. ભાવના એ મનનો વ્યાપાર છે. શ્રીમદાચાર્યચરણ આજ્ઞા કરે છે તે પ્રમાણે भावो भावनया सिद्धः । આચાર્યે માનસી સેવાને ઉત્તમ કહી તેનું કારણ પણ આ ભાવના જ છે. પુષ્ટિમાર્ગનો આત્મા ભાવના છે. ભાવના નહિ હોય તો — પ્રભુમય જીવન નહિ બન્યું હોય તો — સાપ ગયા ને લીસોટા રહ્યા, આત્મા ગયો અને દેહ રહ્યો, એના જેવું બની જશે. વૈષ્ણવસમાજની સ્થિતિ આવી બની ગઈ છે! નવયુગનાં સ્ત્રી-પુરુષો પુષ્ટિસંપ્રદાયમાં આવતાં નથી. જૂના વૈષ્ણવોની સંખ્યા ઘટતાં અને નવા માણસોની ભરતી ન થતાં વૈષ્ણવસમાજ કાળક્રમે ક્ષીણ બની જશે અને કાળના પ્રવાહમાં બધું તણાઈ જશે!

દરેક ધર્મનાં બે અંગો હોય છે. એક સામાન્ય અને બીજું વિશેષ. સામાન્ય અંગ સનાતન હોય છે, સર્વ કાલને માટે આવશ્યક હોય છે, જ્યારે વિશેષ અંગ અમુક સમય માટે ઉપયોગી બની શકે છે. પુષ્ટિમાર્ગમાં ભગવાનની કૃપા ઉપર આધાર રાખી જીવન જીવવાની વાત સમસ્ત જગતને સર્વ કાલ માટે ઉપકાર કરનારી છે. આ કારણથી પુષ્ટિમાર્ગને વિશ્વધર્મ બનવાની યોગ્યતા સ્વાભાવિક રીતે પ્રાપ્ત થાય છે. આવા શ્રેષ્ઠ માર્ગના અનુયાયીઓના માથે મોટી જવાબદારી રહેલી છે. દયારામભાઈએ જેમને પુષ્ટિમાર્ગના વધૈયા તરીકે ઓળખાવ્યા છે એવા પરમ ભક્ત નરસિંહ મહેતાએ વૈષ્ણવ જનનાં લક્ષણો વર્ણવી વૈષ્ણવધર્મની યશગાથા ગાઈ છે. મહાત્મા ગાંધીજી રોજ આ પદનું જ ભાવભીને હૃદયે ગાન કરતા હતા. બધા ય પ્રશ્નોમાં — રાજકીય, સામાજિક અને ધાર્મિક — જ્યારે તેમને બહુ ગૂંચવણ પડતી

હતી અને આગળનો માર્ગ જણાતો ન હતો ત્યારે તે પ્રભુની ગદ્‌ગદ કંઠે પ્રાર્થના કરતા હતા; અને તેમને પ્રભુ તરફથી પ્રકાશ મળતો હતો એ વાત તો સર્વને વિદિત છે. તાત્પર્ય એ કે પુષ્ટિમાર્ગ ઘણો ઉદાર અને વ્યાપક છે, તેનાં દ્વાર સર્વને માટે ખુલ્લા છે; અને આજે ભારતને તે બહુ કામમાં આવી શકે એમ છે.

આપણો દેશ સ્વતન્ત્ર થયો છે. આપણામાંના દરેકને ખાવાનું, પહેરવાનું અને રહેવાનું મળે એ આપણા બધાનો આદર્શ છે; અને પુષ્ટિમાર્ગનો તો એ વિશિષ્ટ સિદ્ધાન્ત છે. બધાં પ્રભુનાં બાળકો છે, સ્નેહભાવથી બધાં સંપથી રહી શકે છે, અને બધું પ્રભુને નિવેદન કરેલું હોવાથી ' આ મારું અને આ બીજાનું ', ' સ્વ ' અને ' પર ' એવો ભેદ રહી શકતો નથી. શુદ્ધ પુષ્ટિભક્ત તો પ્રભુમાં સંપૂર્ણ પ્રેમ રાખનારો હોય છે, તેથી તે જગતમાં સર્વ આત્માઓ પ્રતિ કુદરતી રીતે પ્રેમ રાખે છે. મર્યાદા ભક્ત પ્રથમ ભગવાનનુ માહાત્મ્ય સમજે છે, પછી ભગવાનને તે પોતાનો આત્મા માને છે અને તેથી તેમનામાં તે સ્નેહ કરે છે. પુષ્ટિ અને મર્યાદા એ બેમાં સ્નેહ હોય છે જ; ફેર એટલો કે પુષ્ટિમા આરંભ સ્નેહથી થાય છે જ્યારે મર્યાદામાં છેવટે ' સ્નેહ પ્રકટ થાય છે. સ્નેહની મુખ્યતાને લીધે જગતના વ્યવહારમાં વૈષ્ણવોનું હૃદય ઘણું સ્નેહાળ બની જાય છે.

પુષ્ટિમાર્ગનો આવો ભવ્ય વારસો મળ્યો હોવા છતાં આજનો વૈષ્ણવસમાજ પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રકટ કરી શકતો નથી એ આશ્ચર્ય અને ખેદની વાત છે. સમાજવાદની રચનામાં વૈષ્ણવસમાજે પોતાની સેવા બહુ ઉદારતાથી આપવાની જરૂર છે. સાંપ્રદાયિક મન્દિરોમાં હસ્તલિખિત ગ્રન્થોના જે ભણ્ડારો છે તેની પ્રથમ યોગ્ય વ્યવસ્થા કરવાની ખાસ

જરૂર છે. બધી પોથીઓની સવિસ્તર યાદીઓ બનાવી છાપવામાં આવે તો પુષ્ટિમાર્ગના સાહિત્યનો વૈભવ જગત જાણી શકે અને લાભ લઈ શકે. ઘણાં મન્દિરોમાં પોથીઓની જે અવ્યવસ્થા જોવામાં આવે છે તેથી ઘણા વિચારકોને બહુ ખેદ થાય છે. બધાં મન્દિરોની પોથીઓ એક મધ્યસ્થ સ્થળમાં સાર્વજનિક સંસ્થાના રૂપમાં સાચવવામાં આવે તો સંપ્રદાયનું ગૌરવ વધશે. સંસ્કૃત, વ્રજ અને ગુજરાતી ગ્રન્થો છપાવવાની વ્યવસ્થિત પદ્ધતિ સ્વીકારવાની પણ ઘણી જરૂર છે. તેને માટે પ્રકાશન સંસ્થાઓ જેટલી વહેલી સ્થપાશે તેટલો વહેલો લાભ આપણને જ મળશે. ઉચ્ચ કોટિના સંશોધન અને તુલનાત્મક અભ્યાસ માટે પણ સર્વોચ્ચ સંસ્થાઓની પણ તેટલી જ જરૂર છે. આજે ભૂતકાલના તત્ત્વચિંતકો સ્થૂલ શરીરે વિદ્યમાન નથી પણ તેમનું સાહિત્ય ચિરંજીવ છે. વેદ, ઉપનિષદ, ગીતા અને ભાગવતની **વાણી** આજે પણ અસ્તિત્વમાં છે અને આપણને પ્રેરણા આપી રહી છે. તેથી સંપ્રદાયના વિપુલ અને અમૂલ્ય સાહિત્યના સંરક્ષણની ખાસ આવશ્યકતા છે. ગોસ્વામી-બાલકો વિદ્યામાં રસ લેતા નથી, વૈષ્ણવો કેવળ બાહ્ય આચારને પરમતત્ત્વ માની આગળ વધતા નથી અને પણ્ડિતો તૈયાર કરવામાં આવતા નથી. તેનું પરિણામ એ આવ્યું છે કે પુષ્ટિમાર્ગ વિષે જે લખવામાં આવે છે તેમાં ઘણી અપ્રામાણિક બાબતો પેસી જાય છે, અને જગતમાં પુષ્ટિમાર્ગ માટે ખોટો અભિપ્રાય પ્રસરે છે. આ બાબત ઘણી ભયંકર છે અને તેથી સમસ્ત પુષ્ટિમાર્ગનું આ બાબત તરફ ધ્યાન ખેંચવાની ફરજ પડી છે.

પુષ્ટિમાર્ગને સમાજસેવા કરવાની હોય જ નહિ એવો અભિપ્રાય કેટલાક વૈષ્ણવો વ્યક્ત કરે છે. આ પ્રકારની મનોવૃત્તિ સંપ્રદાયના અજ્ઞાનનું જ પરિણામ છે. પ્રભુએ પોતાના આનન્દને માટે પોતાના સ્વરૂપમાંથી જ આ જગત પ્રકટ કર્યું. જીવ એ પ્રભુનો 'ચિત' અંશ છે

અને જગત 'સત' અંશ છે. પ્રભુ તો સત-ચિત-આનન્દ છે. નામ અને રૂપથી પ્રભુ જગતમાં ક્રીડા કરે છે. જડ જગતની સેવા કરવાથી – પર્વત, નદી, વૃક્ષ, લતા, પુષ્પ, ફલ, ભૂમિ વગેરેની સેવા કરવાથી, તેમનું સંરક્ષણ કરવાથી, – આપણે પ્રભુના સત અંશની જ સેવા કરીએ છીએ. સમાજનાં જુદાં જુદાં અંગોની સેવા કરવાથી, જુદી જુદી કોટીના માણસોની સેવા કરવાથી, આપણે પ્રભુના ચિત અંશની જ સેવા કરીએ છીએ. વિશ્વ એ પ્રભુનું ક્રીડાભાવરડ છે, પ્રભુની મિલકત છે, અને તેનું રક્ષણ કરવાની દરેક પ્રભુભક્તની, વૈષ્ણવની પવિત્ર ફરજ છે. પુષ્ટિમાર્ગનું આ દૃષ્ટિબિન્દુ સમસ્ત વૈષ્ણવસમાજે ધ્યાનમાં રાખવાની જરૂર છે.

પુષ્ટિમાર્ગમાં ગોપીજનોને ગુરુ તરીકે સ્વીકારવામાં આવેલાં છે. ગોપીજનો જ શુદ્ધ પુષ્ટિભક્તો છે; પણ આવા પ્રકારના ભક્તો, શ્રીમહાપ્રભુજી કહે છે તે પ્રમાણે, બહુ વિરલ છે: શુદ્ધાઃ પ્રેમ્ણાતિદુર્લભાઃ । બધા વૈષ્ણવો આ કોટિને પહોંચી શકે નહિ એ બહુ સ્વાભાવિક છે. તેથી જેમ તેઓ પોતાનો વ્યવહાર ચલાવે છે તેમ પોતાના સામાજિક ધર્મો પણ પાળવાની આવશ્યકતા છે. વૈષ્ણવોનાં બાળકોને શિક્ષણ આપવા માટે શાળાઓ સ્થાપવામાં આવે અને શિષ્યવૃત્તિઓ બહુ ઉદારતાથી આપવામાં આવે તો વૈષ્ણવસમાજને પોતાને જ ઘણો લાભ થાય. વૈષ્ણવો માટે હોસ્પિટલોની પણ ઘણી જરૂર છે. મિલો અને કારખાનાંઓમાં વૈષ્ણવોને નોકરી આપવાથી તેમની આર્થિક સ્થિતિ સુધારી શકાય એમ છે. વિશ્વધર્મની વ્યાપકતા ધ્યાનમાં રાખીને રાષ્ટ્રભાવના જો સ્વીકારવામાં આવશે તો વૈષ્ણવસમાજમાં અપૂર્વ ચેતના આવશે અને તે રાષ્ટ્રનું એક મહત્ત્વનું અંગ બની જશે.

આ બધા આવશ્યક ધર્મોનું પાલન કરી વૈષ્ણવસમાજ પુષ્ટિમાર્ગની

મહત્તા સાચવે એમ બધા ઇચ્છે છે. પ્રગતિના પંથે ચઢવા માટે દ્રવ્યની અપેક્ષા રહે, પણ આ મહત્ત્વના પ્રશ્નનો નિકાલ વૈષ્ણવસમાજ પોતે જ કરી શકે એમ છે. સેવાની પદ્ધતિને બહુ સરલ બનાવી, માનસી સેવાનું મહત્ત્વ સમજાવી ગોસ્વામી બાળકો પોતાનાં મન્દિરોનું, શ્રીઠાકોરજીનું દ્રવ્ય એકકું કરી એક જાહેર વૈષ્ણવ ટ્રસ્ટ બનાવે – અને આ પ્રકારનું દ્રવ્ય ઘણું છે એમ વર્તમાનપત્રોમાં છપાતી હકીકતો ઉપરથી જણાય છે – અને શ્રીમંત વૈષ્ણવો પોતાની આવકનો અમુક ભાગ સંપ્રદાયનાં આવશ્યક કાર્યોમાં વાપરે તો પરિણામ ઘણું સુન્દર આવે એમાં શંકાને સ્થાન નથી. મન્દિરોના દ્રવ્યની અને મિલકતની જો આ પ્રમાણે વ્યવસ્થા કરવામાં નહિ આવે તો પ્રજાકીય સરકારને આ પ્રશ્ન હાથમાં લીધા વિના છૂટકો નથી.

આ ચિન્તાજનક પરિસ્થિતિ ગોસ્વામી-બાલકો અને વૈષ્ણવો જેમ બને તેમ જલદી ધ્યાનમાં લે અને પરસ્પર સહકારભાવનાથી બધા સાથે બેસીને બહુ જ શાન્તિથી અને માનવતાથી વિચાર કરે એ ઇચ્છવા જેવું છે. ગોસ્વામી-બાલકો અને વૈષ્ણવો એ બન્ને અંશો પરસ્પર પ્રેમભાવનાથી સાથે રહેશે તો જ પુષ્ટિમાર્ગનો **સંપ્રદાય** ચાલુ રહેશે. સુરતની શ્રીબાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભાની અને કાંકરોલીના વિદ્યા-વિભાગની પરીક્ષાઓ, શુદ્ધાદ્વૈત સંસદનાં સસ્તાં અને ઉત્તમ પ્રકાશનો અને નડિયાદ પુષ્ટિમાર્ગીય પુસ્તકાલયની પ્રવૃત્તિઓ સંપ્રદાયને બહુ લાભ કરનારી છે. અમદાવાદમાં હમણાં જ સ્થપાયેલી **શ્રી વલ્લભ વિશ્વધર્મ સંસ્થા** ઘણું કામ કરી શકે એમ છે. વૈષ્ણવ પરિષદનું પણ પુનરુત્થાન થયું છે અને તેમાં કેટલાક યોગ્ય ઠરાવો પણ થયા છે એ એક શુભ ચિહ્ન છે. પણ ખરેખરી જરૂર તો ઠરાવોને જલદી અમલમાં મૂકવાની છે. જેટલું વહેલું તેટલું સારું.

સંપ્રદાયનું રક્ષણ વિદ્વાનો જ કરી શકશે, અને તે પણ સાંપ્રદાયિક **સ્વતંત્ર** વિદ્વાનો જ. શ્રીમહાપ્રભુજી પત્રાવલમ્બનને અંતે આજ્ઞા કરે છે કે विद्वद्भिः सर्वथा श्राव्यं ते हि सन्मार्गरक्षकाः । અર્થાત્ વિદ્વાનોએ સર્વ રીતે શ્રવણ કરવુ અને કરાવવું, કારણ કે તેઓ સન્માર્ગના રક્ષક છે. પ્રભુને શરણે જઈ આપણે પ્રાર્થના કરીએ કે तमसो मा ज्योतिर्गमय ।

Ṽ

# રાસલીલાનું રહસ્ય

શુદ્ધાદ્વૈત વેદાન્તમાં ચાર પ્રસ્થાનનો સ્વીકાર કરવામાં આવેલો છે: વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર અને શ્રીમદ્ભાગવત. તેમા પહેલા પ્રસ્થાનમા જે સંદેહ ઉત્પન્ન થાય તેનો નિરાસ બીજા પ્રસ્થાન વડે કરવાનો છે. આ પ્રમાણે શ્રીમદ્ભાગવત ત્રણ પ્રસ્થાનોના સંદેહનુ નિરાકરણ કરે છે અને તેથી તેનું ગૌરવ વધે છે એ વાત સ્પષ્ટ છે. ગાયત્રી વેદમાતા છે અને ત્રણેય વેદના અર્થનુ પ્રતિપાદન કરે છે. શ્રીમદ્ભાગવત પણ વેદતુલ્ય જ છે તે દર્શાવવાને માટે પહેલા શ્લોકમાં જ વેદમાતા ગાયત્રીનો અર્થ બીજરૂપે આપવામા આવેલો છે, એટલું જ નહિ પણ વસ્તુતઃ ગાયત્રી બીજ છે, વેદ વૃક્ષ છે અને શ્રીમદ્ભાગવત ફલ છે, અને આ ફલનું વર્ણન આરંભમા ત્રીજા શ્લોકમાં જ કરવામા આવેલું છે. આ પ્રકારે ભગવાન વેદવ્યાસની સમાધિભાષા – શ્રીમદ્ભાગવત – દર્શનસાહિત્યમા મહત્ત્વનું સ્થાન ભોગવે છે.

શ્રીમદ્ભાગવતના બાર સ્કન્ધો છે અને ત્રણ પ્રક્ષિપ્ત અધ્યાયો બાદ કરીએ તો એકંદરે ત્રણસો બત્રીસ અધ્યાયો છે. આ બાર સ્કન્ધોમા

ભગવાનનાં બાર શ્રીઅંગોનું નિરૂપણ કરવામાં આવેલું છે, અને તેથી શ્રીમદ્‌ભાગવત સાક્ષાત્ ભગવાનનું જ સ્વરૂપ છે એમ સ્પષ્ટ જણાય છે. આ કારણથી જ શ્રીમહાપ્રભુજી ભાગવતાર્થ પ્રકરણમાં આજ્ઞા કરે છે કે इतीद द्वादशस्कन्धं पुराणं हरिरेव सः. આનંદરૂપ ભગવાનની આનંદરૂપ લીલા દશ પ્રકારની છે અને તેનું વર્ણન શ્રીમદ્‌-ભાગવતના ત્રીજા સ્કન્ધથી બારમા સ્કન્ધ સુધીમાં કરવામાં આવેલું છે. પ્રથમ સ્કન્ધમાં અધિકારવર્ણન છે અને દ્વિતીય સ્કન્ધમાં સાધનવર્ણન છે. આ રીતે શ્રીમદ્‌ભાગવતનો અર્થ ભગવાન છે આ જ કારણથી શ્રીમહા-પ્રભુજી ભાગવતાર્થ પ્રકરણમાં આજ્ઞા કરે છે કે शास्त्रे स्कन्धे प्रकरणेऽध्याये वाक्ये पदेऽक्षरे। एकार्थं सप्तधा जानन्नविरोधेनमुच्यते ॥ શાસ્ત્ર, સ્કન્ધ, પ્રકરણ, અધ્યાય, વાકય, પદ અને અક્ષર એ સાત અર્થોને જાણીને જે સમન્વય કરે તે સંસારમાં મુક્ત થાય છે. આ સાત અર્થમાંના પહેલા ચાર અર્થ ભાગવતાર્થ પ્રકરણમાં આપવામાં આવેલા છે, અને બાકીના ત્રણ શ્રીસુબોધિનીજીમાં આપેલા છે. આ પ્રકારે શ્રીમદ્‌ભાગવતનો અર્થ સમજવા માટે શ્રીમહાપ્રભુજીએ રચેલા એ ગ્રન્થો – ભાગવતાર્થપ્રકરણ અને શ્રીસુબોધિનીજી – ઘણા ઉપયોગી છે અને તેથી જેટલા પ્રમાણમાં આ એ ગ્રન્થોનું અધ્યયન કરવામાં આવશે તેટલા પ્રમાણમાં શ્રીમદ્‌ભાગવતનો અર્થ સમજાશે.

પ્રથમ સ્કંધ એ ભગવાનનું દક્ષિણ ચરણારવિન્દ છે અને તેમાં અધિકારનું વર્ણન છે. દ્વિતીય સ્કન્ધ એ ભગવાનનું વામ ચરણારવિન્દ છે અને તેમાં જ્ઞાનનું – સાધનનું – વર્ણન છે. તૃતીય સ્કન્ધ એ ભગવાનનો દક્ષિણ બાહુ છે અને તેમાં સર્ગલીલાનું વર્ણન છે. ચતુર્થ સ્કન્ધ એ ભગવાનનો વામબાહુ છે અને તેમાં વિસર્ગલીલાનું વર્ણન છે. પંચમ સ્કન્ધ એ ભગવાનનો દક્ષિણ સાથળ છે અને તેમાં સ્થાન-લીલાનું વર્ણન વર્ણન છે. છઠ્ઠો સ્કન્ધ એ ભગવાનનો વામ સાથળ છે

અને તેમાં પોષણલીલાનું વર્ણન છે. સપ્તમ સ્કન્ધ ભગવાનનો દક્ષિણ હસ્ત છે અને તેમાં ઊતિલીલાનું વર્ણન કરવામાં આવેલું છે. અષ્ટમ સ્કન્ધ એ ભગવાનનો દક્ષિણ સ્તન છે અને તેમાં મન્વન્તર લીલાનું વર્ણન કરવામાં આવેલું છે. નવમો સ્કન્ધ ભગવાનનો વામ સ્તન છે અને તેમાં ઈશાનુકથા લીલાનું વર્ણન કરવામાં આવેલું છે. દશમ સ્કન્ધ ભગવાનનું હૃદય છે અને તેમાં નિરોધલીલાનું વર્ણન કરવામાં આવેલું છે. કેટલાક વિચારકો દશમ સ્કન્ધ ભગવાનનું મુખ માને છે. અગિયારમો સ્કન્ધ એ ભગવાનનું શ્રીમસ્તક છે અને તેમાં મુક્તિલીલાનું વર્ણન કરવામાં આવેલું છે. બારમો સ્કન્ધ એ ભગવાનનો વામ હસ્તક છે અને તેમાં આશ્રયલીલાનું વર્ણન કરવામાં આવેલું છે.

*દશમ સ્કન્ધમાં એકંદરે ૮૭ અધ્યાયો છે, કારણ કે શ્રીવલ્લભાચાર્યજી* ૧૨-૧૪ એ ત્રણ અધ્યાયોને પ્રક્ષિપ્ત માને છે. આ બધા અધ્યાયોને બે વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યા છે: (૧) પૂર્વાર્ધ અને (૨) ઉત્તરાર્ધ. પૂર્વાર્ધમાં ૧-૪૬ અધ્યાયો છે, જ્યારે ઉત્તરાર્ધમાં ૪૭-૮૭ એમ ૪૧ અધ્યાયો છે. શ્રીમદાચાર્યચરણે અધ્યાયોનાં પણ, વિષયને અનુસરીને, પ્રકરણો પાડ્યાં છે. તે નીચે પ્રમાણે છે :—

| પ્રકરણની સંખ્યા | અધ્યાય | | પ્રકરણનું નામ | અધ્યાયની સંખ્યા |
|---|---|---|---|---|
| (૧) | ૧-૪ | | જન્મ | ૪ |
| (૨) | ૫-૧૧ | તામસ | પ્રમાણ | ૨૮ |
| | ૧૨-૧૮ | | પ્રમેય | |
| | ૧૯-૨૫ | | સાધન | |
| | ૨૬-૩૨ | | ફલ | |

| | | | | |
|---|---|---|---|---|
| (૩) | ૩૩–૩૯<br>૪૦–૪૬<br>૪૭–૫૩<br>૫૪–૬૦ | રાજસ | પ્રમાણ<br>પ્રમેય<br>સાધન<br>ફલ | ૨૮ |
| (૪) | ૬૧–૬૭<br>૬૮–૭૪<br>૭૫–૮૧ | સાત્ત્વિક | પ્રમેય<br>સાધન<br>ફલ | ૨૧ |
| (૫) | ૮૨–૮૭ | | ધર્મ | ૬ |
| | | | | ૮૭ |

આ પ્રમાણે દશમસ્કન્ધમાં પાંચ પ્રકરણો છે અને શ્રીમહાપ્રભુજીની દશમસ્કન્ધની સુબોધિનીના આરંભમાં જ આ પાંચ પ્રકરણમાં વર્ણવેલા ભગવાનને નમસ્કાર કરે છે, અને **पञ्चधा हृदये मम** એ પ્રમાણે 'હૃદય' પદનો પ્રયોગ કરીને દશમસ્કન્ધ ભગવાનનું હૃદય છે એમ સૂચવતા હોય એવું જણાય છે.

પહેલા – જન્મ – પ્રકરણમાં ચતુર્મૂર્તિ ભગવાનનું વર્ણન હોવાથી ચાર અધ્યાયો છે. તામસ અને રાજસ એ બન્ને પ્રકરણોમાં પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલ એમ વિભાગ છે; અને તે દરેક વિભાગમાં સામાન્ય રીતે ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એ ભગવાનના ૭ ધર્મોનું અને ધર્મી ભગવાનનું વર્ણન હોવાથી સાત અધ્યાયો છે. સાત્ત્વિક લોકોને પ્રમાણની અપેક્ષા હોતી નથી તેથી સાત્ત્વિક પ્રકરણમાં માત્ર પ્રમેય, સાધન અને ફલ એમ ત્રણ જ વિભાગ છે; અને તે દરેક વિભાગમા પહેલાંની માફક સાત અધ્યાયો છે. પાંચમા – અને છેલ્લા – ધર્મ અથવા ગુણ પ્રકરણમાં ભગવાનના ૭ ગુણોનું પ્રતિપાદન કરેલુ હોવાથી ૭ અધ્યાય છે.

દશમ સ્કન્ધમાં ભગવાનની લીલાનું વર્ણન કરવામાં આવેલું છે. આ બધી લીલાના પરિણામે ભક્તોને પ્રપંચની વિસ્મૃતિ થઈ ભગવાનમાં આસક્તિ થાય છે, એટલે આખા દશમસ્કન્ધનો અર્થ **નિરોધ** છે. શ્રીધરના અભિપ્રાયે આ સ્કન્ધનો અર્થ આશ્રય છે, જ્યારે બોપદેવના અભિપ્રાયે આ સ્કન્ધનું તાત્પર્ય દુષ્ટ રાજાઓનો નાશ છે. આચાર્યચરણ આ બન્ને અભિપ્રાયોનું દશમસ્કન્ધની સુબોધિનીની કારિકાઓમાં અને ભાગવતાર્થનિબન્ધમાં સુન્દર ખણ્ડન કરે છે, અને આખા દશમસ્કન્ધનું તાત્પર્ય નિરોધમાં જ છે એમ સિદ્ધ કરે છે.

જગતની અંદર સાત્ત્વિક, રાજસ અને તામસ એ ત્રણ પ્રકારના મનુષ્યો હોય છે. આ ત્રણ પ્રકારના ભક્તોના સ્વભાવમાં ઘણો ભેદ હોય છે, અને ભગવાન પોતે ઘણા દયાળુ અને અક્લિષ્ટકર્મા હોવાથી આ ત્રણ પ્રકારના જીવોના સ્વભાવમાં ફેરફાર કર્યા વિના જ તેમના સ્વભાવને અનુકૂલ જ કાર્ય – લીલા – પોતે કરે છે, અને તેથી ભગવાનની પણ ત્રણ પ્રકારની લીલા સંભવી શકે છે. મનુષ્યનો સ્વભાવ ફેરવવો એ શક્ય નથી, એટલે **स्थितस्य गतिश्चिन्तनीया** એ ન્યાયે ભગવાન ભક્તના સ્વભાવને જ અનુકૂલ થઈ જાય છે. ચિત્તશાસ્ત્રની દૃષ્ટિથી ભગવાનનો આ લીલાપ્રકાર વર્તમાન યુગમાં પણ આદર પામે એવો છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

જન્મપ્રકરણ પછી તરત જ સાત્ત્વિક અને રાજસપ્રકરણ ન આવતાં તામસપ્રકરણ આવે છે તેથી કોઈને જરા આશ્ચર્ય થાય; પણ તેમાં એક ગૂઢ રહસ્ય રહેલું છે. પુરુષોત્તમનું સ્વરૂપ જ ફલ છે, બીજું નહિ, એ ભક્તિમાર્ગનો મુખ્ય સિદ્ધાન્ત છે, અને બીજા પદાર્થોને જે ફલ કહેવામાં આવે છે તે તેઃ પુરુષોત્તમસ્વરૂપના સમ્બન્ધને લીધે જ કહેવામાં આવે છે. સાત્ત્વિક લોકોને જ્ઞાનમાર્ગ વગેરે વિહિતમાર્ગોમાં રુચિ હોય

છે રાજસ લોકાનુ ચિત્ત હમેશા વિક્ષિપ્ત હોય છે અને તેથા લૌકિક અને અલૌકિક કર્મના વ્યાસગથી સ્વરૂપની વિસ્મૃતિ થવાનો સભવ હોય છે, એટલે તેમનો સારી રીતે નિરોધ થઈ શકતો નથી. તામસ લોકો મુગ્ધ હોય છે અને તેથી દઢ આગ્રહી હોય છે, અને તેને પરિણામે તે લોકો જે પદાર્થનો આગ્રહ કરે છે તેને છોડતા નથી. આ ત્રણ પ્રકારના સ્વભાવમા ભગવાનને કોઈ પણ પ્રકારનો ફેરફાર કરવો નથી હવે નજમા રહેનારા ભક્તોના ભગવાનના સ્વરૂપ વિષે એવા પ્રકારનો સ્નેહ થઈ ગયો હતો કે ભગવાનના સ્વરૂપથી અન્ય પદાર્થનો – ભગવાને જ ઉપદેશેલા ધર્મનો પણ – તેમણે સ્વીકાર કર્યો નહિ, એટલુ જ નહિ પણ આગળ જ્ઞાનનો પણ તેમણે અગીકાર કર્યો નહિ આ પ્રમાણે તામસ ભક્તોમા જ સર્વ રીતે નિરોધ સિદ્ધ થાય છે આ કારણથી નજભક્તોને અને આ પ્રકરણને તામસ કહેવામા આવ્યુ છે વળી પુષ્ટિમાર્ગ મર્યાદામાર્ગથી વિપરીત છે એ જણાવવાને માટે પણ આ પ્રકરણને તામસ કહેવામા આવ્યુ છે વાસ્તવિક રીતે તો આ નજભક્તો નિર્ગુણ જ છે ભગવાન પોતે શ્રીમદ્ભાગવતમા આજ્ઞા કરે છે કે જ્ઞાન અને વૈરાગ્ય મારા ભક્તોનુ કલ્યાણ કરી શકતા નથી અને મારા ભક્તોની દૃષ્ટિએ સ્વર્ગ અને નરક એ બન્ને સરખા છે આ પ્રમાણે જ્ઞાન અને વૈરાગ્યથી સિદ્ધ થતો મોક્ષ પણ ભક્તોની દૃષ્ટિએ નરકના જેવો છે, અને તેથી જ્ઞાનમાર્ગ ભક્તિમાર્ગ કરતા ઊતરતો છે એ વાત સ્પષ્ટ થાય છે નજભક્તોનો એકલા ભગવાનમા જ વિશુદ્ધ ભાવ હતો, એટલે તેઓ સર્વના કરતા અધિક છે એ શાસ્ત્રસિદ્ધ બાબત છે નજભક્તો જાણે છે કે ભગવાન વ્યાપક છે, આત્મા છે, અને તેથી પોતાના હૃદયમા રહેલા જ છે, છતા પણ ભગવાનનુ બહાર પ્રકટ થતુ સ્વરૂપ જ તેમની દૃષ્ટિએ મુખ્ય છે, અન્તર્યામ્યાદિ સ્વરૂપ નહિ આ પ્રમાણે નજભક્તોની કર્મ, જ્ઞાન, વિહિતભક્તિ વગેરેમા આસક્તિ નથી, પણ તેમનો આગ્રહ ફક્ત

જગતના તામસ લોકોની માફક, ચચ્ચો દઃ છે, તેથી જ તેમને તામસ કહેવામાં આવેલા છે. વળી મર્યાદામાર્ગથી ભક્તિમાર્ગ વિલક્ષણ છે અને તેથી ભક્તિમાર્ગમાં સ્ત્રીઓ મુખ્ય છે, અને મર્યાદામાર્ગમાં મુક્તિનો પ્રતિબન્ધ કરનાર જે કામ છે તે જ કામ આ ભક્તિમાર્ગમાં ભગવત્પ્રાપ્તિ કરાવે છે એ જણાવવાને માટે જેનું ફલ ( અલૌકિક ) કામ જ છે એવી ભગવાનની લીલા આ તામસપ્રકરણમાં વર્ણવવામાં આવેલી છે. વળી મર્યાદામાર્ગમા વિહિત ભક્તિથી ભગવાનનો આવિર્ભાવ થાય છે, જ્યારે આ ભક્તિમાર્ગમાં ( ભગવત ) કામને વશ થવાથી જ દીનતા આવતાં પ્રભુ પ્રકટ થાય છે અને આ પ્રકટ થયેના પ્રભુમાં કામશાસ્ત્રને અનુસરતો – વિધિને અનુસરતો નહિ – સ્નેહ થાય છે. અર્થાત્ બ્રહ્મા વગેરે દેવો પણ સાધનોદ્વારા જે ભજનાનન્દ પ્રાપ્ત કરી શકતા નથી તે ભજનાનન્દ ભગવાન નિસ્સાધન વ્રજભક્તોને અધીન થઈને આપે છે, અને તેથી આ નિસ્સાધન તામસભક્તો સર્વથી શ્રેષ્ઠ છે એમ નિસ્સંદેહ સિદ્ધ થાય છે. બીજી દૃષ્ટિએ વિચાર કરીએ તો જણાય છે કે હાથીનું દૃષ્ટાન્ત આપવામાં આવેલું હોવાથી ભગવાન પોતે જ કામને વશ થઈને ભક્તોની સમીપ આવે છે, અને પહેલાં જણાવ્યું તે પ્રમાણે કામથી પ્રકટ થયેલા પ્રભુમાં ભક્તાનો સ્નેહ થાય છે. આ પ્રમાણે મર્યાદામાર્ગ વગેરે અન્ય માર્ગોમા સંભવતું નથી. આ બધાં કારણોથી તામસપ્રકરણ સૌથી પહેલું આપવામાં આવ્યું છે.

તામસ પ્રકરણના ચોથા અવાન્તર પ્રકરણને ફલપ્રકરણ કહેવામા આવે છે. તામસ પ્રકરણ ના ત્રીજા અવાન્તર – સાધન – પ્રકરણમાં પાંચ પ્રકારની વિદ્યાનું – સાધનોનું – વર્ણન કરવામાં આવ્યું છે. (૧) મનુષ્યના દેહ, ઇન્દ્રિય વગેરે જે પદાર્થો છે તે બધાંનો વિનિયોગ ભગવાનમાં જ કરવાનો છે, પોતાને માટે નહિ, એ નિર્ણય પ્રથમ પ્રકારની વિદ્યા છે. (૨) દેહનો નિર્વાહ કરવાને માટે અને પ્રાણ વગેરેના ધર્મો સિદ્ધ કરવાને

માટે પણ મનુષ્ય પોતે સમર્થ હોય તો પણ તે પ્રયોજનોને માટે પ્રભુની જ પ્રાર્થના કરવી જોઈએ, બીજા કોઈની નહિ. પ્રભુ લોકમાં અલૌકિક કરતા નથી, ભગવાનના અનુગ્રહથી જ ભગવદ્‌ભવ થાય છે, શાસ્ત્રમાં જણાવેલાં સાધનો કરવાથી નહિ, આ નિર્ણય બીજા પ્રકારની વિદ્યા છે. (૩) ભગવાનથી અન્ય કોઈનું ભજન કરવું નહિ; બીજાનું ભજન કરવાનો ધર્મ પરંપરાથી ચાલુ આવેલો હોય છતાં પણ ભગવાનની ઇચ્છા થતાં તે પ્રમાણે ન કરવું. આ નિર્ણય ત્રીજા પ્રકારની વિદ્યા છે. (૪) બધી અવસ્થામાં ભગવાનની સેવા કરવી, ભગવાન અક્લિષ્ટકર્મા છે અને તે પોતાના ભક્તોનું રક્ષણ કરે છે જ. આ નિર્ણય ચોથા પ્રકારની વિદ્યા છે. (૫) ભગવાનનું માહાત્મ્ય જાણીને તેમનામાં પરમ સ્નેહ રાખવો અને અને ભક્તો સર્વથી અધિક છે. આ નિર્ણય પાંચમા પ્રકારની વિદ્યા છે. સાધનમાર્ગમાં જે પ્રમાણે વૈરાગ્ય, સાંખ્ય, યોગ, તપ, અને ભક્તિ એ પાંચ પ્રકારની વિદ્યા છે તે પ્રમાણે લીલાસ્થ ભક્તોમાં પણ છે એમ સિદ્ધ થાય છે. જેવું પાંચ પ્રકારનું જ્ઞાન છે તેવું પાંચ પ્રકારનું કર્મ પણ છે. (૧) ગોપીજનોએ જે કાત્યાયની વ્રત, પૂજન વગેરે કર્યું તે ભગવત્કામને લીધે પરંપરાથી ભગવાનની સેવારૂપ જ કર્યું; આ પ્રથમ પ્રકારનું કર્મ છે. (૨) ગોપલોકો જ્યારે ક્ષુધાથી પીડિત થયા ત્યારે ક્ષુધાની શાન્તિને માટે તેમણે ભગવાનની જ પ્રાર્થના કરી એટલે આ પ્રાર્થનારૂપી કર્મ દ્વિતીય પ્રકારનું કર્મ છે. (૩) નન્દરાયજી વગેરેએ પરંપરાથી પ્રાપ્ત થયેલા ઇન્દ્રયાગનો ત્યાગ કર્યો અને ગોવર્ધનયાગ કર્યો; આ ત્રીજા પ્રકારનું કર્મ છે. (૪) ઇન્દ્રની વૃષ્ટિથી વ્રજજનો જ્યારે બહુ જ આકુલ-વ્યાકુલ થઈ ગયા ત્યારે તેમણે ભગવાનનું જ શરણ શોધ્યું; આ પ્રમાણે શરણે જવા રૂપી કર્મ ચતુર્થ પ્રકારનું કર્મ છે. (૫) નન્દરાયજીનાં વાક્યોથી ગોપોનો સંદેહ દૂર થયો અને તેમણે માહાત્મ્યજ્ઞાનપૂર્વક સ્નેહ-યુક્ત કર્મ કર્યું; આ કર્મ પાંચમા પ્રકારનું છે.

વગરના અને વ્યાપક એવા વાસુદેવ ભગવાનને ભર્તા તરીકે પ્રાપ્ત કર્યા. આ ઉપરથી જણાય છે કે સોળ હજાર ઋષિઓ એક જાતિના હતા.

આ ઋષિઓની કથાના સબંધમાં એક વાત વિચારવા જેવી છે. ઋષિઓ પોતે પુરુષો હતા અને પુરુષના શરીરમાં સ્ત્રીભાવની ઉત્પત્તિ સભવતી નથી, કારણ કે પુરુષદેહ અને સ્ત્રીભાવ એ એકબીજાથી વિરુદ્ધ છે. જ્યારે ભગવાન શ્રીરામચન્દ્રજીએ જોયું કે આ બધા ઋષિઓ અતિશુદ્ધ અને પુણ્યશાળી છે ત્યારે તે પોતે એટલા બધા પ્રસન્ન થઈ ગયા કે કોઈ પણ દિવસ ન આપી શકાય એવા પોતાના સાક્ષાત્ સ્વરૂપાનન્દનું દાન કરવાની તેમને ઇચ્છા થઈ. આ સ્વરૂપાનન્દનો અનુભવ પુરુષરૂપમાં અથવા સ્ત્રીરૂપમાં સંભવતો નથી, કારણ કે આપણને તે પ્રમાણે પ્રમાણ મળતું નથી. ભાગવતમાં વર્ણવ્યાં પ્રમાણે જે ઋષિ-પત્નીઓ સ્ત્રીરૂપે ભગવાનને શરણે ગઈ હતી, તેમને પણ ભગવાને સ્વરૂપા-નન્દનુ દાન કર્યું ન હતું, જ્યારે શૂદ્ર એવી ભીલડીઓને તેમને સ્વરૂપા-નન્દનું દાન કર્યું હતું. ભગવાનની શક્તિઓ અચિન્ત્ય અને અનન્ત છે તેમની પ્રસાદરૂપ શક્તિઓ પણ બહુ છે. તે પ્રસાદરૂપ શક્તિઓમા પણ એક અત્યન્ત અંતરંગ શક્તિ છે, અને આ શક્તિની સાથે જે જીવાત્માનો સંબધ થયો હોય તે જીવાત્મા ભગવાનના સ્વરૂપાનન્દનો અનુભવ અવશ્ય કરે છે જ. આ શક્તિ સ્ત્રીત્વધર્મવાળી હોય છે. ભગવાને આ ઋષિઓમા આ શક્તિનુ સ્થાપન કર્યું અને તેથી જ તેમને ભગવાનના સ્વરૂપાનન્દનો અનુભવ થયો. ઋષિઓને સ્વરૂપાનન્દનો અનુભવ કરવાને માટે યોગ્ય દેહ કૃષ્ણાવતારમા જ પ્રાપ્ત થયો, કારણ કે ભગવાન શ્રીરામચન્દ્રજીની ઇચ્છા જ તેવી હતી. ભાગવતના દશમસ્કન્ધના ઓગણીસમા અધ્યાયમા ગોપીજનો જે કાત્યાયનીની સેવા કરે છે તે જ કાત્યાયની સ્ત્રીરૂપ છે, તેમાંજ સ્ત્રીત્વરૂપી ગુણો છે અને તે જ ભગવાનની પ્રસાદરૂપ શક્તિ છે, અને ભગવાનના

સ્વરૂપાનન્દનો અનુભવ કરવાને માટે ભગવાનની આ પ્રસાદરૂપ શક્તિનું – કાત્યાયનીનું–સેવન કરવામાં આવે છે. જેમ દિવ્યદષ્ટિથી જ બધા દિવ્ય પદાર્થો જોઈ શકાય છે, જેમ ભગવદીય ચક્ષુથી જ ભગવાનનાં દર્શન થાય છે, તેમ ભગવદીય સ્ત્રીત્વથી જ ભગવાન ભોગ્ય બને છે એમ ફલિત થાય છે.

વ્રજમાં જે પરણેલાં – અન્યપૂર્વા – ગોપીજનો વસતાં હતાં તેમાંથી કેટલાંક ગોપીજનો ઉપર ભગવાનનો સંપૂર્ણ અનુગ્રહ થયો હતો અને તેથી જ ગોપીજનોને ભગવાનમાં જારબુદ્ધિ ન થતાં સર્વાત્મભાવ થયો, અને તેને જ પરિણામે તે ગોપીજનો વેણુનાદનું શ્રવણ થતાં જ ભગવાનને શરણે જઈ રાસલીલામાં ભજનાનન્દનો અલૌકિક આનન્દ ભોગવી શક્યાં. પણ જે ગોપીજનો ભગવાનનો સમ્પૂર્ણ અનુગ્રહ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી ન હતાં, અને તેથી જેમને ભગવાનમાં જારબુદ્ધિ ઉત્પન્ન થઈ હતી તે ગોપીજનોએ પોતાના ઘરમાં જ રહીને ભગવાનનું મંગલ ધ્યાન કરતાં કરતાં પોતાનો દેહ છોડી દીધો અને ભગવાનની સાથે સાયુજ્ય પ્રાપ્ત કર્યું, પરંતુ તેમને સર્વોત્કૃષ્ટ રાસલીલાનો અધિકાર મળી શક્યો નહિ. સર્વાત્મભાવવાળાં અન્યપૂર્વા ગોપીજનોને રાસલીલાનો જે અધિકાર મળ્યો તેમાં રસશાસ્ત્રની દૃષ્ટિએ પણ એક રહસ્ય રહેલું જણાય છે. ભગવાન રસમય છે, રસરૂપ છે એમ શ્રુતિ અનેક વાર પ્રતિપાદન કરે છે. રસનો પૂર્ણ આવિષ્કાર પરકીય પદાર્થમાં થાય છે એમ રસશાસ્ત્રની મર્યાદા છે, અને જ્યારે રસશાસ્ત્ર ફક્ત ભગવાનને માટે જ છે ત્યારે રસેશ ભગવાન પોતે પણ તે શાસ્ત્રની મર્યાદાનું પાલન કરવા તૈયાર થાય તો તેમાં કોઈ પણ જાતની અસ્વાભાવિકતા જણાતી નથી. આ હેતુથી ભગવાને પોતે કેટલાક જીવોને વ્રજમાં ગોપીઓ તરીકે પ્રકટ કર્યાં અને તેમને લૌકિક પુરુષો સાથે પરણાવીને તેમનું પરકીયત્વ સિદ્ધ કર્યું; અને આ જ પરકીય, અન્યપૂર્વા, ગોપીજનોના ઉપર કૃપા કરીને, તેમને

સર્વાત્મભાવનું દાન કરીને રાસલીલાનાં અધિકારી બનાવ્યાં અને તે પ્રકારે ભગવાને રસશાસ્ત્રની મર્યાદા પણ પાળી.

આ પ્રમાણે ગોપીજનોના બીજી દૃષ્ટિએ ત્રણ વિભાગ પાડી શકાય છે: (૧) કુમારિકાઓ, (૨) સર્વાત્મભાવવાળાં અન્યપૂર્વા ગોપીજનો, અને (૩) અન્તર્ગૃહગતા, અર્થાત પોતાના ઘરમાં જ રહીને જેમણે ભગવત્સાયુજ્ય પ્રાપ્ત કર્યું તે. આ ગોપીજનોની નિષ્કામતા અને ઉત્તમતાનો આપણે એક દૃષ્ટિએ વિચાર કર્યો. બીજી દૃષ્ટિએ આપણે જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે પણ આ જ વાત સિદ્ધ થાય છે. ભાગવતમાં ગોપીજનોનો નિર્દેશ અનેક સ્થળે કરવામાં આવેલો છે; અને આ બધાં ય સ્થળોએ વક્તાઓ જુદા જુદા હોવા છતાં પણ, રાસલીલા અને ગોપીજનોની ભક્તો તરીકેની શ્રેષ્ઠતાનાં મુક્તકણ્ઠે વખાણ કરવામાં આવ્યાં છે, અને તેને અનુસરીને જ શ્રીમહાપ્રભુજી પોતે પોતાના સંન્યાસનિર્ણય ગ્રન્થમાં પણ ગોપિકાઓને ગુરુ તરીકે ઓળખાવે છે (**गोपिका गुरवः प्रोक्ता, साधनं च तद्, भावो भावनया सिद्धः साधनं नान्यदिष्यते**). ભગવાન ગોપીજનોની સ્તુતિ કરતાં કહે છે (ભાગ. ૧૦. ૨૯. ૨૧-૨૨) કે 'હે અબલાઓ! આ પ્રમાણે મારે માટે જ લોક, વેદ અને સગાંવહાલાંઓનો તમે ત્યાગ કર્યો છે, અને તમે મારામાં ચિત્તવૃત્તિ રાખો તેટલા માટે તમારું પરોક્ષ ભજન કરતાં હું તિરોહિત થઈ ગયો. તમે મારું નિર્દોષ ભજન કરનારાં છો. તમારા ઉપકારનો બદલો બ્રહ્માના આયુષ્યથી પણ હું વાળી શકું એમ નથી. ઘરની શૃંખલાઓ તોડવી બહુ કઠિન છે, છતાં પણ તમે તે તોડીને મારું ભજન કર્યું છે.' તમારા આ **સત્કાર્યનો** બદલો તમારા સંતોષથી જ થાઓ.' બીજે સ્થળે પણ ભગવાન કહે છે (ભાગ. ૧૧. ૧૨. ૭-૧૫) કે 'આ બધા લોકો વેદો ભણ્યા ન હતા અને તે માટે તેઓએ મહાપુરુષોની સેવાઓ પણ કરી ન હતી, વ્રતો કર્યાં ન હતાં, તેમ તપશ્ચર્યા પણ કરી ન હતી, છતાં કેવલ

સત્સંગથી મને પામ્યાં છે. સાંખ્ય, યોગ, દાન, વ્રત, તપ, યજ્ઞ, વ્યાખ્યાન, સ્વાધ્યાય અને સંન્યાસથી પણ મનુષ્ય યત્ન કરતો હોવા છતાં પણ મને મેળવી શકતો નથી, પણ **કેવલ ભાવ વડે ગોપીઓ**, ગાયો, વૃક્ષો, મૃગો, નાગો, સિદ્ધો અને બીજા મન્દબુદ્ધિવાળાઓ મને અનાયાસે પામી ગયા છે. જે સમયે અક્રૂર બલરામની સાથે મને મથુરા લઈ ગયા તે સમયે મારામાં **અતિ દૃઢ પ્રેમને** લીધે અનુરાગી મનવાળી ગોપીઓ મારા વિના બીજી કોઈ પણ વસ્તુને સુખ માટે જોઈ શકતી ન હતી, કારણ કે તેમને મારા વિયોગથી તીવ્ર મનોવ્યથા થતી હતી. વૃન્દાવનમાં ફરતા અને અત્યન્ત પ્રિય એવા મારી સાથે તે ગોપીઓએ વાણીથી ન વર્ણવી શકાય એવી જે રાત્રીઓ અર્ધા ક્ષણની પેઠે ગાળી હતી તે જ રાત્રીઓ મારા વિના તેમને કલ્પ જેવી થઈ પડી હતી. જેમ મુનિઓ સમાધિ અવસ્થામાં નામ તથા રૂપને જાણી શકતા નથી તેમ મારામાં આસક્તિને લીધે બંધાયેલી બુદ્ધિવાળી ગોપીઓ પોતાના દેહને, સમીપ રહેલા પદાર્થને કે દૂર રહેલા પદાર્થને જાણી શકતી ન હતી; **પણ નદીઓ જેમ સમુદ્રમાં મળી જાય છે તેમ મારામાં એકરૂપ થઈ હતી.** મારું વાસ્તવિક સ્વરૂપ ન જાણનારી અને રમણ અને જારબુદ્ધિથી મારી કામના કરવાવાળી સેંકડો અને હજારો સ્ત્રીઓ નિરંતર મારો સંગ રહેવાથી પરબ્રહ્મરૂપી મને પ્રાપ્ત કરી ગઈ છે. માટે હે ઉદ્ધવ, તું શ્રુતિ, સ્મૃતિ, પ્રવૃત્તિ, નિવૃત્તિ, શ્રોતવ્ય અને શ્રુત એ સર્વનો પરિત્યાગ કરીને **અનન્યભાવથી** સમસ્ત દેહધારીઓના એક આત્મસ્વરૂપ **મને જ શરણે આવ**, અને તેમ કરવાથી તું નિર્ભય થઈ જા.'

ભગવાન શ્રીકૃષ્ણ જ્યારે વ્રજમાંથી મથુરા જાય છે ત્યારે નન્દ, યશોદા અને ગોપીઓને ઘણો શોક થાય છે. આ શોક દૂર કરવાને શ્રીકૃષ્ણ ઉદ્ધવને વ્રજમાં મોકલે છે. તે પ્રસંગે ગોપીઓને ઉદ્દેશીને ભગવાન

કહે છે કે 'હે ઉદ્ધવ, મારો સંદેશ લઈ જઈને ગોપીઓનું મારા વિરહથી થયેલું દુઃખ દૂર કરો; ગોપીઓનું મન મારામાં છે, તેમનો પ્રાણ મારામાં છે, તેમણે મારે માટે દૈહિક ધર્મોનો ત્યાગ કર્યો છે, તેમણે લોકના ધર્મો પણ છોડયા છે: આવા ભક્તોને હું મારા હૃદયથી ધારણ કરું છું. તેમને હું અત્યન્ત પ્રિય છુ. હું તેમનાથી દૂર થયો એટલે તેઓ મારું સ્મરણ કરતાં મૂર્છિત થઈ જાય છે; વિરહને લીધે ઉત્કણ્ઠા વધતાં તેઓ દીન બની જાય છે. કેટલીક ગોપીઓ મહા કષ્ટથી પ્રાણને જેમ તેમ ધારણ કરી રહી છે, તે ગોપીઓ મારી છે, મદ્રૂપ છે, હું ફરીથી આવીશ એ આશાથી તેઓ જીવે છે.' (ભાગ. ૧૦. ૪૩. ૩-૬) આ પ્રમાણે ભગવાને પોતે જ ગોપીજનોના સ્વરૂપનો સારો ખ્યાલ આપણને આપેલો છે.

ભગવાનની આજ્ઞાને અનુસરીને ઉદ્ધવ વ્રજમાં ગોપીજનો પાસે જાય છે અને ભગવાનનો સંદેશ આપીને તેમને શાન્ત પાડે છે. ઉદ્ધવ ગોપીજનોને જ્યારે જુએ છે ત્યારે તેમને માલૂમ પડે છે કે ગોપીજનો ભગવાન કૃષ્ણનાં દર્શન કરવાને માટે અતિ ઉત્સુક છે. ભ્રમરગીતામાં આ ઉત્સુક્તા સ્પષ્ટ તરી આવે છે. આ પ્રસંગે ઉદ્ધવ ગોપીજનોને ઉદ્દેશીને કહે છે કે 'હે ગોપીજનો ! તમે લોકમાં પૂજાયેલાં છો અને પૂર્ણ અર્થવાળાં છો; કારણ કે તમારું મન વાસુદેવ ભગવાનમાં અર્પિત થઈ ગયેલું છે. દાન, વ્રત, તપ, હોમ, જપ, વેદાધ્યયન અને મનના નિગ્રહ વગેરે બીજા કલ્યાણકારક ઉપાયો વડે શ્રીકૃષ્ણમાં સ્નેહ કરવો એમ શાસ્ત્ર કહે છે. **ઉત્તમશ્લોક ભગવાનમાં તમે ઉત્તમોત્તમ ભક્તિ પ્રવર્તાવી એ બહુ સારું કર્યું.** આ ભક્તિ સાધારણ લોકોમાં હોતી નથી એટલું જ નહિ પણ મુનિઓને પણ દુર્લભ છે. પુત્ર, પતિ, દેહ, સ્વજન, ઘર વગેરેનો ત્યાગ કરીને તમે પરપુરુષ કૃષ્ણને વર્યાં એ મોટા ભાગ્યની વાત છે. ઇન્દ્રિયોનો વિષય ન બને એવા ભગવાનમાં તમે સર્વાત્મભાવ કર્યો છે. ભગવાનના સમાગમમાં તો આ સર્વાત્મભાવ સંભવી

શકે, પણ તમે તો સર્વોત્તમભાવ વિરહમાં કર્યો છે, તેથી તમારું ભાગ્ય મોટું છે. આવો ઉત્તમ ભાવ બતાવીને તમે મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો છે.' ( ભાગ. ૧૦. ૪૪. ૨૩–૨૭ ) આ પ્રમાણે ગોપીજનોની સ્તુતિ કરીને ઉદ્ધવ ભગવાનનો સ દેશ નીચે પ્રમાણે કહે છેઃ—

'હુ (ભગવાન શ્રીકૃષ્ણ) સર્વનો આત્મા છુ, ભક્તને વશ છુ, સત્ય બોલનાર છું, અને સ્ત્રીજાતિ ઉપર કૃપા કરવાનો મારો સ્વભાવ છે; તેથી તમારો ( ગોપીજનોનો ) વિયોગ સર્વ રીતે કોઈ પણ દિવસ મને થતો નથી જેમ ભૌતિક શરીરમાં આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથ્વી રહે છે તેમ હું મન, પ્રાણ, બુદ્ધિ, ઇન્દ્રિયો અને ગુણોનો આશ્રય છું. હુ મારા આત્મામાં આત્મરૂપસાધન વડે આત્માને ઉત્પન્ન કરું છુ, મારું છું અને પાલન કરું છું. ભૂત, ઇન્દ્રિયો અને ગુણો વડે મારી માયાને નિમિત્ત કરી હુ જ સૃષ્ટિ વગેરે કરું છું. આત્મા જ્ઞાનમય છે, શુદ્ધ છે, દેહાદિથી ભિન્ન છે, ગુણોથી પર છે, સુષુપ્તિ. સ્વપ્ન અને જાગરણ એ ત્રણ માયાની વૃત્તિથી ભિન્ન છે છતાં તેમાં અન્વિત જીવચૈતન્યથી તે દેખાય છે. સ્વપ્નની પેઠે ખોટી રીતે ઊભા થયેલા મિથ્યા પદાર્થોનું જેનાથી ધ્યાન થાય છે તે મનને રોકવુ. તેનાં કારણરૂપે ઇન્દ્રિયોનો પણ નિરોધ કરવો, એટલે નિરાકુલિત થઈ ને મનુષ્ય મને પ્રાપ્ત કરે છે. સમુદ્ર સુધી જેમ નદીઓ ચાલે છે તેમ વેદ યોગ, સાંખ્ય, સંન્યાસ, તપ, ઇન્દ્રિયનિગ્રહ અને સત્ય એ બધા વિવેકીઓને માટે મનના નિરોધના સાધનો છે. તમારા નેત્રને પ્રિય એવો હુ તમારાથી દૂર રહું છું તે તમારા મનને પાસે લાવવા માટે, અને તમે મારું ધ્યાન કરો તેટલા માટે પ્રિયતમ પદાર્થ જ્યારે દૂર હોય છે ત્યારે તેમા સ્ત્રીઓનું જે પ્રકારે મન રહે છે તે પ્રકારે જ્યારે તે પ્રિયતમ પદાર્થ પાસે હોય છે ત્યારે રહેતું નથી. મનની વૃત્તિઓ સહિત સમગ્ર મન મારામાં રાખી મારું અનુસ્મરણ કરતા થોડા જ સમયમા તમે મને પ્રાપ્ત કરશો. આ

વનમાં રાત્રીના સમયે મેં જ્યારે રાસક્રીડા કરી ત્યારે અન્તર્ગૃહગતા ગોપીઓ ઘરમાં રહી, તેથી તેમને રાસનું સુખ ન મળ્યું, પણ તેઓ કલ્યાણી હોવાથી મારા પરાક્રમના ચિન્તનથી મને પ્રાપ્ત થઈ.' (ભાગ. ૧૦. ૪૪. ૨૯–૩૮)

ગોપીજનોએ જ્યારે ઉપર પ્રમાણે ભગવાનનો સંદેશો સાંભળ્યો ત્યારે તેઓ અતિપ્રસન્ન થયા અને ઉદ્ધવની સાથે નીચે પ્રમાણે વાતો કરવા લાગ્યાંઃ—

'ભગવાન પોતાના આપ્તજનો સાથે કુશળ છે એ વાત તમે બહુ સારી કરી. અમે તેમની સ્નેહ, લજ્જા, હાસ અને ઉદાર દૃષ્ટિથી પૂજા કરેલી છે. ભગવાન રતિના ભેદને જાણનાર છે; ઉત્તમ સ્ત્રીઓની પ્રીતિના તે પાત્ર છે. સ્ત્રીઓનાં વાક્યો, વિલાસો અને મનોરંજનનો અનુભવ કર્યા પછી ભગવાન અધિક પ્રીતિથી કેમ ન બંધાય? હે ઉદ્ધવજી! ગોવિન્દ ભગવાન નગરમા રહીને અમને સંભારે છે? કમલ, પુષ્પ અને ચન્દ્રથી શોભતા વૃન્દાવનમા ભગવાન અમારી સાથે રાસ રમ્યા અને અમે તેમની કથાનાં વખાણ કર્યાં, તે રાત્રીઓને ભગવાન યાદ કરે છે? ભગવાને અમને શોકમાં નાખ્યાં છે, તો તે અહીં પધારી શ્રીઅંગ વડે જિવાડશે? હવે તો તેમને મથુરામાં રાજ્ય મળ્યું છે, એટલે અહીં ગોકુલમાં તે શા માટે આવે? ભગવાન મહાત્મા છે અને અમે તો વનમાં રહેનારાં છીએ. અમારાથી કે બીજાથી એમને શું પ્રયોજન હોય કે તે અહીં આવે? તે તો લક્ષ્મીના પતિ છે, આપ્તકામ છે. એવા કૃતાર્થ પુરુષનું અમે શુ કરી શકીએ? પિંગલા નામની વેશ્યાએ પણ કહ્યું છે કે આશા ન રાખવી એ પરમ સુખ છે. અમે તે વાત જાણીએ છીએ છતાં પણ કૃષ્ણમાં અમારી આશા અનન્ત છે. ભગવાનના સ્મરણરૂપ જ્ઞાનનો ત્યાગ કરવાને કોણ સમર્થ છે? ભગવાન પોતે ઇચ્છા કરતા નથી છતાં પણ લક્ષ્મીજી ભગવાનના

વક્ષઃસ્થળમાંથી ઘડીભર દૂર થતાં નથી. યમુના વગેરે નદીઓ, ગોવર્ધન પર્વત, વનપ્રદેશો, ગાયો અને વેણુનો નાદ એ બધાં કૃષ્ણનું સ્મરણ કરાવનારાં છે. લક્ષ્મીના સ્થાનરૂપ ભગવાનનાં પગલાં તેમનું વારંવાર સ્મરણ કરાવે છે, તેથી તેમને અમે કોઈ રીતે ભૂલી શક્તાં નથી. ચાલવાની સુંદર રીતથી, ઉદાર હાસથી અને લીલાપૂર્વક જોવાથી, મધુર વાણીથી ભગવાને અમારી બુદ્ધિને હરી લીધી છે. તેમને અમે કેવી રીતે ભૂલી શકીએ? હે રમાનાથ! દુઃખના સમુદ્રમાં ડૂબેલા ગોકુલનો ઉદ્ધાર કરો.' ( ભાગ. ૧૦. ૪૭. ૪૦-૫૩ ).

ભગવાન કૃષ્ણનો સંદેશો સાંભળીને ગોપીજનો વિરહજ્વરથી મુક્ત થયાં અને ભગવાનને આત્મા માની તેમણે ઉદ્ધવની પૂજા કરી. ઉદ્ધવ કેટલાક માસ સુધી ગોકુલમાં રહ્યા અને ભગવાનની લીલા અને કથા સંભળાવીને ગોકુલને આનન્દ આપ્યો. ભગવાનની વાતો સાંભળવાથી વ્રજવાસીઓને તે બધા દિવસો એક ક્ષણ જેવા લાગ્યા. ભગવાન કૃષ્ણના આવેશથી ગોપીજનોની વિહ્વલતા જોઈને ઉદ્ધવ અતિ પ્રસન્ન થયા; તેમને ગોપીજનોની ઉત્તમતાનો ખ્યાલ આવ્યો; પોતાના જ્ઞાનનો મદ દૂર થઈ ગયો અને ગોપીજનોને નમન કરીને તેમણે નીચે પ્રમાણે મુક્તકંઠે સ્તુતિ કરી :-

'સર્વના આત્મા એવા ગોવિન્દમાં દૃઢ ભાવવાળાં ગોપસ્ત્રીઓ પૃથ્વીમાં શરીરને ધારણ કરનારાં છે. **સંસારથી ભય પામતા મુનિઓ અને અમે પણ આ ગોપીજનોના ભાવની પ્રચ્છા કરીએ છીએ.** અનન્ત ભગવાનની કથામાં જેને રસ નથી એવા બ્રહ્મજન્મથી શું ફલ છે? વનમાં ફરનારી, વ્યભિચાર દોષવાળી સ્ત્રીઓ ક્યાં અને પરમાત્મા શ્રીકૃષ્ણમાં તેમનો આ ભાવ ક્યાં? જેમ અમૃતનો ઉપયોગ અજાણતા કર્યો હોય તો પણ તે મનુષ્યને અમર કરે છે તેમ

ઈશ્વર પોતાનું ભજન કરનાર અજાણ્યુ હોય છતા પણ તેનું સાક્ષાત્ કલ્યાણ કરે છે. રાસોત્સવમા ભગવાનના બાહુઓથી જેના કંઠ વીંટાયલા છે એવા ગોપીજનોએ જે સુખ મેળવ્યું તે સુખ લક્ષ્મીજીને પણ નથી મળ્યું. કમળની સુગંધયુક્ત દેહવાળી સ્વર્ગની અપ્સરાઓને પણ નથી મળ્યું, તો પછી બીજાઓને તો ક્યાંથી જ મળે ? વૃન્દાવનમાં વૃક્ષો, લતાઓ, ઓષધિઓ અને ગુચ્છો – એ બધાં આ ગોપીજનોના ચરણની રજ ઊડીને પોતાના ઉપર પડે એ ઇચ્છાથી તેમની સેવા કરી રહ્યાં છે. હુ પણ તે ઓષધિઓમાથી એકરૂપે થાઉં. **આ ગોપસ્ત્રીઓ કોઈ પણ પ્રકારે ન છોડી શકાય એવા પોતાના દેહ, પતિ, પુત્ર, મર્યાદામાર્ગ વગેરેને છોડીને શ્રુતિઓ પણ જેની શોધ કરે છે એવા મુકુન્દ ભગવાનની પદવીને પામ્યાં છે.** શ્રીકૃષ્ણભગવાનનું જે ચરણારવિન્દ લક્ષ્મીજીએ પૂજ્યું છે, બ્રહ્માદિએ પૂજ્યું છે, આપ્તકામ સનકાદિ યોગેશ્વરોએ જેનું હૃદયમાં ચિન્તન કર્યું છે તે ચરણારવિન્દ લીલામાં ભગવાને આ ગોપીજનોના સ્તન ઉપર ધર્યું, અને તેના આલિંગનથી ગોપીજનોએ પોતાના હૃદયના તાપને શાન્ત કર્યો. નન્દવ્રજની આ સ્ત્રીઓએ હરિકથાનું ઉચ્ચ સ્વરે જે ગાન કર્યું તે ત્રણ લોકને પવિત્ર કરનારું છે અને હુ તેમના ચરણની રજને નમન કરું છું.' ( ભાગ. ૧૦. ૪૪. ૫૮–૬૩ ।

આ પ્રમાણે શ્રીમદ્ભાગવતમા જ ભગવાન શ્રીકૃષ્ણે અને ઉદ્ધવજીએ ગોપીજનોની શ્રેષ્ઠતા મુક્તકણ્ઠે સ્વીકારી છે. રાસલીલાની ઉત્તમતા અને ભગવાનની અલિપ્તતા વિષે પણ શ્રીમદ્ભાગવતમા અનેક સ્થળે ઉલ્લેખો જોવામાં આવે છે. દા. ત. એકાદશસ્કન્ધમા ઉદ્ધવજી રાસક્રીલાને ઉદ્દેશીને કહે છે કે 'હે કૃષ્ણ ! મનુષ્યોને પરમ મંગલરૂપ અને કર્ણને અમૃતતુલ્ય લાગતું આપનું ક્રીડાચરિત્ર સાંભળીને મનુષ્ય અન્ય વિષયોની સ્પૃહા ત્યજી દે છે.' ( ભાગ. ૧૧. ૬. ૪૪ ). દેવો જ્યારે એકાદશસ્કન્ધમાં ભગવાનની

સ્તુતિ કરે છે ત્યારે કહે છે કે 'સોળ હજાર સ્ત્રીઓ પણ આપને (ભગવાનને) ચલિત કરવાને સમર્થ નથી.' (ભાગ. ૧૧. ૬. ૧૮)

અહીં આપણે એકલા ભાગવતની દૃષ્ટિએ જ વિચાર કર્યો છે. ભાગવત સિવાયના બીજા ગ્રન્થોમાં દા. ત. હરિવંશ, વિષ્ણુપુરાણ વગેરેમાં પણ રાસલીલા, ગોપીજન અને ભગવાન શ્રીકૃષ્ણની પવિત્રતા વિષે અનેક વાક્યો જોવામાં આવે છે, પણ તે બધાંનો ઉલ્લેખ કરવાની અહીં જરૂર નથી. જેમ કોઈ મહાકવિના નાટકમાં એક જ પાત્ર વિષે ભિન્ન ભિન્ન પાત્રો જુદે જુદે સમયે પોતાના અભિપ્રાયો દર્શાવે છે અને આ અભિપ્રાયો ઉપરથી અને તે મૂળ પાત્રનાં વચનો અને ક્રિયા ઉપરથી વિદ્વાન વિવેચક તે પાત્રને માટે અમુક પ્રકારનો નિર્ણય કરી શકે છે તેમ ગોપીજનો વગેરેને માટે ભાગવતમાં જુદે જુદે સ્થળે દર્શાવેલા અભિપ્રાય ઉપરથી, ગોપીજનોનાં વચનો અને ક્રિયા ઉપરથી અને તેમને અંતે જે ફળ મળ્યું તે ઉપરથી તટસ્થ વિદ્વાન કહી શકશે કે ગોપીજનો અતિ પવિત્ર છે, આદર્શ ભક્ત છે, અને ભગવાનની રાસલીલાનું શ્રવણ પણ મોક્ષદાયક છે. જે તત્ત્વચિન્તકોએ રાસલીલાને એક વાસ્તવિક હકીકત માની છે તેમણે ઉપર જણાવ્યું તે પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણની, ગોપીજનોની અને રાસલીલાની શ્રેષ્ઠતા અને પવિત્રતા સ્વીકારેલી છે અને પોતાના ગ્રન્થોમાં અનેક હેતુઓ આપીને તર્કથી પણ સિદ્ધ કરેલી છે. શ્રીમદ્ભાગવતના અનેક ટીકાકારો થઈ ગયેલા છે, અને કેટલાક ટીકાકારો ભાગવતના અમુક અધ્યાયોને ક્ષેપક માને છે છતાં પણ રાસલીલાના પ્રકરણને ક્ષેપક માનતા નથી અને તેમણે તે અધ્યાયો ઉપર ટીકા લખેલી છે. આ ટીકાઓમાં તેઓ સ્પષ્ટ રીતે કહે છે કે ભગવાનની આ રાસલીલા નિષ્કામ છે, ગોપીજનો ઉત્તમ ભક્ત છે અને રાસલીલાના કથન અને શ્રવણથી અનેક મનુષ્યો પરમપદને પ્રાપ્ત થઈ ગયાં છે.

બોપદેવે ભાગવતનો સૂક્ષ્મ દૃષ્ટિથી અભ્યાસ કરીને ભાગવતના શ્લોકોને

જ વિષયવાર ગોઠવીને મુક્તાફલ નામનો ગ્રન્થ રચ્યો છે. તેના ઉપર દેવગિરિના યદુવંશના રામરાજના મંત્રી હેમાદ્રિએ કૈવલ્યદીપિકા નામની ટીકા લખી છે. તે ઉપરાંત બોપદેવે હરિલીલા નામના ગ્રન્થમાં ભાગવતનો સ્કન્ધ, પ્રકરણ અને અધ્યાય પ્રમાણે સાર આપ્યો છે અને અદ્વૈતસિદ્ધિકાર મધુસૂદન સરસ્વતીએ તેના ઉપર ટીકા લખી છે. આ બન્ને ય ગ્રન્થોમાં ભગવાન શ્રીકૃષ્ણ, ગોપીજન અને રાસલીલા એ વિષયોની સંક્ષેપમાં ચર્ચા કરેલી છે. મુક્તાફલમાં ભાગવતના શ્લોકો આપીને જ બોપદેવે ભગવાનના સ્વરૂપને સારી રીતે સમજાવ્યું છે. ભક્તિના વિહિતા અને અવિહિતા એ બે પ્રકારો દર્શાવીને બોપદેવે તેના અવાન્તર પ્રકારો પણ દર્શાવ્યા છે. તદનુસાર અવિહિતા ભક્તિના ચાર પ્રકારો છેઃ (૧) કામજા, (૨) દ્વેષજા, (૩) ભયજા, અને (૪) સ્નેહજા. મુક્તાફલના અગિયારમા અધ્યાયમાં બોપદેવ વિષ્ણુભક્તનાં લક્ષણ વગેરે આપે છે અને તેને અંગે તે કહે છે કે હાસ્ય, શૃંગાર, કરુણ, રૌદ્ર, ભયાનક, બીભત્સ, શાન્ત, અદ્ભુત અને વીર એ **નવ રસ દ્વારા ભક્તિરસનો જ નવ પ્રકારે અનુભવ થાય છે.** આગળ ચાલતાં બોપદેવ શૃંગાર રસના બે પ્રકારો આપે છે :—સંભોગ અને વિપ્રલંભ; અને તેના ઉદાહરણ તરીકે ભાગવતના જ શ્લોકો આપવામાં આવ્યા છે. વેણુગીત, ગોપીગીત, યુગલગીત અને ભ્રમરગીતના શ્લોકો આપીને બોપદેવ ગોપીજનોનું શુદ્ધ સ્વરૂપ સમજાવે છે અને ભક્તિરસનો અનુભવ કેવો થઈ શકે છે એ સ્પષ્ટ રીતે દર્શાવે છે. અર્થાત્ ભાગવતમાં જે શૃંગાર રસ જોવામાં આવે છે તેનું તાત્પર્ય ભક્તિમાં છે એમ બોપદેવનો અભિપ્રાય છે.

ભાગવતના પ્રાચીન ટીકાકાર શ્રીધરસ્વામી રાસપંચાધ્યાયીની ટીકાના આરંભમાં મંગલશ્લોકમાં કહે છે કે **ब्रह्मादिजयसंरूढदर्पकन्दर्पदर्पहा। जयति श्रीपतिर्गोपीरासमण्डलमण्डनः॥** અર્થાત્ લક્ષ્મીજીના

પતિ, ગોપીજનોના રાસમંડલના ભૂષણરૂપ અને બ્રહ્મા વગેરેનો જય કરીને મત્ત થયેલા કામદેવના મદનો નાશ કરનાર ભગવાન કૃષ્ણ જય પામે છે. કામદેવે બ્રહ્મા વગેરેનો પણ પરાજય કર્યો છે એ વાત પુરાણોમાં પ્રસિદ્ધ છે, અને તેનો ઉલ્લેખ નીચેના શ્લોકમાં પણ કરવામાં આવેલો છે :

> अहल्यायै जारः सुरपतिभूदात्मतनयां
> प्रजानाथोऽयासीदभजत गुरोरिन्दुरबलाम् ।
> इति प्रायः को वा न पदमपथेऽकार्यत मया
> श्रमो मद्बाणानां क इह भुवनोन्माथविधिषु ॥

શ્રીધરસ્વામી કહે છે કે ભગવાન કૃષ્ણ કામદેવને વશ ન થતાં તેનો પરાજય કરી તેના મદનો પણ નાશ કરનાર છે; ભગવાનની રાસક્રીડા કામદેવના ઉપર ભગવાનનો વિજય દર્શાવનારી છે; લીલામાં આવતી શૃંગાર રસની કથાનું તાત્પર્ય વિશેષે કરીને નિવૃત્તિમાં જ છે; કામવિજયરૂપ રાસક્રીડાના શ્રવણનું ફલ પણ કામવિજય છે; શૃંગારરસમાં આસક્ત થયેલા અતિ બહિર્મુખ મનુષ્યોને પણ ભગવન્મય બનાવવાને માટે ભગવાને શૃંગારરસવાળી લીલા કરી છે. બીજા કેટલાક ટીકાકારો શ્રીધરસ્વામીનો અભિપ્રાય સ્વીકારે છે. સનાતન ગોસ્વામીનો અભિપ્રાય એવો છે કે ભગવાનના અવતારનું મુખ્ય પ્રયોજન વ્રજસુંદરીઓનો મનોરથ પરિપૂર્ણ કરીને પ્રેમરસનો વિસ્તાર કરવાનો છે. શ્રીવલ્લભાચાર્યના દૃષ્ટિબિન્દુનો વિચાર પહેલાં કરવામાં આવેલો જ છે. વિજયધ્વજ કહે છે કે નિર્દોષ ભક્તિથી ઉત્પન્ન થતું બ્રહ્મજ્ઞાન જ મુક્તિનું સાધન છે એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે, અને આ જ સિદ્ધાન્તનું સમર્થન કરવાને માટે રાસપંચાધ્યાયીની કથા છે. વિશ્વનાથ ચક્રવર્તી કહે છે કે ભગવાને આઠમે વર્ષે રાસક્રીડા કરી અને આ રાસથી ગોપીજનોને એટલું બધું સૌભાગ્ય મળ્યું કે તેઓ સર્વશિરોમણિ

લક્ષ્મીજીના કરતાં પણ ચઢી ગયાં. ધનપતિસૂરિ કહે છે કે ભગવાને નવમે વર્ષે રાસલીલા કરી અને અસંખ્ય ગોપીજનોરૂપી સેનાવાળા કામદેવની સાથેના યુદ્ધમાં વિજય મેળવ્યો; આ રસવર્ણન સર્વ ભાગવતનો સાર છે અને પરમહંસશિરોમણિ શુકદેવજીએ રાસનું પરમ પ્રેમથી વર્ણન કરેલું છે એટલે પરમહંસોએ પણ તેનું આદરથી શ્રવણ કરવું જોઈએ; શ્રીમદ્‌ભાગવત ભક્તિરસપ્રધાન અને શાન્તિરસપ્રધાન છે, અને તેમાં પ્રસંગે શૃંગારરસનો અનુવાદ કરીને શુકદેવજીએ નિવૃત્તિમાર્ગનો પોતાનો સિદ્ધાન્ત ગૂઢ રીતે દર્શાવ્યો છે.

આ પ્રમાણે ભાગવતના જુદા જુદા ટીકાકારો રાસલીલાને અતિ પવિત્ર અને મનુષ્યોને પાવન કરનારી માને છે. રાસલીલા વિષે પરીક્ષિતને જે શંકા થઈ હતી તેનું સમાધાન શુકદેવજી પોતે જ ભાગવતમાં બે દૃષ્ટિથી કરે છે: એક તો વાસ્તવિક હકીકત સ્વીકારીને લોકદૃષ્ટિથી, અને બીજી તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી. મૂળ ભાગવતમાં જ આપેલી આ બે દૃષ્ટિઓને લીધે રાસલીલા વિષે બે અભિપ્રાયો સ્વાભાવિક રીતે જોવામાં આવે છે. ભાગવતના લગભગ બધા ટીકાકારો માને છે તે પ્રમાણે વાસ્તવિક હકીકત સ્વીકારીને રાસલીલાની પવિત્રતા દર્શાવવામાં આવે છે, અને કોઈ કોઈ ટીકાકાર અને અર્વાચીન તત્ત્વચિન્તકો માને છે તે પ્રમાણે રાસલીલાને રૂપક તરીકે સ્વીકારીને તેનું રહસ્ય સમજાવવામાં આવે છે. દા. ત. ગોપી એ પ્રકૃતિ છે, અન્તઃકરણની વૃત્તિ છે ઇત્યાદિ.

અત્યાર સુધી રાસલીલાને વાસ્તવિક બનાવ માનીને આપણે વિચાર કર્યો. પણ રૂપકની દૃષ્ટિએ જ્યારે આપણે વિચાર કરીએ છીએ—અને શ્રીમહાપ્રભુજી સ્તપકની કલ્પના પણ પોતાના ગ્રન્થોમાં સ્પષ્ટ રીતે સ્વીકારે છે—ત્યારે આપણને જણાય છે કે શ્રુતિ અને સ્મૃતિ એ બન્ને શબ્દપ્રમાણનાં અંગો ભગવાનનું જ પ્રતિપાદન, એક

પ્રકારે કે બીજે પ્રકારે, કરે છે. શ્રુતિરૂપા અને ઋષિરૂપા ગોપીજનો ભગવાનની કૃપાથી જ્યારે ભજનાનન્દનો અનુભવ કરે છે ત્યારે રૂપક-દષ્ટિએ આપણને સ્પષ્ટ સમજાય છે કે શ્રુતિઓ અને તેને અનુસરનારી સ્મૃતિઓ પણ ભગવાનનું જ વર્ણન કરીને કૃતાર્થ થાય છે. શ્રુતિ પોતે પણ કહે છે કે **सर्वे वेदा यत्पदमामनन्ति,** અને ગીતા પણ કહે છે કે **वेदैश्च सर्वैरहमेव वेद्यः.** આવાં અનેક વાક્યો આપણને શ્રુતિ અને સ્મૃતિ સાહિત્યમાંથી મળી આવે છે, અને તે ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે શ્રુતિ અને સ્મૃતિનો પ્રતિપાદ્ય વિષય ભગવાન છે. બ્રહ્મસૂત્રકાર પણ આ જ પ્રકારે બધી શ્રુતિઓ અને સ્મૃતિઓનો સમન્વય કરે છે; અને બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય રચનારા આચાર્યો પણ આ જ વાતનું સમર્થન કરે છે. શ્રુતિઓને જ્યારે અન્યપૂર્વા અને અનન્યપૂર્વા તરીકે વર્ણવવામાં આવે છે ત્યારે તેનો ભાવ પણ આ દષ્ટિએ વિચારવા જેવો છે. જે શ્રુતિઓ સાક્ષાત્ પરબ્રહ્મનું વર્ણન કરે છે તે અનન્યપૂર્વા કહેવાય છે અને જે આપાતતઃ અન્ય દેવોનું અથવા સાધનોનું વર્ણન કરીને અંતમાં પૂર્ણબ્રહ્મનું નિરૂપણ કરે છે તે અન્યપૂર્વા કહેવાય છે. પતંજલિ મહર્ષિ યોગસૂત્રમાં કહે છે કે **तस्य वाचकः प्रणवः,** અને સમસ્ત વાઙ્મય પ્રણવનું જ કાર્ય હોવાથી સર્વ શબ્દપ્રમાણ પરબ્રહ્મનું જ પ્રતિપાદન કરે છે એવો સિદ્ધાન્ત ફલિત થાય છે. આ જ દષ્ટિએ શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે સર્વ શબ્દોનો મુખ્ય અર્થ ભગવાન છે. તેથી બધી શ્રુતિઓ અને સ્મૃતિઓ હમ્મેશાં ભગવાનનું વર્ણન કર્યા કરે છે અને ભગવાન અને શ્રુતિસ્મૃતિ એ બે વચ્ચે નિત્ય વાચ્યવાચક સંબંધ જોવામાં આવે છે. ભગવાનની રાસલીલાનું આ જ તાત્પર્ય છે. ગોપીજનો એ શ્રુતિ અને સ્મૃતિ છે અને તે સર્વદા ભગવાનનો બોધ કરતી હોવાથી રાસલીલા નિત્ય બને છે. કૃષ્ણોપનિષદ, સામરહસ્યોપનિષદ વગેરે ઉપનિષદોમાં ગોપીઓને ઋચાઓ તરીકે જ ઓળખાવવામાં આવી છે.

બીજા કેટલાક ચિન્તકો કહે છે કે જીવાત્મા અને પરમાત્માનો સંબંધ દર્શાવવાને માટે ભાગવતમાં રાસલીલાનું વર્ણન છે. જીવ પરમાત્માને કેવી રીતે, ક્યા ભાવથી પ્રાપ્ત કરી શકે છે અને મોક્ષસુખ કેવી રીતે ભોગવી શકે છે એ જણાવવાને માટે ભગવાન, ગોપીજન અને રાસલીલાની કલ્પના કરવામાં આવેલી છે. રાસલીલા એ બ્રહ્માનુભવનું રહસ્ય સમજાવે છે. ગોપીઓ અન્તઃકરણની વૃત્તિઓ છે, ગોપો તે વૃત્તિઓના અભિમાની જીવો છે; અન્તઃકરણની વૃત્તિઓ અસંખ્ય હોવાથી ગોપીઓની સોળ હજાર જેટલી મોટી સંખ્યા આપવામાં આવેલી છે. અન્તઃકરણની વૃત્તિઓ બહિર્મુખ ન થતાં અન્તર્મુખ, ભગવન્મુખ, થતાં જીવ નિત્ય મોક્ષસુખ ભોગવી શકે છે. આ પ્રમાણે રાસલીલાનું તાત્પર્ય અધ્યાત્મપ્રક્રિયામાં છે. કેટલાક ગોપીઓને બ્રહ્મની શક્તિ માને છે અને જેમ શક્તિઓ શક્તિમાન પદાર્થની સાથે નિત્ય જોડાયેલી હોય છે તેમ ગોપીરૂપી ભગવાનની શક્તિઓ ભગવાનની સાથે હમ્મેશાં જોડાયેલી જ રહે છે અને આ જ અનુભવનું સમર્થન રાસલીલામાં કરવામાં આવેલું છે. બીજા કેટલાક વિચારકો કહે છે કે જીવાત્મા પરમાત્માનો અનુભવ અનેક પ્રકારે કરી શકે છે. રાસલીલા એમ દર્શાવે છે કે જીવાત્મા પરમાત્માના વિષે અતિ ગાઢ પ્રેમ રાખીને તેનો આનન્દ મેળવે છે. જેમ સૂફી ધર્મમાં જીવ પોતાની જાતને આશક માને છે અને પરમેશ્વરને માશૂક માને છે અને તે પ્રકારે પરમાત્માનો દિવ્ય આનન્દ ભોગવે છે તેમ રાસલીલાના પ્રકરણમાં પણ જીવ પોતાની જાતને સ્ત્રી માને છે અને ભગવાનને પતિ માને છે અને તે રીતે ભગવાનનો અલૌકિક આનન્દ ભોગવે છે. પરમાત્માને મેળવવાના ઘણા અગમ્ય માર્ગો છે અને તેમાંનો એક માર્ગ રાસલીલાએ દર્શાવ્યો છે. પરમાત્માને માટે જે નિઃસીમ પ્રેમ હોય છે તેને રાધા તરીકે સ્વીકારવામાં આવી છે.

કેટલાક અર્વાચીન વિચારકો કહે છે કે શ્રીમદ્દભાગવતના કૃષ્ણ એ વૈદિક વિષ્ણુદેવતાનું વિકસિત સ્વરૂપ છે. ઋગ્વેદમાં વિષ્ણુ દેવતાનું જે વર્ણન છે તે બધું વર્ણન કૃષ્ણના વિષે પણ જોવામાં આવે છે; એટલે સ્વરૂપ અને ભાવનાની દૃષ્ટિએ સ્પષ્ટ જણાય છે કે વૈદિક વિષ્ણુ એ કૃષ્ણની મૂલ પીઠિકા છે. કૃષ્ણ એ વિષ્ણુનો – સૂર્યનો – પૂર્ણાવતાર ગણાય છે. તે **नीलवपु** છે કારણ કે નીલ આકાશ એ સૂર્યનું શરીર છે. તે **चतुर्भुज** છે, કારણ કે ચાર દિશાઓ એ સૂર્યના ચાર બાહુઓ છે. તે **पीतांबर** છે, કારણ કે સૂર્યનાં સુવર્ણના જેવાં કિરણો વસ્ત્રની ગરજ સારે છે. ઋગ્વેદમાં વિષ્ણુ અને ઇન્દ્ર એ બે મિત્રો છે ( **इन्द्रस्य युज्यः सखा** ઋગ્વેદ ૧. ૨૨. ૧૯ ) અને તે બન્ને કાળક્રમે કૃષ્ણ અને અર્જુન રૂપે પ્રકટ થાય છે. મહાભારત પ્રમાણે અર્જુન ઇન્દ્રનો જ પુત્ર છે એ વાત આ મન્તવ્યને સમર્થન આપે છે. ઉપનિષદોમાં વિષ્ણુ અને ઇન્દ્ર પરમાત્મા અને જીવાત્મા તરીકે જોવામાં આવે છે ( મુણ્ડક ૩. ૧. ૧; શ્વેતાશ્વતર ૪. ૬; ઋગ્વેદ ૧. ૧૬૪. ૨૦ ). આગળ ચાલતાં વિષ્ણુ અને ઇન્દ્ર નારાયણ અને નર તરીકે દેખા દે છે. નર એ જીવાત્મા છે અને નારાયણ એ જીવાત્માનું અંતિમ સ્થાન છે. ભારતવર્ષના કલ્યાણ માટે નર અને નારાયણ એ બન્ને હિમાલય ઉપર તપશ્ચર્યા કરે છે. મહાભારતમાં કૃષ્ણ અને અર્જુન એ બન્ને મિત્રો છે. મહાભારત યુદ્ધમાં કૃષ્ણ અર્જુનના સારથિ છે. કૃષ્ણ યુદ્ધમાં ભાગ લેતા નથી અને તે રીતે પોતાનો પરમાત્મા તરીકેનો અસંગ સ્વભાવ દર્શાવે છે. કઠોપનિષદ ( ૩. ૩. ૪ ) આત્માને રથમાં બેસનાર તરીકે ઓળખાવે છે. અર્થાત્ અર્જુન એ જીવાત્મા છે અને કૃષ્ણ એ પરમાત્મા તરીકે જીવાત્માને દોરનાર છે. આગળ ચાલતાં કૃષ્ણ ગોપાલકૃષ્ણ તરીકે જોવામાં આવે છે. ગોપાલકૃષ્ણની ભાવના પણ ઋગ્વેદમાંથી જ આવેલી છે. વિષ્ણુને ઉદ્દેશીને ઋગ્વેદ કહે છે કે

**त्रीणि पदा विचक्रमे विष्णुर्गोपा अदाभ्यः।**
**अतो धर्माणि धारयन् ॥ १.२२.१८**
**विष्णोः कर्माणि पश्यत यतो व्रतानि पस्पशे।**
**इन्द्रस्य युज्यः सखा ॥ १.२२.१९**

વળી સૂર્યના બીજા સ્વરૂપ આદિત્યને પણ કેટલેક સ્થળે **गोपाः** કહેવામાં આવ્યું છે. વેદમાં સૂર્યનું એક બીજું સ્વરૂપ પૂષન્ છે અને તે ખોવાઈ ગયેલાં પશુઓને શોધી કાઢે છે અને આ રીતે ગોપાલનું કાર્ય કરે છે. **यत्र भूरिशृंगा अयासः** (ઋગ્વેદ ૧.૧૫૪.૬) જેવા મંત્રો ગોકુલની ભાવનાનું સમર્થન કરે છે. સૂર્ય અખિલ ચરાચર વિશ્વનો આત્મા છે ( **सूर्य आत्मा जगतस्तस्थुषश्च** ઋગવેદ ૧. ૧૧૫. ૧. ) અને તેથી તે વિશ્વનું મધ્ય બિન્દુ બને છે અને વિશ્વ તેની આજુબાજુ ફરે છે. આ ભાવનાને શ્રીકૃષ્ણની રાસલીલાનું સ્વરૂપ આપવામાં આવેલું છે. રાસલીલા મનુષ્યનો અને વિશ્વનો પરમાત્માની સાથેનો સંબંધ દર્શાવે છે, અને આ સંબંધ દર્શાવવાને માટે રાસલીલા કરતાં બીજો ઉત્તમ પ્રકાર સંભવિત નથી. આ પ્રકારે રાસલીલાની ભાવના ભવ્ય અને સુંદર છે. બીજી દૃષ્ટિએ પણ કહી શકાય કે વૈદિક વિષ્ણુ એ સૂર્ય છે, તેથી કૃષ્ણ પણ સૂર્ય છે અને ગોપીઓ એ સૂર્યનાં કિરણો છે. સૂર્યનાં કિરણો સૂર્યમાં રહેલાં છે, સૂર્યમાંથી બહાર નીકળે છે અને પછીથી સૂર્યમાં પ્રવેશ કરે છે; સૂર્ય ગોળ છે અને નિત્ય ફર્યા કરે છે. આ જ સાદી વાત રાસલીલામાં કહેવામાં આવેલી છે.

તત્ત્વચિન્તકો અનેક દૃષ્ટિએ રાસલીલાનો વિચાર કરી શકે છે; અને ઉપર દર્શાવેલા અભિપ્રાયો ઉપરાંત બીજા અભિપ્રાયો આપી શકાય એમ છે. રાસલીલાને વાસ્તવિક બનાવ માનો કે રૂપક માનો; જે માનવું હોય

તે માનો; પણ એટલી વાત તો સાચી કે તેમાં કોઈ જાતનો દોષ રહેલો નથી, તે અતિ પવિત્ર છે, જગતને પાવન કરી મોક્ષ આપનારી છે. તે અતિ ઉચ્ચ છે, તે એટલે સુધી કે તેનું રહસ્ય સમજવાને માટે આપણે પણ ઉચ્ચ ભૂમિકાએ જવાની જરૂર છે. રાસલીલા વિષે વિવેકાનન્દનેપણ શંકા થયેલી, અને સ્વામી રામકૃષ્ણ પરમહંસે તેનું સંતોષકારક સમાધાન આપતાં જણાવેલું કે રાસલીલા એટલી બધી દિવ્ય છે કે તે યથાર્થ રીતે સમજવાને માટે દિવ્યદષ્ટિની આવશ્યકતા છે. ભારતવર્ષના ધર્મ અને તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં આપણે જોઈએ છીએ કે અનેક સ્ત્રીપુરષો ભગવાનની રાસલીલાના કથન અને શ્રવણથી મુક્ત થઈ ગયાં છે. આ વાત સત્ય છે, કલ્પિત નથી. જેનું ફલ જ પરમ પદની પ્રાપ્તિ છે તેમાં દોષ શી રીતે સંભવે ? વર્તમાન યુગમાં પણ કેટલીક વ્યક્તિઓ રાસલીલાનું અહર્નિશ ચિન્તન કરીને દિવ્ય આનન્દ ભોગવે છે. ભવિષ્યમાં પણ તે જ પ્રકારે દિવ્ય આનંદ ભોગવનારો વર્ગ હશે; અને આ પ્રમાણે રાસલીલા સર્વદા જગતનો ઉદ્ધાર કરનારી બની રહેશે.

ઁ

# શ્રી વલ્લભાચાર્યના ષોડશગ્રન્થનું તાત્પર્ય

શુદ્ધાદ્વૈત વેદાન્તમાં ચાર પ્રમાણો સ્વીકારવામાં આવ્યાં છેઃ (૧) વેદ, (૨) ગીતા, (૩) બ્રહ્મસૂત્ર અને (૪) ભાગવત. આ ચાર પ્રસ્થાનોને આધારે શ્રીમહાપ્રભુજીએ પોતાના તત્ત્વજ્ઞાનની ઇમારત ચણી છે. ચાર પ્રસ્થાનોમાં બે વિભાગ થઈ શકે છેઃ એક વેદ અને બ્રહ્મસૂત્ર, અને બીજો ગીતા અને ભાગવત. બ્રહ્મસૂત્ર એ વેદનું—ઉપનિષદોનું—એક પ્રકારે વ્યાખ્યાન કરનારો ગ્રન્થ છે, અને તેથી તે બેને એકસાથે ગોઠવી શકાય છે. ભાગવત એ તો ગીતાનું સવિસ્તર ભાષ્ય છે, અને તેથી તે બેનો સબન્ધ બહુ જ ગાઢ છે. ઉપનિષદોનું રહસ્ય સમજવા માટે બ્રહ્મસૂત્ર, અને ગીતાનું રહસ્ય સમજવા માટે ભાગવત કેટલાં મહત્ત્વનાં છે એ આ ઉપરથી સહજ સમજી શકાય છે. આથી બ્રહ્મસૂત્ર અને ભાગવતનું યથાર્થ તાત્પર્ય સમજવાની આવશ્યકતા રહે છે; અને તે જ કારણથી અનેક આચાર્યોએ આ બન્ને પ્રસ્થાનો ઉપર ભાષ્ય રચીને પોતાની વિચારસરણી જગત આગળ મૂકી છે.

શ્રીમહાપ્રભુજીના પહેલાં બ્રહ્મસૂત્ર અને ભાગવત ઉપર અનેક ટીકાઓ રચાયેલી હતી. આ બધા પુરોગામી વિચારકોમાં શંકરાચાર્ય મહત્ત્વનું

સ્થાન ભોગવે છે. તેમનું તત્ત્વજ્ઞાન તર્કપ્રધાન છે. તેમણે તે તર્કપ્રધાન વિચારસરણીને શ્રુતિ અને સ્મૃતિનાં વાકયોથી સમર્થન કરવા પ્રયત્ન કરેલો છે. આ સમર્થન કરવાની ક્રિયામાં શ્રુતિ, ગીતા અને બ્રહ્મસૂત્ર જેવાં પ્રસ્થાનોના વ્યાખ્યાનમાં ખેંચતાણ કરવાની ફરજ પડી છે. તેને પરિણામે શંકરાચાર્યને હાથે પ્રસ્થાનોને પૂર્ણ ન્યાય મળી શક્યો નથી. રામાનુજાચાર્ય વગેરે આચાર્યોના વિચારો જો કે શંકરાચાર્યના વિચારો જેવા તર્કપ્રધાન નથી અને તેટલે અંશે તેમાં શ્રુતિ વિરુદ્ધ અંશ ઓછો છે. છતાં પણ પ્રસ્થાનોની વ્યાખ્યાનપદ્ધતિમાં જે સ્વાભાવિકતા જોઈએ તે જોવામાં આવતી નથી. એટલે આ વિષયમાં યોગ્ય પ્રકાશ નાખવાની આવશ્યકતા હતી.

શ્રીમહાપ્રભુજીના ગ્રન્થો ઉપરથી જણાય છે કે શંકરાચાર્યે કરેલા બ્રહ્મસૂત્રવ્યાખ્યાનથી વ્યાસ ભગવાનને પણ ઘણો કલહ થયો અને તેમણે શાપ આપ્યો. શંકરાચાર્યના વ્યાખ્યાનનું ખણ્ડન કરવાને માટે અગ્નિસ્વરૂપ શ્રીવલ્લભાચાર્યજીએ બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય રચ્યું અને સર્વ મોહનું નિરાકરણ કર્યું. ( અણુભાષ્ય ૨-૧;૧૪; ૨-૨-૨૬ ). ભાગવતની બાબતમાં પણ એ જ પ્રમાણે હતું. તેથી ભગવાને પોતે વૈશ્વાનર વાક્પતિ શ્રીવલ્લભાચાર્યજીને ભાગવતના અર્થનું વિવેચન કરવાની આજ્ઞા કરી; અને શ્રીમદાચાર્ય-ચરણે ઘણા વખતથી ભાગવતના સાત અર્થ—ત્રણ સુબોધિનીમાં અને ચાર અર્થ નિબન્ધમાં—દર્શાવી પ્રતિપાદન કર્યું કે ભાગવતનો અર્થ કેવલ ભગવાન છે. ( પ્રથમ સ્કન્ધ સુબોધિની અને નિબન્ધના આરંભમાં શ્લોકો ). આ પ્રમાણે અણુભાષ્ય, તત્ત્વદીપનિબન્ધ અને સુબોધિની એ શ્રીમહાપ્રભુજીના ત્રણ ગ્રન્થો અસ્તિત્વમાં આવ્યા. બ્રહ્મસૂત્ર-અણુભાષ્ય દ્વારા ઉપનિષદોનું રહસ્ય, અને નિબન્ધ અને સુબોધિની દ્વારા ગીતાનું રહસ્ય પણ સ્વાભાવિક રીતે સમજાવવામાં આવ્યું. વેદનો પૂર્વકાણ્ડ ભગવાનના યજ્ઞાત્મક—ક્રિયાત્મક સ્વરૂપનું

પ્રતિપાદન કરે છે એ દર્શાવવા શ્રીમદાચાર્યચરણે જૈમિનિ સૂત્રભાષ્ય પણ રચ્યુ અને સમગ્ર વેદનુ તાત્પર્ય ભગવાનમા છે એમ દર્શાવ્યુ આમ શુદ્ધાદ્વૈત વેદાન્તની રચના થઈ

જગતના બધા આચાર્યો પરમાત્માની વિભૂતિઓ હોય છે, અને તેમને પરમાત્માની આજ્ઞા પ્રમાણે વિશ્વમા કાર્ય કરવાનુ હોય છે ભગવાનની આજ્ઞાનુ પરિપાલન એ જ આચાર્યોના આવિર્ભાવનુ મુખ્ય પ્રયોજન છે શ્રીમહાપ્રભુજી પોતે અગ્નિનુ સ્વરૂપ છે એમ એમનુ પોતાનુ વચન છે ગોસ્વામી શ્રીવિઠ્ઠલનાથજીના અભિપ્રાયે તો શ્રીમહાપ્રભુજી ભગવાન કૃષ્ણનુ મુખારવિન્દ છે, એટલુ જ નહિ પણ ભગવાન કૃષ્ણ જ શ્રીવલ્લભાચાર્ય સ્વરૂપે પ્રકટ થયેલા છે અગ્નિનુ કાર્ય દહન કરવાનુ છે, શોધન કરવાનુ છે મલિન અને અશુદ્ધ તત્ત્વોનુ દહન કરીને સત્યને શુદ્ધ સ્વરૂપમા પ્રકટ કરવાનુ કાર્ય અગ્નિનુ છે, શ્રીમહાપ્રભુજીનુ છે સર્વ જીવોને ભગવાન પ્રતિ વાળવા, તેમની જોડે સબન્ધ કરાવવો અને શાસ્ત્રોનુ યથાર્થ વ્યાખ્યાન કરીને વિશ્વને કલ્યાણને માર્ગે લઈ જવુ એ પ્રમાણે ભગવાનની આજ્ઞાનુ પરિપાલન કરવુ એ જ શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્યનુ પ્રયોજન છે

શ્રીમહાપ્રભુજીએ પોતાના જીવનમા ભગવાનની આજ્ઞાનુ પરિપાલન કરવાને માટે ભારતવર્ષની ત્રણ વાર યાત્રા કરી અને અનેક શરણે આવેલા જીવોનો ઉદ્ધાર કર્યો ચોરાશી વૈષ્ણવોની વાર્તા આ વિષય ઉપર સારો પ્રકાશ પાડે છે શ્રીમદાચાર્યચરણે અસખ્ય જીવોને બ્રહ્મ-સબન્ધ આપી તેમની બહિર્મુખતા દૂર કરી અને ભગવાનની સમ્મુખ બના વ્યા ગરીબ અને શ્રીમત બાલક અને વૃદ્ધ, સ્ત્રી અને પુરુષ, બ્રાહ્મણ અને અબ્રાહ્મણ એ સર્વ વર્ગના જીવોનો શ્રીમહાપ્રભુજીએ અગીકાર કર્યો છે અને પોતાના માર્ગની વ્યાપકતા અને સરલતા જગતને દર્શાવી છે

સામાન્ય જનસમાજ શાસ્ત્રીય ગ્રન્થો સમજી શકતા નથી અને તેને પરિણામે અમૃતનું પાન કરી શકતા નથી. આ પરિસ્થિતિનો વિચાર કરીને શ્રીમહાપ્રભુજીએ ષોડશગ્રન્થો રચ્યા છે. આ ગ્રન્થો દ્વારા સાધારણ લોકો પણ શુદ્ધાદ્વૈત પુષ્ટિમાર્ગની સુધાનું પાન આનન્દથી કરે છે. આ રીતે પુષ્ટિમાર્ગ સર્વલોકભોગ્ય બને છે, વિશ્વધર્મ બને છે: અને વિશ્વ શ્રીમહાપ્રભુજીને જગદ્ગુરુ તરીકે અતિઆદરભાવે નમન કરે છે.

ષોડશગ્રન્થોમાં કેટલાક ગ્રન્થો પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તનું વર્ણન કરે છે, તો બીજા કેટલાક ગ્રન્થો અમુક વૈષ્ણવ સેવકોને ઉદ્દેશી રચાયેલા છે. દા. ત. 'નવરત્ન' ગ્રન્થ ગોવિન્દ દુવે સાચોરાને ઉદ્દેશીને રચાયેલો છે, અને 'સંન્યાસનિર્ણય' ગ્રન્થ નરહરિ સંન્યાસીને ઉપદેશ આપવા માટે રચાયેલો છે. કેટલાક ગ્રન્થો શ્રીમહાપ્રભુજીએ પોતાને ઉદ્દેશીને જ રચેલા છે; અને 'યમુનાષ્ટક' જેવા ગ્રન્થમાં પૃથ્વી છન્દમાં બહુ જ મનોહર રીતે શ્રીયમુનાજીની સ્તુતિ કરવામાં આવેલી છે. આ પ્રમાણે ષોડશગ્રન્થો પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તો સમજવા માટે બહુ ઉપયોગી છે. ષોડશગ્રન્થો ઉપર જે અનેક ટીકાઓ રચવામાં આવેલી છે તે પણ આ ગ્રંથોનું મહત્ત્વ દર્શાવે છે. ષોડશ ગ્રન્થો એ તો પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તોની લોકોપયોગી આવૃત્તિ છે.

ષોડશગ્રન્થો કયા ક્રમમાં રચાયા એ વિષે સમ્પ્રદાયમાં વિચાર કરવામાં આવેલો છે. શ્રીહરિરાયજી, શ્રીપુરુષોત્તમજી અને પ્રથમ ગૃહના શ્રીદ્વારકેશજી ( પ્રાકટ્ય સં. ૧૮૫૨ ) એ ત્રણે વિદ્વાનોએ આ વિષય ઉપર પ્રકાશ નાખ્યો છે. શ્રીદ્વારકેશજીએ શ્રીયમુનાષ્ટક ઉપરની શ્રીવિઠ્ઠલનાથજીની વિવૃતિ ઉપર ટિપ્પણ લખેલું છે, અને તેમાં ષોડશગ્રન્થોનો ક્રમ આપેલો છે. આ ક્રમ શ્રીપુરુષોત્તમજીના ક્રમને અનુસરે છે. એટલે વાસ્તવિક રીતે બે પ્રકારના જ ક્રમો છે: એક શ્રીહરિરાયજીનો અને બીજો શ્રીપુરુષોત્તમજીનો.

શ્રીહરિરાયજી ષોડશગ્રન્થોનો ક્રમ આ પ્રમાણે આપે છે પ્રથમ **યમુનાષ્ટકનુ** રહસ્ય સમજવાથી સ્વરૂપયોગ્યતા પ્રાપ્ત થાય છે. પછી (૨) બાલબોધ ગ્રન્થથી સ્વકીયતા સિદ્ધ થાય છે, પછી (૩) **સિદ્ધાન્તમુક્તાવલી**મા શુદ્ધાદ્વૈતપુષ્ટિમાર્ગનો ઉપદેશ કરવામા આવ્યો છે પછી (૪) આ માર્ગમા કેટલા પ્રકારના જીવો છે એ જણાવવાને માટે **પુષ્ટિપ્રવાહ મર્યાદા ગ્રંથ** રચવામા આવેલો છે (૫) ત્રણ પ્રકારના જીવોનુ સ્વરૂપ જાણ્યા પછી જીવે શુ કરવુ એ જણાવવાને માટે સાક્ષાત્ ભગવાને ઉપદેશેલો **સિદ્ધાંતરહસ્ય** નામનો ગ્રન્થ છે. (૬) બ્રહ્મસબન્ધ થયા પછી જીવને ભગવાને મારો અગીકાર કર્યો છે કે નહી એવી ચિન્તા થાય છે તે ચિન્તા દૂર કરવાને માટે **નવરત્ન** ગ્રન્થની યોજના કરવામા આવેલી છે (૭ પછીથી અન્તર-ઉપદેશ આપવાને માટે **અન્તઃકરણપ્રબોધ** ગ્રન્થ છે. (૮) આ જ ઉપદેશના અગ તરીકે વિવેક, ધૈર્ય અને આશ્રયનો ઉપદેશ આપવાને માટે **વિવેકધૈર્યાશ્રય** છે (૯. વિવેક, ધૈર્ય અને આશ્રય એ ત્રણ ન હોય તો ભગવાન કૃષ્ણનુ જ શરણ કરવુ એ દર્શાવવા માટે **કૃષ્ણાશ્રયની** રચના થયેલી છે. (૧૦) ભગવાન કૃષ્ણનું શરણ એ ધર્મ વિના બીજા ધર્મો નથી જ એ સિદ્ધાન્ત **ચતુઃશ્લોકીમાં** નિરૂપણ કરવામા આવેલો છે. (૧૧) આ પ્રમાણે ભક્તિનો ઉપદેશ કર્યા હવે તે ભક્તિ કેવી રીતે વધે એને માટે **ભક્તિવર્ધિની** ગ્રન્થ રચેલો છે (૧૨) ભક્તિની વૃદ્ધિને માટે ભગવચ્છાસ્ત્રના ગૂઢ તત્ત્વનું નિરૂપણ કર્યા પછી ભગવચ્છાસ્ત્રનો ઉપદેશ કરનાર અને તેનુ શ્રવણ કરનાર એ વિષય વિચારવાનો હોય છે. જગતમા અનેક પ્રકારના ઉપદેષ્ટાઓ—વક્તાઓ—અને શ્રોતાઓ હોય છે. આ વિવિધ ઉપદેશકોની પરીક્ષા કરવાને માટે તેમના સર્વ પ્રકારોનું વર્ણન આવશ્યક છે, અને તે વર્ણન **જલભેદ**મા આપેલું છે. (૧૩) **પચપદ્યમા** ભક્તજનોના — સેવકોના — પ્રકારો આપવામા આવેલા છે (૧૪) જ્યારે ભગવાન કૃષ્ણમાં ભક્તને વ્યસન

થાય છે ત્યારે તેના જીવનની કૃતાર્થતા થાય છે અને ગૃહમાં અરુચિ ઉત્પન્ન થાય છે. કૃષ્ણમાં લગની લાગવાથી તે ભક્ત ઘરનો ત્યાગ કરે છે. આ ત્યાગ ક્યારે કરવો અને કોણે કરવો એ વિચાર **સંન્યાસનિર્ણય**માં કરવામાં આવેલો છે. (૧૫) ત્યાગના સાધનનો ઉપદેશ **નિરોધલક્ષણ**માં છે. (૧૬) આ બધા ઉપદેશ પ્રમાણે જીવન ગાળનાર પરમભાગ્યવાન ભક્તને જે ફલ મળે છે તેનું વર્ણન **સેવાફલ** ગ્રન્થમાં કરવામાં આવેલું છે.

અણુભાષ્યપ્રકાશકાર શ્રી પુરુષોત્તમજી ષોડશગ્રન્થોનો પરસ્પર સંબન્ધ આ પ્રમાણે દર્શાવે છે. શાસ્ત્રનું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી મન, વાણી અને દેહ એ ત્રણ વડે ભગવાન કૃષ્ણની સેવા કરવી એ પ્રકારનો સિદ્ધાન્ત શ્રીજગન્નાથજીએ એક શ્લોકમાં ઉપદેશ્યો. આ શ્લોક નીચે પ્રમાણે છેઃ—

एकं शास्त्रं देवकीपुत्रगीतमेको देवो देवकीपुत्र एव ।
मन्त्रोऽप्येकस्तस्य नामानि यानि कर्माप्येकं तस्य देवस्य सेवा ॥

( તત્ત્વદીપનિબંધ, શાસ્ત્રાર્થ પ્રકરણ, શ્લોક ૪ )

આ સિદ્ધાન્તના પ્રતિપાદન માટે (૧) પ્રથમ **યમુનાષ્ટક**માં જણાવવામાં આવ્યું કે યમુનાષ્ટકસ્તોત્રના પાઠથી જીવનાં પાપો નાશ થાય છે અને ભગવાન મુકુન્દમાં તેની રતિ થાય છે. (૨) **બાલબોધ**માં સર્વ શાસ્ત્રોના અર્થનો સંક્ષેપમાં નિર્ણય કરવામાં આવ્યો છે. (૩) **સિદ્ધાન્તમુક્તાવલી**માં એમ કહેવામાં આવ્યું કે કૃષ્ણની સેવા એ જ સિદ્ધાન્ત સત્ય છે. (૪) સેવા બે પ્રકારની હોય છેઃ બાહ્ય અને અભ્યન્તર. બાહ્ય સેવામાં બાહ્ય પદાર્થોની શુદ્ધિની આવશ્યક્તા છે. તે શુદ્ધિ સિદ્ધ કરવાને માટે **સિદ્ધાન્તરહસ્ય** ગ્રન્થ રચવામાં આવ્યો છે. (૫) આન્તર સેવામાં ચિત્તની સ્વસ્થતાની અપેક્ષા રહે છે. ચિત્તસ્વાસ્થ્યને માટે

**નવરત્ન** અને **અંતઃકરણપ્રબોધ** એ બે ગ્રન્થોની યોજના કરવામાં આવે છે. (૭) બાહ્ય અને આન્તર એ બે પ્રકારની સેવાનું નિરૂપણ કરવાને માટે **વિવેકધૈર્યાશ્રય** ગ્રન્થ લખવામાં આવ્યો છે. (૮) આશ્રય સ્થિર કરવાને માટે **કૃષ્ણાશ્રય** ગ્રન્થ છે (૯) **ચતુઃશ્લોકી** ગ્રંથમાં સર્વ પુરુષાર્થનું સંક્ષેપમાં નિરૂપણ કરવામાં આવ્યું છે. (૧૦) **પુષ્ટિપ્રવાહ-મર્યાદા** ગ્રન્થમાં જીવના પુષ્ટિ, પ્રવાહ અને મર્યાદા એ ત્રણ પ્રકારો સમજાવવામા આવેલા છે. (૧૧) આ પ્રમાણે ઉપદેશ કરવામા આવે તો મનુષ્યના હૃદયમા ભક્તિ કેવી રીતે વધે એ **ભક્તિવર્ધિની** ગ્રન્થમાં દર્શાવવામાં આવ્યું છે. ભક્તિ વધારવાના સાધન તરીકે શ્રવણ વગેરેનું નિરૂપણ કરવામાં આવ્યું છે. શ્રવણને અંગે શ્રોતા અને વક્તાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. (૧૨) વક્તાઓના જુદા જુદા પ્રકારો **જલભેદ** ગ્રન્થમાં વર્ણવવામાં આવ્યા છે; જ્યારે (૧૩) શ્રોતાઓના – ભક્તોના – પ્રકારો અને તેમનાં લક્ષણો **પંચપદ્ય** અથવા **ભક્તલક્ષણ**માં આપવામાં આવેલાં છે. (૧૪) કૃષ્ણમાં વ્યસનવાળા ભક્તે ઘરનો ત્યાગ કરવો એમ ભક્તિવર્ધિનીમાં કહેવામાં આવ્યું છે. હવે એ ત્યાગ કેવા પ્રકારનો, ક્યારે કરવો વગેરે પ્રશ્નોનો વિચાર **સંન્યાસનિર્ણય**માં

અનેક જીવોનો ઉદ્ધાર કર્યો છે. અવતારદશામાં ભગવાન અને ભગવાનની વિભૂતિઓ પોતાના સ્વરૂપનાં દર્શન આપીને જીવોનો ઉદ્ધાર કરે છે પણ હંમેશને માટે જીવોનો ઉદ્ધાર થાય એ હેતુથી શ્રીમદાચાર્યચરણે આ નામાત્મક ગ્રન્થો રચ્યા છે. અન્તમાં શ્રીદ્વારિકેશજી કહે છે કે સર્વ દૈવી જીવોએ સર્વ પ્રયત્નથી ભગવાન વ્રજેશની સેવા કરવી અને શ્રીમદાચાર્યચરણના ગ્રન્થોનો પાઠ કરવો.

આ પ્રમાણે ષોડશગ્રન્થોની રચનામાં એક પ્રકારની તર્કબદ્ધ વિચાર-સરણી રહેલી છે. તે ઉપરથી શ્રીમહાપ્રભુજીના ચિન્તનનો પ્રકાર કેવો હશે તેનો ખ્યાલ આવી શકે છે. હવે આ ગ્રન્થોમાં રહેલા તત્ત્વજ્ઞાનનો સંક્ષેપમાં વિચાર કરીએ.

બ્રહ્મ, પરમાત્મા અને ભગવાન એ શબ્દો જે એક પરમ તત્ત્વ કૃષ્ણ છે તેને ઉદ્દેશીને વાપરવામાં આવે છે પરમાત્મા અને તેને અંગે ઉપસ્થિત થતા પ્રશ્નોનો વિચાર કેવલ શ્રુતિ અને તેને અનુકૂલ સ્મૃતિને આધારે કરવાનો હોય છે એમ ચારેય પ્રસ્થાનો આગ્રહપૂર્વક જણાવે છે. શ્રીમહાપ્રભુજીએ આ સિદ્ધાતનો સોએ સો ટકા સ્વીકાર કર્યો છે, અને તેથી તટસ્થ વિચારકોને પણ મુક્તકંઠે કહેવું પડે છે કે શ્રીમહાપ્રભુ-જીએ વેદનો અર્થ શુદ્ધ પ્રકારે કર્યો છે અને તેને પરિણામે તેઓ સાચેસાચા વૈદિક—વેદના સિદ્ધાન્તને અનુસરનારા—બન્યા છે

ભગવાન સચ્ચિદાનન્દ, રસમય, આનન્દમય, આનન્દવિગ્રહ, અને અનેક અલૌકિક ગુણોવાળા છે. જગતમાં જે પ્રાકૃત ગુણો જોવામાં આવે છે તે ભગવાનમાં નથી, અને આ દૃષ્ટિએ ભગવાનમાં અનેક વિરુદ્ધ ધર્મો રહેલા છે; અને તે ભગવાન પરમકાષ્ઠા-પન્ન પદાર્થ છે એમ દર્શાવવા પર્યાપ્ત છે અને આજના પાશ્ચાત્ય તત્ત્વચિન્તકો પણ કહે છે.

ભગવાન રસમય અને આનન્દમય હોવાથી તેમની સર્વ ક્રિયામાં રસ અને આનન્દનો અનુભવ થાય છે. લીલાને માટે ભગવાને આ જગતની રચના કરી છે. હું બહુ રૂપ ધારણ કરું અને પ્રકટ થાઉં એ પ્રમાણે ભગવાને ઇચ્છા કરી, અને આ જગત અસ્તિત્વમાં આવ્યું. જગતની ઉત્પત્તિના પ્રકારો અનેક છે. પરમાત્માએ પોતે જ પોતાનામાંથી જગત ઉત્પન્ન કર્યું છે. એટલે પરમાત્મા જગતનું નિમિત્ત કારણ અને ઉપાદાન કારણ બને છે. પરમાત્મા જગદ્રૂપે પરિણામ પામે છે છતાં તેમનામાં કોઈ પણ જાતનો વિકાર થતો નથી. આને અવિકૃત પરિણામવાદ કહેવામાં આવે છે. જગત એ પરમાત્માનો સત અંશ છે અને તેથી સત્ય છે, શંકરાચાર્યના મતમાં માનવામાં આવે છે તે પ્રમાણે જગત ભ્રાન્તિ અથવા મિથ્યા નથી. આ થઈ જડ પદાર્થની વાત.

પરમાત્માએ પોતાના ચિત અંશમાંથી અનેક જીવો પ્રકટ કર્યા છે. જેમ અગ્નિમાંથી વિસ્ફુલિંગ – તણખા – નીકળે છે, તેમ બ્રહ્મમાંથી જીવો નીકળે છે. તેથી જીવ એ બ્રહ્મનો અંશ છે. તે નિત્ય અને અણુ છે. તેનામાં પરમાત્માના સત અને ચિત એ બે ધર્મો પ્રકટ થયેલા છે, જ્યારે આનન્દ ધર્મ અપ્રકટ રહેલો છે. ઐશ્વર્ય, વીર્ય, શ્રી, યશ, જ્ઞાન અને વૈરાગ્ય એ છ ધર્મો તિરોહિત થઈ ગયા છે, અને તેથી જીવને બન્ધ અને વિપર્યય પ્રાપ્ત થાય છે. જીવ પોતાનું સ્વરૂપ ભૂલી જાય છે, અજ્ઞાનથી અહંતા અને મમતાવાળો સંસાર ઉત્પન્ન કરે છે અને તેમાં બદ્ધ થઈને પડે છે. સંસાર એ અવિદ્યાનું કાર્ય છે, તેથી તે મિથ્યા છે. એ પ્રકારનો સૂક્ષ્મ ભેદ શ્રીમહાપ્રભુજીએ બહુ સારી રીતે દર્શાવ્યો છે.

ભગવાને ફક્ત ઇચ્છાથી મન વડે પ્રવાહસૃષ્ટિ ઉત્પન્ન કરી છે, વેદરૂપી વચનથી મર્યાદાસૃષ્ટિ ઉત્પન્ન કરી છે અને પોતાના સ્વરૂપમાંથી જ પુષ્ટિસૃષ્ટિ ઉત્પન્ન કરી છે. પુષ્ટિસૃષ્ટિનું મુખ્ય કાર્ય ભગવાનના

સ્વરૂપની સેવા કરવાનું છે. જેમ જીવોના સાત્ત્વિક, રાજસ, અને તામસ એ ત્રણ પ્રકારે ભેદ પાડવામાં આવે છે તેમ પ્રવાહ, મર્યાદા અને પુષ્ટિ એ ત્રણ પ્રકારના ભેદો પણ પાડવામાં આવ્યા છે; અને આ બાબતમાં શ્રીમહાપ્રભુજીની વિશિષ્ટતા રહેલી છે.

જગતમાં કેટલાક જીવોને સુખી અને કેટલાકને દુઃખી બનાવવાથી પરમાત્મામાં વિષમતા – પક્ષપાત – નો દોષ આવે છે. જગતને ઉત્પન્ન કરીને લોકોનો પ્રલયકાળે સંહાર કરવામાં પરમાત્માની નિર્દયતા જણાય છે. આ પ્રમાણે કોઈને શંકા થાય એ સ્વાભાવિક છે. પણ જરા સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારીશું તો આપણને જણાશે કે પરમાત્મા જીવોને તેમના કર્મ પ્રમાણે ફલ આપે છે, એટલે તેમનામાં પક્ષપાત અને નિર્દયતાના દોષો આવી શકતા નથી. જરા બહુ સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરવામાં આવે તો આપણને જણાય છે કે જગત – જડ અને ચેતન – પરમાત્માની પોતાની જ સૃષ્ટિ છે, આત્મસૃષ્ટિ છે; તો પછી વિષમતા અને નિર્દયતાને અવકાશ જ ક્યાં રહ્યો ? જ્યાં ભેદ હોય ત્યાં આ દોષો આવી શકે છે; પણ જ્યાં શુદ્ધ અદ્વૈત જ છે ત્યાં આ દોષો કેવી રીતે આવી શકે ? ઉપનિષદમાં જેમ યાજ્ઞવલ્ક્ય મૈત્રેયીને ઉપદેશ આપતાં કહે છે કે જ્યાં બધું આત્મા જ થાય ત્યાં કોને કોનાથી જોવાનું, કોને કોનાથી શ્રવણ કરવાનું, તેમ આ વિષયમાં પણ તત્ત્વચિન્તકો કહી શકે છે કે જ્યાં જગત એ પરમાત્માની આત્મસૃષ્ટિ છે ત્યાં કોણ કોના તરફ વિષમતા અને નિર્દયતા દર્શાવી શકે ? જગત એ ક્રીડાભાણ્ડ છે, જીવો એ નટ છે, અને ભગવાન નટવર છે. ભગવાન આ જગતની લીલામાં અનિર્વચનીય આનંદ અનુભવે છે અને બીજાઓને અનુભવ કરાવે છે.

પરબ્રહ્મ કૃષ્ણ આનન્દમય છે. આનન્દ માપી શકાય નહિ એવો – અગણિત – છે. અક્ષરબ્રહ્મમાં જે આનન્દ છે તે મર્યાદિત – ગણિત –

છે. તૈત્તિરીય જેવા ઉપનિષદોમાં આનન્દની મીમાંસા કરવામાં આવેલી છે. આનન્દની પરાકાષ્ઠા પરબ્રહ્મ કૃષ્ણ છે અને તેથી જ તે સર્વોત્કૃષ્ટ પદાર્થ તરીકે સ્વીકારવામા આવે છે. અક્ષરબ્રહ્મ એ ભગવાન કૃષ્ણથી ન્યૂન – ઊતરતી કોટિનો – પદાર્થ છે. આ પ્રમાણે જગતમા વિવિધતા, ભેદ, જણાય છે, છતા વાસ્તવિક રીતે અદ્વૈત છે. જે ભેદ છે તે ભગવાનની ઇચ્છાને લીધે થયેલો છે. ભેદ ઐચ્છિક છે, માયિક કે સોપાધિક કે વાસ્તવિક નથી.

જીવો પોતપોતાના સ્વભાવ પ્રમાણે જીવન વ્યતીત કરે છે. પ્રવાહી જીવો ભમરાની માફક જગતમાં બધે રખડે છે, સંસારના પ્રવાહમાં તણાય છે અને જન્મમરણના ચક્રમાં ફર્યા કરે છે. તેમની સ્થિતિ ઘણી દયાજનક છે. મર્યાદાના જીવો વેદ વગેરે શાસ્ત્રોનું અધ્યયન કરીને તે પ્રમાણે સદાચાર પાળે છે, અને કર્મ, જ્ઞાન અને ભક્તિથી મોક્ષ મેળવે છે. પુષ્ટિ જીવો સર્વથી ઉત્તમ છે. તેમનું સમસ્ત જીવન ભગવાનની સેવામાં જ વ્યતીત થાય છે. દિવસની બધી ક્રિયાઓ કરતી વખતે પણ આ જીવો ભગવાનનું ચિન્તન, એક પ્રકારે કે બીજે પ્રકારે, કર્યા કરે છે. તેઓ ખરેખર ભગવન્મય બની જાય છે; અને જીવનને અન્તે ભગવાનની પૂર્ણ કૃપાના બળે ભગવાનના સ્વરૂપાનન્દનો આનન્દ ભોગવે છે, ભગવાનની રાસલીલામાં નિરન્તર રાસ રમ્યા કરે છે.

જગતમાં ઘણાખરા જીવો પ્રવાહી હોય છે. મર્યાદાના જીવો જ્ઞાની અને ભક્તો તરીકે જીવન ગાળે છે. પુષ્ટિના જીવોમાં પ્રવાહ, મર્યાદા, પુષ્ટિ અને શુદ્ધ એ પ્રમાણે ચાર પ્રકારો પાડવામા આવેલા છે. પ્રવાહ-પુષ્ટિવાળા જીવો ભગવાનના સમ્બન્ધવાળી અનેક ક્રિયાઓમા પોતાનો બધો સમય ગાળે છે. મર્યાદા પુષ્ટિ જીવો ભગવાનના સર્વ ગુણોનું જ્ઞાન મેળવીને ભજન કરે છે. પુષ્ટિપુષ્ટિ જીવો સર્વજ્ઞ હોય છે; જ્યાર શુદ્ધ

પુષ્ટિ જીવો ભગવાનના પ્રેમમાં મસ્ત રહે છે. આવા જીવો બહુ વિરલ હોય છે. શ્રીગોપીજન આ કોટિનાં ભક્ત હતાં. તેમણે પોતાના દૃષ્ટાન્તથી પ્રેમમાર્ગ અને શરણમાર્ગનો ઉપદેશ કર્યો છે અને સમસ્ત પુષ્ટિ જીવોનાં ગુરુ બન્યાં છે.

મર્યાદા માર્ગના જીવો સર્વ બ્રહ્મ છે એ પ્રમાણે બ્રહ્મવાદનું જ્ઞાન પ્રાપ્ત કરે છે. તેમના જ્ઞાનનો વિષય અક્ષરબ્રહ્મ હોય છે, તેથી તેમનો મોક્ષકાળમાં અક્ષરબ્રહ્મમા જ લય થાય છે. જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી શાસ્ત્રમાં જણાવેલી શ્રવણ વગેરે ભક્તિ કરવાથી તે જ્ઞાની ઉચ્ચ કક્ષાએ આવે છે. ભક્તિ કૃષ્ણની–પૂર્ણ પુરુષોત્તમની–કરાય છે; તેથી મોક્ષ સમયે જ્ઞાની ભક્તનો લય પૂર્ણ પુરુષોત્તમમાં થાય છે. જ્ઞાની કરતાં જ્ઞાની ભક્ત ઉત્તમ છે તેનો આ પુરાવો છે. સામાન્ય રીતે જ્ઞાની પુરુષોની વૃત્તિ ભક્તિ તરફ વળતી નથી, એટલે તેઓ અક્ષરબ્રહ્મ સુધી જ જઈ શકે છે. પણ જ્યારે જ્ઞાનની સાથે ભક્તિ જોડાય છે ત્યારે તે જ્ઞાની ભક્ત અક્ષરબ્રહ્મ – ભગવાનનું ધામ અથવા ચરણ–ની આગળ જઈ પૂર્ણ પુરુષોત્તમમાં સાયુજ્ય પ્રાપ્ત કરે છે. આ કારણથી શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે જો જ્ઞાની પુરુષ કૃષ્ણને ભજે તો તેનાથી બીજો કોઈ અધિક નથી.

પુષ્ટિમાર્ગમાં ભગવાનની કૃપા – અનુગ્રહ – જ નિયામક છે. કોઈ પણ પ્રકારના સાધનથી ભગવાન પ્રાપ્ત થતા નથી, પણ જેના ઉપર ભગવાન કૃપા કરે છે તે જ જીવ ભગવાનને પ્રાપ્ત કરે છે એમ ઉપનિષદો કહે છે. જ્યાં 'ભગવાનનો અનુગ્રહ જ સર્વ કાર્ય કરે છે ત્યાં કાલ વગેરે પદાર્થો બાધ અથવા નિયમન કરી શકતા નથી.

જીવોમાં ભગવાનના છ ગુણો ભગવદિચ્છાથી જ તિરોહિત થઈ ગયા છે અને આનન્દ પણ તિરોહિત થઈ ગયો છે, એટલે સ્વાભાવિક

રીતે તેમનામા દોષો આવે છે દોષવાળા જીવો તરફ તિરસ્કાર દર્શાવવાનો હોતો નથી પણ સહાનુભૂતિ, દયા અને મમતા દર્શાવવાના હોય છે શ્રીમહાપ્રભુજીએ આ દૃષ્ટિએ વિચાર કર્યો છે ભગવાને શ્રીમહાપ્રભુજીને આજ્ઞા કરી કે આ દુષ્ટ જીવોના દોષો બ્રહ્મસબન્ધ દ્વારા દૂર કરો સનાતન સુખ અને આનન્દ ભગવાનની પાસે છે, અને જીવો ભગવાનથી છૂટા પડેલા હોવાથી અને તેથી પોતાનામા આનન્દ તિરોહિત થઈ જવાથી તેઓ દુ ખી થાય છે માતાની પાસેથી નાના બાળકને ખસેડી લેવામા આવે છે ત્યારે બાળક બહુ રડે છે, પણ જ્યારે પાછો તેને માતાના ખોળામા મૂકવામા આવે છે ત્યારે તે બહુ હર્ષ પામે છે આ જ પ્રમાણે જીવને જ્યારે ભગવાનની પાસે મૂકવામા આવે ત્યારે તેના બધા દુ ખો કુદરતી રીતે દૂર થઈ જશે અને તે આનન્દ ભોગવશે

દુ ખ અને દોષનુ કારણ ભગવાનથી થયેલો વિયોગ છે કારણ દૂર કરવાથી કાર્ય એમ્દમ દૂર થઈ જશે આ વિચારથી શ્રીમહાપ્રભુજીએ શરણે આવેલા જીવોને બ્રહ્મની સાથે સબન્ધ બાધી આપ્યો તે વખતે જીવે પ્રતિજ્ઞા કરી કે 'હુ ઘણા સમયથી ભગવાનથી છૂટો પડેલો છુ, તેથી અનેક પ્રકારના દુ ખ ભોગવુ છુ, આ ત્રિવિધ તાપ દૂર કરવાને માટે હે કૃષ્ણ ! હુ મારા આત્મા, દેહ, પત્ની, પુત્ર, ઘર વગેરે અન્ય સર્વ નિવેદન કરુ છુ હે કૃષ્ણ ! હુ આપનો દાસ છુ.'

શ્રીમહાપ્રભુજી બ્રહ્મસબધ દ્વારા જીવમા આ પ્રકારની ભાવનાની પ્રતીતિ અને સ્વીમર કરાવે છે, અને તેની સાથે જીવનપલટો થાય છે બ્રહ્મસબન્ધથી જીવના બધા દોષો દૂર થઈ જાય છે જીવ જે કાઈ કર છે તે ભગવાનને સમર્પીને કરે છે આત્મનિવેદન અને સર્વવસ્તુસમર્પણનો ઉદાત્ત સિદ્ધાન્ત પુષ્ટિ જીવના જીવનમા પ્રકટ થાય છે ભગવાન સ્વામી છે, શેઠ છે, અને હુ દાસ છુ એ પ્રકારની ભાવના

વ્યક્ત થાય છે, અને શ્રીમહાપ્રભુજીએ દર્શાવેલા માર્ગે જવાથી તે ભાવના બહુ દઢ થઈ જીવને કૃતાર્થ બનાવે છે.

જ્યાં સુધી અહંતા અને મમતા રહે છે ત્યાં સુધી સંસાર રહે છે, અને જ્યાં સુધી સંસાર રહે છે ત્યાં સુધી જીવ તેમાં ડૂબેલો રહે છે. એટલે સંસારના પાયા — અહંતા અને મમતા — ને હલાવીને નાશ કરવાની જરૂર છે. અહંતા દેહને વિષે હોય છે, જ્યારે મમતા આપણી સર્વ પ્રકારની મિલકતને વિષે હોય છે. અહંતાનો નાશ કરવાને માટે દેહને ભગવાનની સેવામાં યોજવાની જરૂર છે, અને મમતાનો નાશ કરવાને માટે સ્ત્રી, પુત્ર, ધન વગેરે સર્વ પદાર્થોનો વિનિયોગ ભગવાનની સેવામાં કરવાનો હોય છે. જ્યારે અહંતા અને મમતાના આધારો ભગવત્સેવામાં જોડી દેવામાં આવે છે ત્યારે અહંતા અને મમતા આધાર વિનાની બનતાં સ્વભાવિક રીતે નાશ પામે છે.

ભગવાનમાં ચિત્ત પરોવવું તેનું નામ સેવા છે. માનસી સેવા ઉત્તમ છે; અને તેને સિદ્ધ કરવાને માટે ઉપર જણાવેલી તનુજા અને વિત્તજા સેવા સાધન બને છે. મહાનુભાવી ભક્તોના જીવનમાં માનસી સેવા બહુ મહત્ત્વનું સ્થાન ભોગવે છે.

ચિત્ત બહુ ચંચલ છે. તેને સ્થિર રાખવાનું કાર્ય ઘણું કઠિન છે. ચિત્તની સ્થિરતા માટે શાસ્ત્રમાં અનેક પ્રકારનાં સાધનો દર્શાવવામાં આવ્યાં છે. ભગવાનને શરણે જવાથી આપણાં સર્વ દુ:ખો દૂર થઈ જાય છે એ વાતનું અનેક વાર સ્મરણ કરવાની જરૂર છે, અને જ્યાં ભગવાન આપણો સ્વામી, શેઠ બન્યો છે અને આપણે તેના દાસ બન્યા છીએ ત્યાં ચિન્તાનું કશું કારણ હોતું નથી. ભગવાનમાં સંપૂર્ણ વિશ્વાસ રાખવાની જરૂર છે. અવિશ્વાસ આપણને બાધક થઈ પડે છે. ચાતકવ્રતનું પાલન કરવાથી મનનું સમતોલપણું જળવાઈ રહે છે, અને ભગવત્સેવા સારી રીતે થાય છે.

આ બધી ભગવાનની લીલા છે. ભગવાન પોતાની ઇચ્છા પ્રમાણે સર્વ કર્યા કરે છે, એમ માનીને જે કાંઈ દુઃખ જગતમાં અનુભવવાં પડે તે શાન્તિથી સહન કરી ભગવાનનો જ આશ્રય કરવો. આ વિવેક, ધૈર્ય અને આશ્રય આપણી પાસે ન હોય તો સર્વાત્મભાવે ભગવાન કૃષ્ણને શરણે જઈ પ્રવૃત્તિમાર્ગનો સ્વીકાર કરવો. જીવનમાં કોઈ પણ પ્રકારનો આગ્રહ કરવો નહિ, અને જે મળી આવે તે મમતા વિના સ્વીકારી લેવું. ભગવાન કૃષ્ણ જ મારું શરણ છે એ ભાવના રાખી સર્વ જીવન વ્યતીત કરવાથી જીવાત્મા કૃતાર્થ થાય છે એ સિદ્ધાન્ત ભગવાનની લીલાઓમાં સ્પષ્ટ રીતે ફલિત થાય છે. ભગવાને વ્રજમાં કરેલી સર્વ લીલા પુષ્ટિલીલા છે. તેમાં સર્વ નિસ્સાધન જનોનો ઉદ્ધાર કરવામાં આવ્યો છે. નિસ્સાધન જીવનો ઉદ્ધાર કરવાનું સામર્થ્ય ફક્ત ભગવાન કૃષ્ણનું છે, અને તેથી જ તેમને શરણે જવાનો આપણો ધર્મ છે.

ભગવાનને શરણે ગયા પછી જીવને ભગવાનમાં પ્રેમ, આસક્તિ અને વ્યસન પ્રાપ્ત થાય છે. પ્રેમ, આસક્તિ અને વ્યસન એ ભક્તની ચડતી ભૂમિકાઓ છે. ભગવાનમાં આસક્તિ થતાં ઘર વગેરે પદાર્થોમાં રુચિ થતી નથી અને તેનો ત્યાગ કરવાનું મન થઈ જાય છે. ઘરનો ત્યાગ કરવો અને સંન્યાસ લઈને ગંગાતટે બેસવાનું કાર્ય વર્તમાન યુગમાં સંભવિત નથી; અને જો આગ્રહ કરીને તે પ્રમાણે કરવામાં આવે તો પરિણામે દુઃખનો અનુભવ કરવો પડે છે. જ્યારે ભગવાનનાં દર્શન કરવાની અતિ તીવ્ર ઇચ્છા થઈ જાય, અને એમ લાગે કે આ દેહ ભગવાનને મળવામાં અન્તરાયરૂપ છે ત્યારે જ દેહનો ત્યાગ કરવા સંન્યાસ લેવાનો હોય છે. આવા ભક્તજનો બહુ વિરલ હોય છે. તેથી સામાન્ય ભક્તોએ પોતાના ઘરમાં રહીને ભગવત્સેવા કરવી, ઘરનાં બધાં માણસોને સેવામાં યોજવાં અને આખા ઘરને ભગવન્મય બનાવવું, અથવા તો હારના કોઈ સ્થાનમાં રહીને બીજા ભક્તોનો સમાગમ કરી

ભગવાનની સેવા અને કથા કરવાં. જે ભક્તને સેવામાં અને કથામાં આસક્તિ થયેલી છે તેનો જીવનપર્યન્ત નાશ થતો નથી.

ભગવાનની કથા કરનારાઓના અનેક પ્રકારો હોય છે. તેવી જ રીતે કથાનું શ્રવણ કરનારાઓના પણ અનેક પ્રકારો હોય છે. આ બધા પ્રકારોને જલના જુદાજુદા પ્રકારો સાથે સરખાવવામાં આવેલા છે. આ વિચારસરણી વૈદિક સાહિત્યમાંથી લેવામાં આવેલી છે.

જીવ દીનતાથી ભગવાનની કૃપા ભોગવવા ભાગ્યશાળી બને છે. મહાનુભાવી પુરુષોની કૃપાથી પણ ભગવાન ભક્ત ઉપર દયા કરે છે. ભગવત્કૃપાને લીધે જીવને જગતની વિસ્મૃતિ થઈ ભગવાનમાં આસક્તિ થાય છે. એને નિરોધ કહેવામાં આવે છે. નિરોધનું સ્વરુપ શ્રીગોપીજન અને વ્રજભક્તોના જીવનમાંથી બહુ સ્પષ્ટ રીતે વ્યક્ત થાય છે. ભગવાને જેમનો ત્યાગ કર્યો છે તેઓ ભવસાગરમાં ડૂબે છે, અને જેમનો નિરોધ સિદ્ધ કર્યો છે તેઓ અહર્નિશ ભગવદાનન્દનો અનુભવ કરે છે. જેમનો દેહ વિષયથી ઘેરાયેલો છે તેમનામાં હરિનો પ્રવેશ કોઈ દિવસ થતો નથી. અર્થાત્ જગતના સર્વ પદાર્થોની યોજના ભગવાનમાં જ કરવાથી સંસારના વિરહ અને કલેશ દૂર થાય છે અને સર્વદા અલૌકિક સુખ ભોગવે છે. જે પદાર્થનો વિનિયોગ ભગવાનમા ન થઈ શકે તેનો સર્વથા ત્યાગ કરવો.

શ્રીમહાપ્રભુજીએ સર્વ પ્રકારનાં સાધનો દર્શાવીને આના કહ્યું કે કલિયુગમાં આ બધા માર્ગો દુર્લભ છે. અરે! પુષ્ટિમાર્ગ પણ દુર્લભ છે એમ એક તત્ત્વચિન્તક કહે છે, તેથી પ્રપત્તિમાર્ગ – શરણમાર્ગ – વિના બીજું કશું સાધન આપણને મળી શકે એમ નથી. બહિર્મુખ થવાથી કાલ વગેરે આપણું ભક્ષણ કરી જશે બહિર્મુખતા દૂર કરવાને માટે શ્રીયમુનાજીના સેવનની ખાસ જરુર છે. શ્રીયમુનાજીના સેવનથી – મનથી,

વાણીથી અને પાનથી – આપણાં સર્વ પાપો નષ્ટ થઈ જશે, ભગવાન મુકુન્દમાં રતિ થશે અને સ્વભાવનો વિજય થશે. વસ્તુતઃ આદર્શ શુદ્ધ પુષ્ટિભક્તો તો શ્રીગોપીજનો જ થઈ ગયાં, અને તેમની શ્રેષ્ઠતાનો સ્વીકાર ઉદ્ધવ જેવા પુષ્ટિભક્તે વિના સંકોચે કર્યો અને અન્તમાં કહ્યું કે

> वन्दे नन्दव्रजस्त्रीणां पादरेणुमभीक्ष्णशः ।
> यासां हरिकथोद्गीतं पुनाति भुवनत्रयम् ॥

શ્રીગોપીજનોના માર્ગમાં રહીને ભગવાનની શરણભાવના દૃઢ કરી સેવા અને કથામાં આપણું જીવન જાય એવી આપણે પ્રાર્થના કરીએ.

ૐ

# ભગવાનનાં ચરણારવિન્દ

આર્ય શાસ્ત્રોમાં સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણ ગુણોની દષ્ટિએ વિશ્વના સર્વ પદાર્થોના ત્રણ ભાગ – સાત્ત્વિક, રાજસ અને તામસ એ પ્રમાણે -- પાડવામાં આવે છે. બીજી દષ્ટિએ વિચાર કરતાં સ્થૂલતા અને સૂક્ષ્મતાને અનુસરીને આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક એમ ત્રણ વિભાગો પાડવામાં આવે છે. આ વિચારસરણી એટલી બધી શાસ્ત્રીય છે કે તેનો સ્વીકાર એક રૂપમાં કે અન્ય રૂપમાં સર્વત્ર કરવામાં આવ્યો છે.

શ્રીમહાપ્રભુજીએ પોતાના ગ્રંથોમાં આ બંને પ્રકારની વિચારપ્રણાલી સ્વીકારેલી છે અને પદાર્થોનું બહુ સરસ પૃથક્કરણ કરેલું છે. આ પ્રમાણે દરેક વસ્તુનાં ત્રણ સ્વરૂપો અસ્તિત્વમાં આવેલાં છે. ભગવાનનાં ચરણારવિંદની બાબતમાં શ્રીમહાપ્રભુજીએ જે ઉપદેશ આપ્યો છે તેનો જ અહીં આપણે વિચાર કરીએ.

શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે જીવને જો કૃતાર્થ થવું હોય તો તેણે ભગવાનને શરણે જવું, ભગવાનનાં ચરણારવિંદમાં તેણે પોતાનું મસ્તક

નાખી દેવું ભગવાનના ચરણારવિંદનાં પણ ત્રણ સ્વરૂપો છે: (૧) આધિભૌતિક, (૨) આધ્યાત્મિક, અને (૩) આધિદૈવિક આ ત્રણ પ્રકારના ચરણારવિંદનું શરણ લેવામાં આવે તો મનુષ્યજન્મ સફલ થાય છે, જીવ કૃતાર્થ બને છે

સત્સંગ અને શ્રીમદ્ ભાગવત એ બે ભગવાનના આધિભૌતિક ચરણારવિંદ છે, જ્ઞાન અને ભક્તિ એ બે ભગવાનના આધ્યાત્મિક ચરણારવિંદ છે, અને ભગવાન આપણા ઉપર પ્રસન્ન થાય ત્યારે તેમના પોતાના ચરણારવિંદ આધિદૈવિક છે. આ ત્રણમાં આધિભૌતિક કરતાં આધ્યાત્મિક ચઢે છે, અને આધ્યાત્મિક કરતાં આધિદૈવિક ચઢે છે, છતાં પણ આ ત્રણમાંથી ગમે તે એકનો લાભ મળી જાય તો પણ આપણે કૃતાર્થ થઈ જઈએ આ બધો મહિમા ભગવાનના ચરણારવિંદનો છે

આપણા ઉપર ભગવાન કયારે પ્રસન્ન થશે એ આપણે જાણી શકતા નથી હા, આપણામાં દીનતા અને શરણભાવના ભગવત્કૃપાથી આવ્યા હોય તો પછી ભગવાનની પ્રસન્નતાને માટે શંકા જ રહેતી નથી. ભગવાનની કૃપાના અધિકારી બનવું એ તો મહાભાગ્ય છે પ્રભુમાં વિશ્વાસ રાખીને આપણે જો રહીએ તો પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ આવતો નથી પ્રભુમાં દૃઢ વિશ્વાસ, દીનતા અને સર્વથા પ્રપત્તિ એ આજે બહુ વિરલ થઈ ગયા છે એટલે ભગવાનના આધિદૈવિક ચરણારવિંદના શરણની વાત, જો કે શ્રેષ્ઠ છે છતાં પણ, અસાધારણ બની ગઈ છે જ્ઞાન અને ભક્તિ એ બે સાધનો આજે શક્તિહીન થઈ ગયા છે, એટલે ભગવાનના આધ્યાત્મિક ચરણારવિંદના શરણનો પ્રસંગ પણ બહુ વિરલ થઈ પડયો છે એટલે સત્સંગ અને ભાગવત એ બે ભગવાનના આધિભૌતિક ચરણારવિંદોની જ વાત કરવાની રહે છે તેમાં પણ સત્સંગ બહુ દુર્લભ થઈ ગયો છે શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે તે પ્રમાણે આપણે જેમને સત્પુરુષો ધારીએ છીએ તેઓ પોતે જ લાભ,

પૂજા ઇત્યાદિ પાછળ દોડે છે અને પાપમાર્ગનું અનુસરણ કરે છે. તેથી શ્રીમદ્ ભાગવત એ એક જ વસ્તુ આપણે માટે ઉપયોગી થાય એમ છે. શ્રીમદ્ ભાગવતનો પાઠ, સ્વાધ્યાય અને પરિશીલન જેટલા પ્રમાણમાં કરવામા આવે તેટલા પ્રમાણમાં આપણી કૃતાર્થતા સિદ્ધ થાય છે. આ જ હેતુથી શ્રી મહાપ્રભુજીએ આજ્ઞા કરી છે કે કોઈની શરમ રાખ્યા વિના મોટેથી નિત્ય શ્રીમદ્ ભાગવતનો પાઠ કરવો. શ્રીમદ્ ભાગવત એ ભગવાનનું જ શબ્દાત્મક સ્વરૂપ છે. શબ્દ અને અર્થ એ બે વચ્ચેનો સંબંધ પણ નિત્ય છે, એટલે ભગવાનના નામના ઉચ્ચારથી જ ભગવાનરૂપી પદાર્થ એકદમ ઉપસ્થિત થાય છે. શાસ્ત્રના આ સિદ્ધાન્તને અનેક મહાનુભાવી ભક્તજનોના અનુભવનું સમર્થન મળે છે.

ૠ

# સ્વ. પ્રો. મગનલાલ ગણપતરામ શાસ્ત્રી

સ્વ શાસ્ત્રીજીનો જન્મ ઈ સ ૧૮૭૩મા ભરૂચના એક અગ્રગણ્ય અને વિદ્યાસમૃદ્ધ કુટુબમા થયો હતો તેમના પૂર્વજોનુ મૂળ વતન ઉમરેઠ હતુ પણ છેલ્લા દોઢસો વર્ષથી તેમના એક પૂર્વજ ઉમરેઠથી ભરૂચ આવેલા અને ત્યા વાસ કરેલો આજે પણ તેમના વશજો ભરૂચમા જ રહે છે

શાસ્ત્રીજીનો મૅટ્રિક સુધીનો અભ્યાસ ભરૂચમા થયેલો તેમના પિતાએ આખા ઋગ્વેદનુ અધ્યયન સારી રીતે કરેલુ અને એક વખતે સ્વ મોનીઅર વિલિઅમ્સના શાસ્ત્રી તરીકે કામ પણ કરેલુ પિતાએ પોતાના સસ્કારોનો વારસો શાસ્ત્રીજીને નાનપણથી જ આપવા માડયો હતો અને પરિણામે શાસ્ત્રીજી બાલ્યાવસ્થામા જ વેદ, કોશ, કૌમુદી, અને કાવ્યમા નિષ્ણાત થયા હતા ભરૂચની હાઈસ્કૂલમા પણ સ્વ પાર્વતીશકર દવે સ્વ સયાણી, સ્વ ધનવતરામ પડયા, સ્વ ઉત્તમરામ વગેરે વગેરે શિક્ષકોએ શાસ્ત્રીજીને માટે સારો અભિપ્રાય અનેક વાર દર્શાવેલો અને સ્વ પડયાએ તો એમ પણ ભાખેલુ કે આખા મારા વર્ગમાથી તુ એકલો જ ભવિષ્યમા આગળ આવીશ

મેટ્રિક પાસ થયા પછી શાસ્ત્રીજી વડોદરા કોલેજમાં દાખલ થયા અને સંસ્કૃત અને અંગ્રેજી લઈને ઈ. સ. ૧૮૯૭માં બી. એ. થયા. બી. એ.ની પરીક્ષામાં બે માર્ક માટે તેમણે સંસ્કૃતનું ઇનામ ગુમાવ્યું. સંસ્કૃતના પ્રો. આર્તેનો પ્રેમ શાસ્ત્રીજી ઉપર ઘણો હતો અને છેવટ સુધી ચાલુ રહ્યો હતો. ઈ. સ. ૧૮૯૭માં શાસ્ત્રીજી કૉલેજમાં ફેલો તરીકે નિમાયા અને તે પ્રસંગે તેઓ ઈટરમાં મિલ્ટનનાં કાવ્યો શીખવતા હતા. કૉલેજમાં તેમના મિત્રવર્ગમાં પ્રો. જગજીવનદાસ શાહ, મોહનલાલ કામેશ્વર પંડ્યા, ગોકળદાસ મથુરાદાસ શાહ, હિંમતલાલ ગણેશજી અંજારિયા, ગિરધરલાલ ડોસાભાઈ પરીખ, ધીરજલાલ સાંકળિયા. નાનુભાઈ કેવળરામ મજમુંદાર, મોતીલાલ છોટાલાલ દેસાઈ, કુંતે વગેરે હતા. બી. એ. થયા પછી થોડો વખત ભરૂચ જિલ્લામાં નોકરી કરીને ઈ. સ. ૧૮૯૯માં કલકત્તાની સરકારી સંસ્કૃત કૉલેજમાં એમ. એ.ના અભ્યાસ માટે શાસ્ત્રીજી દાખલ થયા અને ઈ. સ. ૧૯૦૨માં તેમણે તે પરીક્ષા સારા માર્ક લઈને પસાર કરી. પરીક્ષા પાસ કર્યા પછી પણ જંબુસરની મામલતદાર કચેરીમાં જૂની નોકરીમાં દાખલ થયા, પણ ત્યાંનું વાતાવરણ ઘણું પ્રતિકૂલ લાગ્યું. તે વખતે તેમણે સ્વ. રા. બા. કમલાશંકર ત્રિવેદીને લખ્યું કે “ હું મુલકી ખાતાથી કંટાળી ગયો છું, મારે કેળવણી ખાતામાં આવવું છે, તો જગ્યા બતાવો, અને જો જગ્યા ન હોય તો તમારા પટાવાળા તરીકે પણ મને ખાતામાં રાખો. ” રા. બ. ત્રિવેદીએ સારું આશ્વાસન આપ્યું અને ઈ. સ. ૧૯૦૩ના એપ્રિલ માસમાં એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે શાસ્ત્રીજી જોડાયા, અને ત્યાં ૧૯૧૪ સુધી રહ્યા. ૧૯૧૫માં તેમની બદલી પુનાની ડેક્કન કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક તરીકે થઈ અને ઈ. સ. ૧૯૩૧ સુધી તેમણે તે કૉલેજમાં કામ કર્યું અને પછીથી નિવૃત્ત થયા. નિવૃત્તિ પછી તે ભરૂચમાં રહ્યા અને ધર્મ અને તત્ત્વજ્ઞાનના ગ્રન્થોના પરિશીલનમાં અને

કથાવાર્તામા પોતાનો સમય વ્યતીત કરતા હતા. તા. ૧૮–૭–૧૯૩૫ને દિવસે ભરૂચમા જ પોતાના ઘરમા રાત્રિના નવ વાગ્યે હૃદય બંધ પડવાથી તેમણે આ લોકનો ત્યાગ કર્યો.

શાસ્ત્રીજીની સેવા અનેકવિધ છે. શુદ્ધાદ્વૈતવેદાન્ત વિષે જ્યારે લોકો કાંઈ પણ જાણતા ન હતા ત્યારે શાસ્ત્રીજીએ તે વેદાન્તનું અધ્યયન કરીને અખિલ ભારતવર્ષમાં તેના પ્રચાર માટે ઘણો શ્રમ લીધો, જેના પરિણામે અત્યારે વલ્લભાચાર્યના સમ્પ્રદાયમા અને વિદ્વદ્વર્ગમા જાગૃતિ આવેલી છે. શુદ્ધાદ્વૈતવેદાન્તના અનેક અપ્રસિદ્ધ આકરગ્રન્થોનું પરિશીલન કરીને તેમણે 'શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તપ્રદીપ' નામનો ગ્રન્થ પહેલો ઈ. સ. ૧૯૦૦મા લખ્યો, અને સ્વ. ગોવર્ધનરામભાઈએ 'દયારામનો અક્ષરદેહ' એ ગ્રન્થ લખતી વખતે શાસ્ત્રીજીના આ ગ્રન્થનો આધાર અનેક વાર લીધેલો, અને મુક્તકંઠે તેની પ્રશંસા પણ કરેલી. આ વિના બીજા કેટલાય ગ્રન્થો તેમણે લખેલા છે જેનો સંગ્રહ ભવિષ્યમાં બહાર પાડવામાં આવવાનો છે એમ સંભળાય છે. શાસ્ત્રીજીને વેદાન્ત અને ધર્મશાસ્ત્ર એ બે વિષયો ઘણા પ્રિય હતા. ઈ. સ. ૧૯૧૩–૧૯૧૪માં સ્વ. સર લલ્લુભાઈ શાહને તેઓ સંસ્કૃત અને ધર્મશાસ્ત્ર શિખવાડતા અને સર લલ્લુભાઈએ તેમની વિદ્વત્તાનાં અનેક વાર વખાણ કર્યાં હતાં. પૂનાના ભાણ્ડારકર ઓરિએન્ટલ ઇન્સ્ટિટ્યુટમાં વેદાન્તની સમગ્ર શાખાઓના ગ્રન્થો એમ. એ.ના વિદ્યાર્થીઓને તે ભણાવતા હતા, અને તેમાંના કેટલાક વિદ્યાર્થીઓ વેદાંતનાં મધાં ઇનામો મેળવવા ભાગ્યશાળી થયા હતા. યુનિવર્સિટીમાં એમ. એ.ના અભ્યાસક્રમમાં અત્યારે શુદ્ધાદ્વૈત વેદાંતનો ગ્રંથ રાખવામા આવ્યો છે તે પણ શાસ્ત્રીજીના પ્રયાસનું જ ફળ છે. યુનિવર્સિટીમાં પરીક્ષક તરીકે પણ તેમણે અનેક વખત કામ કરેલું હતું. તેમની વિદ્વત્તા અને સેવાભાવનાથી આકર્ષાઈને - તેમને અનેક વાર માનપત્રો અને સુવર્ણચંદ્રકો અર્પવામાં આવ્યાં હતાં. શાસ્ત્રીજીએ એક જ ગ્રંથ ઈ. સ.

૧૯૦૯માં અંગ્રેજીમાં લખ્યો હતો પણ પછીથી તેમણે, દક્ષિણના સુપ્રસિદ્ધ ઇતિહાસવેત્તા સ્વ. રાજવાડેની માફક પરભાષામાં ન જ લખવું એવી પ્રતિજ્ઞા કરી હતી અને અવારનવાર તે કહેતા કે જેને જિજ્ઞાસા હશે તે ગુજરાતી ભાષા ભણશે અને મારા ગ્રંથો વાંચશે. આ બાબતમાં તે જર્મનોનો દાખલો આપતા હતા.

શાસ્ત્રીજીના બધા ગ્રંથોની શૈલી સંસ્કૃતમય હતી. આ વિષયમાં તેમણે સ્વ. મનઃસુખરામ ત્રિપાઠીને આદર્શ માનેલો અને સ્વ. ત્રિપાઠીને એમ પણ કહેવું પડેલું કે 'મગનલાલ, તમે મારા કરતાં પણ આગળ ગયા એ જાણીને અને પરમ સંતોષ થાય છે.' શાસ્ત્રીજી માનતા કે બોલવાની અને લખવાની ભાષા એક પ્રકારની હોવી ન જોઈએ. તેઓ જ્યારે ભાષણો આપતા ત્યારે તેમની શૈલી ઘણી સરળ હતી અને બધાં તેમનાં ભાષણો સમજી શકતાં હતાં. તેમણે અનેક પ્રસંગે અનેક ભાષણો આપેલાં છે, અને તેમાંનાં ઘણાંખરાં ભાષણોમાં શુદ્ધાદ્વૈતવેદાન્તનો વિષય ચર્ચેલો છે.

શાસ્ત્રીજી રોજ રાત્રિએ છેલ્લાં ચાળીસ વર્ષથી શ્રીવલ્લભાચાર્યજીના ગ્રન્થોની પોતાને ઘેર જ કથા કરતા હતા, અને તે પ્રસંગે કેટલાક તેમના સન્મિત્રો અને ભાવિક વૈષ્ણવો શ્રવણ કરવા આવતા હતા વૈષ્ણવોમાં જાગ્રતિ આવે અને જ્ઞાનનો પ્રચાર થાય એ હેતુથી સ્વ. રા. બ. લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ પારેખ, સ્વ. શેઠ ચીમનલાલભાઈ સામળબેચરવાળા અને રા. રા. રણછોડદાસ પટવારીના સહકારથી તેમણે ઈ. સ. ૧૯૦૫માં વૈષ્ણવ પરિષદની વડોદરામાં સ્થાપના કરી. તે પરિષદે ૧૯૧૦-૧૧ સુધી સારું કામ કર્યું અને કેટલાક મતભેદને લીધે તે મૃતપ્રાય થઈ ગઈ. ફરીથી ઈ. સ. ૧૯૨૦માં શાસ્ત્રીજીએ વૈષ્ણવ પરિષદ બોલાવી અને તેમાં પ્રાણ મૂકી આપ્યો. સમ્પ્રદાયમાં જે જાગૃતિ અત્યારે જણાય છે તે આ પરિષદનું સાક્ષાત્ ફળ છે એમ કહેવામાં જરા,

અતિશયોક્તિ નથી તેમની પાસેથી સંપ્રદાયની અનેક વ્યક્તિઓએ વિદ્યા અને પ્રેરણા મેળવ્યાં છે. દા. ત. ધીરજલાલ સાંકળિયા, વાડીલાલ શાહ, સ્વ. તેલીવાળા, વસન્તરામ શાસ્ત્રી, ચીમનલાલ શાસ્ત્રી, ગોવિન્દલાલ ભટ્ટ, નાગરદાસ બ્રાહ્મણિયા. તદુપરાત શાંકરવેદાંતનું અધ્યયન કરવાને માટે સંન્યાસીઓ પણ તેમને ઘેર જતા હતા અને તે અતિથિઓને પરમ સંતોષ થયો હતો. શાસ્ત્રીજીની કથાનું શ્રવણ કરવાને માટે હિંદુસ્તાનના જુદાજુદા ભાગોમાંથી ઘણા વિરક્ત વૈષ્ણવો ભરૂચ આવતા અને નર્મદાતટે રહેતા હતા. કૅનિગ્સબર્ગ યુનિવર્સિટીના પ્રો. ગ્લાસેનેપ જ્યારે શુદ્ધાદ્વૈતવેદાન્ત ભણવાને માટે હિન્દુસ્તાનમાં આવ્યા ત્યારે શાસ્ત્રીજીને મળવા ગયા હતા અને તેમણે ભણાવવાની વિનંતી કરી હતી.

આ પ્રમાણે શાસ્ત્રીજીએ વિદ્વાનો અને સાધારણ માણસો માટે અનેકવિધ શ્રમ લીધો હતો, અને તેથી બન્નેય વર્ગની પ્રીતિ સંપાદન કરી હતી. તેમનું જીવન ઘણું સાદું હતું અને પ્રાચીન ઋષિઓનું સ્મરણ કરાવતું હતું. તેમનામાં સત્યપ્રિયતા અને નિર્ભયતા સારા પ્રમાણમાં જોવામાં આવતી હતી; અને તેથી કેટલીક વાર કોઈને અપ્રિય પણ સત્ય વચનો કહેતા હતા. તેમનું હૃદય ઘણું કોમળ હતું અને તે કોમળતાના દાખલાઓ તેમના જીવનમાંથી અનેક મળી આવે છે. પ્રજામાં તેમને બે પુત્રીઓ જ છે.

શાસ્ત્રીજીના અવસાનથી ગુજરાતે એક મહાન સંસ્કૃતજ્ઞ, ધર્મ અને તત્ત્વજ્ઞાનનું તલસ્પર્શી જ્ઞાન ધરાવનાર, ધર્મોપદેશક અને વ્યાખ્યાતા, અને તે ઉપરાંત એક વિરલ સાધુ પુરુષ ગુમાવ્યો છે. પરમાત્મા તેમને શાન્તિ આપો એ જ અન્તિમ પ્રાર્થના.

❦

# અજગરવ્રત

તત્ત્વચિંતકો એક જ તત્ત્વને અનેક પ્રકારે વર્ણવે છે, તેથી જુદા જુદા મતો અસ્તિત્વમાં આવે છે. જુદા જુદા ઋષિઓના મતો જાણવાથી પરમ તત્ત્વનું સમગ્ર દર્શન થઈ શકે છે, તેથી જિજ્ઞાસુએ અનેક ગુરુઓ કરવાના હોય છે. જિજ્ઞાસુ પોતાના જીવન દરમિયાન ગુરુઓની શોધ કરતા જ હોય છે અને તેમને પામીને અંતે પરમ-તત્ત્વનું દર્શન કરે છે. આ વિષયમાં ગુરુ દત્તનું દૃષ્ટાંત બહુ બોધદાયક છે. તેમણે ચોવીસ – કેટલાકને મતે પચીસ – ગુરુઓ કર્યા અને જગતને એક રમ્ય આદર્શ આપી વિશ્વવંદ્ય બન્યા. સર્વમાં દોષ જોવાની ટેવ બહુ સામાન્ય હોય છે, પણ સર્વત્ર ગુણ જોવાની ટેવ બહુ વિરલ હોય છે. ભગવાનના અવતારોમાં ગુરુ દત્ત સર્વત્ર ગુણગ્રાહી છે, ગુણૈકપક્ષપાતી છે તેથી જનસમાજ દત્તોપાસના તરફ કુદરતી રીતે આકર્ષાય છે.

ભાગવતના એકાદશ સ્કંધમા આવેલા યદુ અને અવધૂતના સંવાદમાં અનેક ગુરુઓની વાત આવે છે. અવધૂતે અજગરને પણ એક ગુરુ માન્યો છે. ઇંદ્રિયોનું સુખ મનુષ્યોને દુઃખ આપનારું છે. તેથી

બુદ્ધિમાન માણસે તેની ઇચ્છા ન કરવી. અજગર પોતાના ખોરાક માટે બધે ફરતો નથી, પણ પોતાની પાસે કુદરતી રીતે વધારે અથવા ઓછુ સ્વાદવાળું અથવા સ્વાદ વિનાનુ જે આવી ચઢે તેનું જ ભક્ષણ કરી સંતોષ પામે છે. ભગવદ્‌ગીતામા આ પ્રકારની વૃત્તિનું વર્ણન यदृच्छालाभसंतुष्ट: – અકસ્માત્ જે મળી આવે તેનાથી સંતોષ પામવું એ શબ્દોથી કરવામા આવેલુ છે શ્રીવલ્લભાચાર્ય પણ આ જ વાતનું સમર્થન કરતાં કહે છે કે *प्राप्तं सेवेत निर्ममः* જે આવી મળે તેનો મમતા રાખ્યા વિના સ્વીકાર કરવો. ઉપનિષદોએ પણ વાસનાનો ત્યાગ કરવાનો ઉપદેશ આપી ઓછામાં ઓછી જરૂરિયાતો રાખવાનો આદર્શ દર્શાવ્યો છે, અને ભારતે આ આદર્શ ભૂતકાળમાં સ્વીકારેલો છે મહાત્મા ગાંધીજીએ વર્તમાન યુગમાં આ પ્રાચીન આદર્શને ફરીથી જીવતો કર્યો છે, અને ભારતનું અર્થશાસ્ત્ર આ દષ્ટિએ જ ઘડયું છે. ભારતની અને પાશ્ચાત્ય દેશોની સંસ્કૃતિમાં આ જ મોટો ભેદ છે. વધારે જરૂરિયાતો એ પશ્ચિમનો આદર્શ બની ગયેલો છે. ગાંધીજીની વિચારસરણીનું જાણે સમર્થન કરતા હોય તેમ ભારતમાં આજના અમેરિકાના માન્ય એલચી પ્રો. ગૅલબ્રેથ કહે છે કે ભારત જેવા અવિકસિત દેશો માટે પશ્ચિમનું અનુકરણ હિતકારક નથી. અજગરવ્રતનો આ બોધપાઠ છે.

મહાભારતના શાંતિપર્વમાં અજગરવ્રત પાળનાર એક મુનિનો અને રાજા પ્રહ્લાદનો સંવાદ છે. મુનિ અજગરની માફક અનાયાસે મળી આવેલી વસ્તુ જ લેતા હતા તેથી તે અજગર મુનિ કહેવાતા હતા. યુધિષ્ઠિર ભીષ્મપિતામહને પ્રશ્ન કરે છે કે કયા પ્રકારનું જીવન જીવવાથી માણસ આ લોકમાં શોકરહિત વિચરે અને ઉત્તમ ગતિને પ્રાપ્ત કરે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભીષ્મ અજગર મુનિ અને પ્રહ્લાદના સંવાદનો રસિક ઇતિહાસ કહે છે.

મુનિનું જીવન સ્થિતપ્રજ્ઞ પુરુષના જેવું જોઈને પ્રહ્લાદ કહે છે કે હે ભગવન્ ! આપ સ્વસ્થ, શાંત, મૃદુ, દાન્ત, નિષ્ક્રિય અને ઈર્ષ્યારહિત છો, લોકમાં આપ બહુમાન્ય છો, બાળકની માફક બધે ફરો છો, કોઈ વસ્તુની ઇચ્છા કરતા નથી, કોઈ વસ્તુ ન મળી તો શોક કરતા નથી, સદા નિત્યતૃપ્ત રહો છો, કૂટસ્થ જીવન ગાળો છો, સાક્ષીની માફક વિચરો છો; તો આપની પ્રજ્ઞા કેવા પ્રકારની છે, આપનું જ્ઞાન કેવા પ્રકારનું છે, આપનું વર્તન કેવા પ્રકારનું છે તે મને કૃપા કરીને કહો જે કલ્યાણકારક હોય તે મને કહો.

મુનિએ પ્રહ્લાદના પ્રશ્નનું સમાધાન કરતા કહ્યું કે હે પ્રહ્લાદ ! જગતના આ બધા પદાર્થો નાશવંત છે, સ્વભાવથી જ બધી વર્તમાન પ્રવૃત્તિઓ જોવામાં આવે છે અને બધા પોતાના સ્વભાવ પ્રમાણે જ રહે છે, તેથી હું હર્ષ અથવા શોક કરતો નથી. જે પદાર્થો એકઠા થાય છે તે આખરે છૂટા પડે છે, જે વસ્તુઓ આપણે એકઠી કરીએ છીએ તેનો અંતે વિનાશ થાય છે, તેથી હું કશામાં મન પરોવતો નથી. ગુણવાળાં પ્રાણીઓનો નાશ જોઈને ઉત્પત્તિ અને વિનાશનું જ્ઞાન થાય છે, અને આ પ્રકારનું જ્ઞાન મેળવનારને બીજું શું કરવાનું બાકી રહે છે ? બળવાન માણસોનું પણ સમય આવ્યે મરણ થાય છે. આ બધું બરોબર સમજીને હું કૃતકૃત્ય થયો છું અને સુખેથી સૂઈ શકું છું. અકસ્માત આવી મળેલો ખોરાક હું ખાઉં છું, અને કશું ન મળી આવે તો ઘણા દિવસો સુધી પણ હું ખાધા વિના રહી શકું છું. મને લોકો કોઈક વખત વિવિધ રસવાળું બહુ અન્ન ખવડાવે છે, કોઈક વખત થોડું ખવડાવે છે, અને કોઈક વખત મને કશું પણ મળતું નથી. કોઈક વખત હું કણ ખાઉં છું, કોઈક વખત તલનો ખોળ ખાઉં છું અને કોઈક વખત અનેક પ્રકારનાં અન્ન ખાઉં છું. કોઈક વખત હું પલંગમાં સૂઈ જાઉં છું, તો કોઈક વખત હું ભૂમિ ઉપર પણ સૂઈ જાઉં છું, કોઈક વખત મહેલમાં પણ સૂઈ જાઉં છું. કોઈક વખત હું

શણ, રેશમ અને અજિનનાં ચીર પહેરું છું તો કોઈક વખત કીમતી વસ્ત્રો પહેરું છું. અકસ્માત આવી ચઢેલી ધર્મ્ય વસ્તુનો હું તિરસ્કાર કરતો નથી, તેમ બહુ દુર્લભ પદાર્થોની પાછળ હું દોડતો નથી. આ પ્રકારનું અચલ, અનંત, શિવ, શોકરહિત, પવિત્ર, અનુપમ વિદ્વાનોએ માન્ય કરેલું અને મૂર્ખ લોકોએ ત્યાગ કરેલું એવું અજગરવ્રત હું પવિત્ર રહીને પાળું છું. ( व्रतमिदमजगरं शुचिश्चरामि ).

આગળ ચાલતાં મુનિ પ્રહ્લાદને કહે છે કે મારી મતિ અચલિત છે, સ્વધર્મથી હું ભ્રષ્ટ થયો નથી, મારું ફરવાનું પરિમિત છે, પર અને અવરને હું જાણનારો છું અને ભય, રાગદ્વેષાદિ, લોભ અને મોહથી હું મુક્ત છું. અનેક પ્રકારના સ્વાર્થ માટે લોકોને નીચ પ્રકારે વર્તતા હું જોઉં છું એટલે મારી વાસનાઓ શાંત પડી જાય છે અને હું જિતેંદ્રિય બનું છું. સુખ અને અસુખ, લાભ અને અલાભ, રતિ અને અરતિ, મરણ અને જીવિત એ બધાં દ્વંદ્વો દૈવાધીન છે એમ જ્યારે મને જણાયું ત્યારે મેં આ અજગરવ્રત ધારણ કર્યું. શયન અને આસન ગમે તે પ્રકારનાં હોય તો પણ મને શાંતિ હોય છે. દમ, નિયમ, વ્રત, સત્ય અને શૌચનું હું પાલન કરું છું. કોઈ પણ ફળનો હું સંચય કરતો નથી અને સદા આનંદમાં રહું છું.

આ અજગરવ્રતની ચર્ચા જ્ઞાનીઓએ અનેક પ્રકારે કરેલી છે, અને કવિઓએ પણ તેનો વિસ્તાર કરેલો છે. બીજા ચિંતકોએ ભિન્ન ભિન્ન મતોને અનુસરીને આ વિષયમાં અનેક પ્રકારના તર્કો કરેલા છે. અંતે મુનિ કહે છે કે આ પ્રકારનો અનુભવ કરીને હું આ સમાજમાં દોષ અને તૃષ્ણાથી રહિત વિચર્યા કરું છું.

આ કથા પૂરી કરતાં ભીષ્મ યુધિષ્ઠિરને કહે છે કે જે મહાત્મા રાગદ્વેષથી મુક્ત થઈ આ અજગરવ્રતનું પાલન કરે છે તેનાં ભય, લોભ,

મોહ અને ક્રોધ નાશ પામે છે અને આ જગતમાં તે ખરેખર સુખી થઈ વિચરે છે.

અજગરવ્રત વિષે ભીષ્મ પિતામહે આપેલી આ ફલશ્રુતિ આજના યુગને બહુ પ્રેરણા આપનારી છે. આ વિશ્વનાં રાષ્ટ્રો સત્તા મેળવવાની સ્પર્ધા ચલાવી રહ્યાં છે, અનેક યોજનાઓ ઘડે છે, અસંખ્ય માણસોનો સંહાર કરે છે અને અખિલ માનવસમાજને ભયજનક સ્થિતિમાં મૂકી દે છે. અજગરવ્રતમાં રહેલી સંયમની ભાવના વાસ્તવિક રીતે જગતને ઉપકારક છે. આ વિષયમાં ભારત અન્ય દેશોને સન્માર્ગે જવાની પ્રેરણા આપી શકે એમ છે. તાત્ત્વિક વિચારસરણી વિના વિશ્વમાં શાંતિની સ્થાપના થવી અશક્ય છે.



# કલ્યાણનો માર્ગ

જગતના ધર્મોના ઇતિહાસ ઉપરથી એક વાત સ્પષ્ટ સમજાય છે કે મનુષ્યોને દુઃખ દૂર કરવાની અને સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય છે. પરમાત્મા આનંદમય છે. ઉપનિષદ્‌ના તત્ત્વચિંતકોએ બ્રહ્મનું લક્ષણ 'સચ્ચિદાનંદ' એ રીતે આપેલું છે. મનુષ્યના દેહમાં રહેલો આત્મા એ પરમાત્માનો અંશ છે, જેમ અગ્નિનો તણખો અગ્નિનો અંશ છે તેમ. જીવાત્મામાં બ્રહ્મના સત અને ચિત એ બે અંશો પ્રકટ છે, પણ આનંદનો અંશ અપ્રકટ છે. તેથી તે આ આનંદ અંશ પ્રકટ કરવાને માટે, બ્રહ્મરૂપ થવા માટે, પોતાનું કલ્યાણ સાધવાને માટે કુદરતી રીતે પ્રયત્ન કરે છે તેના આ સાધનામાં ધર્મોનો ઉપયોગ થાય છે. તેથી વૈશેષિક દર્શનના સ્થાપકે ધર્મનું સ્વરૂપ સમજાવતાં કહ્યું કે જેનાથી કલ્યાણ— અભ્યુદય અને નિઃશ્રેયસ સધાય તે ધર્મ; માનવસમાજને ધારણ કરે તે ધર્મ.

ઉપનિષદની એક વિચારધારા પ્રમાણે પરમાત્મા જ જગદ્‌રૂપે પ્રકટ થયા છે. જગતમાં સત અંશ પ્રકટ છે, પણ ચિત અને આનંદ અંશ અપ્રકટ છે. જગત એ બ્રહ્મની લીલા છે. પોતાને રમતગમતનો આનંદ

મળે એ હેતુથી બ્રહ્મે ક્રીડા – રમતની ખાતર, આ જગત ઉત્પન્ન કર્યું છે. મહાભારત પણ કહે છે કે क्रीडार्थं जगत्, ક્રીડાને માટે આ જગત છે.

આનંદને માટે પરમાત્મા જગદ્રૂપે પરિણામ પામ્યા, તેથી પરમાત્માના સ્વરૂપમાં કોઈ જાતનો વિકાર થયો નથી, અને જગતમાંથી પરમાત્માને આનંદ મળે છે. જે જગત પરમાત્માને આનંદ આપી શકે છે તે જગતમાથી જીવાત્માને જ્યારે આનંદ ન મળે અને જ્યાર તે દુઃખનો પોકાર કરે ત્યારે આપણને જરા આશ્ચર્ય થાય છે ઈશ્વરને આનંદ મળ્યો અને માણસને ન મળ્યો! આ આનંદ મેળવવામા જ મનુષ્યજીવનની ખરી સાર્થકતા છે.

બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો એ આપણા તત્ત્વજ્ઞાનનો આદર્શ છે આ આદર્શ સિદ્ધ કરવા યાજ્ઞવલ્ક્ય ઋષિ ઉપનિષદમાં (બૃ. ઉ. ૨.૪.૫;૪.૫.૬) કહે છે કે આત્માનુ શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરો. (आत्मा वा अरे द्रष्टव्य. श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः।) પરમાત્માના સ્વરૂપ વિષેનાં વર્ણનો સાધુ પુરુષો પાસેથી સાભળો અને તેના ઉપર ખૂબ મનન કરો, વિચાર કરો પછી નિદિધ્યાસન કરો, એકાગ્રતાથી ચિંતન કરો. આ પ્રમાણે શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવાથી આત્માના દર્શન થશે, બ્રહ્મનો સાક્ષાત્કાર થશે અને જીવાત્મા આનંદસાગરમાં સ્નાન કરશે. મોક્ષાવસ્થામા શુ શું બનતું હશે એ વિષે ઉપનિષદના તત્ત્વચિંતકોએ બહુ સરસ વર્ણનો આપ્યા છે, અને જુદા જુદા આચાર્યોએ – શંકરાચાર્ય, રામનુજાચાર્ય, નિમ્બાર્કાચાર્ય, મધ્વાચાર્ય, વલ્લભાચાર્ય, ચૈતન્ય મહાપ્રભુ જેવા આચાર્યોએ – તેમાં વિવિધ રંગો પૂર્યા છે. બ્રહ્મરૂપ જ થવુ, બ્રહ્મની સાથે જોડાવુ, બ્રહ્મની પાસે રહેવું, બ્રહ્મના લોકમા રહેવું, બ્રહ્મના જેવો વૈભવ ભોગવવો અને બ્રહ્મની સાથે અનેક ભોગો ભોગવવા – આ બધી મોક્ષની વિવિધતા છે

આપણે ઘણું વાંચીએ છીએ પણ મનન કરતા નથી. તેથી આપણે મેળવેલા જ્ઞાનનું ફળ આપણે ભોગવી શકતા નથી. આપણું જ્ઞાન પોપટિયા બની જાય છે. અર્વાચીન ગુજરાતના આદ્યદ્રષ્ટા શ્રીયુત ગોવર્ધનરામે પોતાના 'સાક્ષરજીવન' નામના ગ્રંથમાં શુકદ્રષ્ટા વગેરે દ્રષ્ટાના પ્રકારો આપ્યા છે. તેમા છેલ્લો પ્રકાર પર્યેષક દ્રષ્ટાનો છે. જે વિદ્વાન મનન કરી સત્વની શોધ કરે તે ઉત્તમ કોટિનો સાક્ષર છે. બ્રહ્મવિદ્યાના વિષયમાં પણ એકાગ્ર ચિંતન અતિ આવશ્યક છે.

આ ચિંતનને માટે એકાંતની બહુ જરૂર છે. ઘોડાગાડીમાં, મોટરમાં કે રેલવે-ગાડીમાં મુસાફરી કરતાં કેટલાંક માણસોને વાંચવાની ટેવ હોય છે. એ રીતે તેઓ સમયનો સદુપયોગ કરી જ્ઞાનમાં સારો વધારો કરે છે, પણ આ વાચન પછી મનન કરવાનો સમય ન મળે, ચિંતન કરવાનો અવકાશ ન મળે તો તે જ્ઞાનનો પ્રકાશ ઝાંખો પડે છે. જેમ દીવામાં થોડે થોડે વખતે ઘી પૂરતા રહીએ તો તે જ્યોતિ અખંડ બને છે અને દૂર-સુદૂરથી લોકો તેનાં દર્શન કરવા દોડે છે. વાચનનો સંપૂર્ણ લાભ એકાગ્રચિંતન વિના મળતો નથી.

એકાગ્ર ચિન્તનને માટે એકાન્ત સ્થળની જરૂર હોય છે. પ્રાચીન કાળમા મુનિઓ તપોવનમાં રહેતા હતા, નદીઓના સંગમ ઉપર વસતા હતા, પર્વતોની ગુફાઓમાં સ્થિતિ કરતા હતા. ત્યાં તેઓ ચિન્તન કરી ઉચ્ચ પદ પ્રાપ્ત કરતા હતા. ઋગ્વેદ (૮.૬.૨૮) અને શુક્લ યજુર્વેદ (૨૬.૧૫) કહે છે કે उपह्वरे गिरीणां सगथे ( पाठभेद संगमे शु. य. ) च नदीनाम् । धिया विप्रोऽजायत ॥ ( પર્વતોની પાસે નદીઓના સંગમ ઉપર યાગક્રિયાથી અથવા સ્તુતિથી ઈંદ્ર ઉત્પન્ન થાય છે, પ્રકટ થાય છે. આ અર્થ સાયણાચાર્યના ભાષ્ય પ્રમાણે છે. ઉવટ અને મહીધર એ બે ભાષ્યકારો ઈંદ્રને બદલે મેધા કહે છે.) તાત્પર્ય એ કે આપણે પણ એવા

એકાન્ત સ્થળમા ભેગી સ્તુતિ કરીને સિદ્ધ થઈએ બૌદ્ધ સાધુઓ જે કાર્લા જેવી ગુફાઓમા રહેતા હતા તે ગુફાઓ આજે પણ હયાત છે

છાન્દોગ્ય ઉપનિષદમા ( ૮–૭–૧૨ ) આ વિષયમા એક સુદર કથા છે દેવોન પ્રતિનિધિ તરીકે ઇદ્ર અને અસુરોના પ્રતિનિધિ તરીકે વિરોચન એ બે પ્રજાપતિ પાસે ઉપદેશ લેવા ગયા પ્રજાપતિએ પહેલા ઉપદેશ આપેલો કે આત્મા પાપરહિત છે, જરા અને મરણ વિનાનો છે, શોક વિનાનો છે, તરસ અને ભૂખ વિનાનો છે સત્ય ઇચ્છા અને સકલ્પોવાળો છે, તે આત્માની શોધ કરવી તેને બરાબર જાણવો, જે આ પ્રમાણે કરશે તે બધા લોકો પ્રાપ્ત કરશે, બધી ઇચ્છાઓ પુરી પાડશે પ્રજાપતિની પાસે ઇન્દ્ર અને વિરોચન ૩૨ વર્ષ સુધી રહ્યા પછી પ્રજાપતિએ તેમને ઉપદેશ આપ્યો ઉપદેશ લીધા પછી વિરોચન તો ચાલ્યો ગયો, પણ ઇન્દ્રે ઉપદેશ વિષે વિચાર કરવા માડયો તેને શકા થઈ અને પ્રજાપતિ પાસે આવ્યો પ્રજાપતિએ ફરીથી ૩૨ વર્ષ રહેવાનુ કહ્યુ સમય પૂરો થતા તેમણે ઇન્દ્રને ફરીથી ઉપદેશ કર્યો પછી પાછો વિચાર કરતા ઇન્દ્રને શકા થઈ અને પ્રજાપતિ પાસે આવ્યો પહેલાની માફક પ્રજાપતિએ ઇન્દ્રને ૩૨ વર્ષ રહેવાનુ કહ્યુ પછી પ્રજાપતિએ ઉપદેશ આપ્યો ફરીથી વિચાર કરતા ઇન્દ્રને પાછી શકા થઈ અને તે પ્રજાપતિ પાસે ગયો આ વખતે પ્રજાપતિએ પ વર્ષ રહેવાનુ કહ્યુ મુદ્દત પૂરી થતા પ્રજાપતિએ ઇન્દ્રને ઉપદેશ આપ્યો અને ઇન્દ્રને પૂર્ણ સતોષ થયો સ્વપ્ન, જાગ્રત સુષુપ્તિ અને તુરીય એ ચાર અવસ્થાઓનુ ઇન્દ્રને જ્ઞાન મળ્યુ આ બ્રહ્મજ્ઞાન મેળવવા માટે ઇન્દ્રને એકદર ૧૦૧ વર્ષ બ્રહ્મચર્યની - વિચાર અને મનનની - તપશ્ચર્યા કરવી પડી

મહાભારતમા ( ૧૨ ૩૨૯ ) ભીષ્મ યુધિષ્ઠિરને ઉપદેશ આપતા દેવર્ષિ નારદ અને શુકનો એક પ્રસગ કહે છે શુકદેવજી નારદને

વિનંતિ કરે છે કે આ જગતમાં જેનાથી હિત થાય, કલ્યાણ થાય તે મને આપો. નારદે પોતાને સનત્કુમારે જે ઉપદેશ આપ્યો હતો તે સમજાવ્યો. તેમણે કહ્યું કે લોકોના અને જગતના પદાર્થોના સમાગમમાં આવવાથી દુઃખ ઊભું થાય છે. ( संयोगो दुःखलक्षणम् । ८ ); તેથી પદાર્થોમાં, સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણ ગુણોમાં આસક્તિ રાખ્યા વિના એકાન્તમાંજ રહેવું. ( एकचर्यांतः सदा।२१ ) શાસ્ત્રનું શ્રવણ કરી સુખી થવું; અધ્યાત્મવિદ્યાનો આનન્દ મેળવી વાસનારહિત થઈ સુખી રહેવું; આ કલ્યાણનો સાચો માર્ગ છે.

ભગવદ્ગીતામાં ભગવાને ઉપદેશ આપ્યો કે પુરુષે માણસોના જૂથમાં રહેવાની ઇચ્છા ન રાખવી ( अरतिर्जनसंसदि ) અને એકાન્તમાં રહેવું ( विविक्तदेशसेवित्वम् ). ૧૩–૧૦; ૧૮.૫૨. આ પ્રમાણે કૃષ્ણે એકાન્તનો મહિમા જણાવ્યો. ભગવાન દત્તાત્રેયે પણ આ જ વાત કહી. દત્તાત્રેય એકલો ગુણ જ જોનારા હતા. દોષ તરફ તેમની નજર જ પડતી ન હતી. તેમણે ગુણની દૃષ્ટિએ પચીસ ગુરુઓ કર્યા. તેમાં તેમણે એક કુમારીને પણ ગુરુ તરીકે સ્વીકારી હતી. કુમારીના હાથે કંકણો ઘણાં હતાં ત્યારે બહુ અવાજ આવવા માંડયો. બે કંકણો થયાં ત્યારે થોડો અવાજ આવવા માંડયો, અને જ્યારે એક જ કંકણ રહ્યું ત્યારે અવાજ જ ન થયો. આ પ્રસંગ ઉપરથી દત્ત ભગવાનને એકાન્તનો – એકલા રહેવાનો લાભ જણાયો. આ વિષે ભાગવત ( ૧૧–૯–૧૦ ) કહે છે કે–

वासे बहूनां कलहो भवेद्वार्ता द्वयोरपि ।
एक एव चरेत् तस्मात् कुमार्या इव कङ्कणः ।।

અર્થાત્ બહુ જણ સાથે રહે તો કલહ થાય, બે રહે તો પણ વાતો

થાય, તેથી કુમારીના કંકણની માફક માણસે એકના જ રહેવું અષ્ટાંગ યોગમાં પણ એકાન્તવાસની જરૂર રહે છે જ

આજના આપણા ધમાલિયા જીવનની અંદર દિવસમાં થોડો વખત પણ એકાન્તમાં રહી પ્રભુનું, તેના જ્ઞાનનું અને સંતોના ઉપદેશનું ચિન્તન કરવાથી જપ અને ધ્યાન કરવાથી આપણા ચિત્તને સાચી શાંતિ મળશે, આપણો જગતનો દૈનિક વ્યવહાર સારો ચાલશે, કલ્યાણના દ્વાર ખૂલશે, જીવન દિવ્ય બનશે



# અજર અને અમર

ભગવદ્ગીતામાં આપણે વાંચીએ છીએ કે જેનો જન્મ છે તેનો નાશ છે. યાસ્કાચાર્ય નિરુક્તમાં કહે છે કે પદાર્થોના વિકારોની ૭ અવસ્થાઓ હોય છે. પ્રાણી જન્મે છે અને અસ્તિત્વમાં આવે છે, તેની વૃદ્ધિ થાય છે, પરિણામ પામી તેનો અપક્ષય અને અંતે નાશ થાય છે.

તરી અમર થયા. દેવો પણ અજર અને અમર કહેવાય છે. ભારતીય સંસ્કૃતિમાં અજરતા અને અમરતા પ્રાપ્ત કરવી એ જ પરમ પુરુષાર્થ છે, અને તેને સિદ્ધ કરવાને માટે અનેક પ્રકારનાં સાધનો દર્શાવવામાં આવેલાં છે. ભારતનાં સર્વ દર્શનો આ ધ્યેય સિદ્ધ કરવામાં જ ચરિતાર્થ બને છે.

આ વિષયને અંગે મહાભારતના શાંતિપર્વમાં વર્ણવેલો પ્રસંગ વિચારવા જેવો છે. મોક્ષધર્મ પર્વમાં (શાંતિપર્વ, ૩૧૯ ચિત્રશાળા પ્રેસ આવૃત્તિ, ૩૦૭ પૂનાની સમીક્ષિત આવૃત્તિ, ૩૨૪ કુમ્ભકોણમ્ આવૃત્તિ) યુધિષ્ઠિર ભીષ્મને પ્રશ્ન કરે છે કે હે ભરતર્ષભ! ઐશ્વર્ય, પુષ્કળ ધન અને દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કર્યા પછી માણસ મૃત્યુને કેવી રીતે તરી શકે? જરા અને મૃત્યુનો નાશ કરવાને માટે, અજર અને અમર બનવાને માટે જગતમાં અનેક પ્રકારો દર્શાવવામાં આવ્યા છે. કેટલાક મોટું તપ કરીને અજર અને અમર બને છે, તો કેટલાક કર્મથી – યજ્ઞો કરવાથી – અજરામર બને છે. કેટલાક જ્ઞાન મેળવીને મોક્ષ પ્રાપ્ત કરે છે, જ્યારે કેટલાક પારો અને અભ્રકના રસાયનપ્રયોગો કરી અજર અને અમર બને છે. આ બધાં સાધનોમાં મનુષ્યે કયું સાધન લઈ જરા અને મરણથી મુક્ત થવું?

યુધિષ્ઠિરના પ્રશ્નનો જવાબ આપતાં ભીષ્મે કહ્યું કે ભાઈ, આ પ્રશ્નનું સુંદર સમાધાન પંચશિખ અને જનકના પ્રાચીન સંવાદમાં આપવામાં આવેલું છે. પંચશિખ મહાન વૈદિક જ્ઞાની ભિક્ષુ હતા. તેમણે ધર્મનું સત્ય સ્વરૂપ જાણ્યું, જોયું અને અનુભવ્યું હતું, તે એટલે સુધી કે ધર્મ વિષે તેમને કોઈ પણ પ્રકારની શંકા રહી ન હતી. જેને ધર્મ વિષે સંશય થતો તે પોતાના સમાધાન માટે પંચશિખ મહર્ષિની પાસે જતો. એક વખત વિદેહ દેશનો રાજા જનક પંચશિખની પાસે ગયો અને વિનંતિ તરીકે મહારાજ, કયા પ્રકારે જીવન ગાળવાથી માણસ

જરા અને મરણનો નાશ કરી શકે ? તપ, બુદ્ધિ, કર્મ અને જ્ઞાન આ ચાર પ્રકારના સાધનોનો લાભ મુમુક્ષુજનો લે છે. આ ઉપાયોમાંથી અમારે કયો ઉપાય કરવો, એ આપ કૃપા કરી સમજાવો.

પંચશિખ મહર્ષિએ ઉત્તર આપ્યો કે જરા અને મરણનો નાશ થતો નથી, તેમ જ બિલકુલ નાશ થતો જ નથી એમ પણ નથી. દિવસ, રાત્રિ અને મહિનાઓ એની નિવૃત્તિ થતી નથી. મનુષ્યની સ્થિતિ અસ્થિર છે, અને લાંબે ગાળે તે નિત્ય માર્ગે ચડે છે. જેમ નદીના પ્રવાહમા વસ્તુઓ તણાય છે તેમ સર્વ પ્રાણીઓ તણાય છે અને નાશ પામે છે. આ કાલરૂપી સાગરમાં જરા અને મૃત્યુરૂપી મોટા મગરો રહેલા છે. આ સાગરમાં જે લોકો તણાય છે અને ડૂબી જાય છે તેને કોઈ બચાવતું નથી. સાગરમાં ડૂબી જનારા માણસનું કોઈ હોતું નથી, તેમજ તે કોઈનો હોતો નથી. સ્ત્રી, પુત્ર અને સગાંવહાલાંનો સમાગમ જેમ રસ્તામાં માણસો અકસ્માત્ મળે છે તેમ અકસ્મતા જેવો છે. કોઈ પણ માણસે સગાંવહાલાં સાથેનો નિત્ય સમાગમ કોઈ પણ કાળે ભોગવ્યો નથી. એ તો 'નદીનાવસંજોગ' છે. સંસારમાં દુઃખથી બૂમો પાડતા માણસોને કાળ ફેંકી દે છે. જેમ પવન વાદળાંનો નાશ કરે છે, તેમ કાળ સર્વનો નાશ કરે છે. માણસ બળવાન હોય કે નિર્બળ હોય, નાનો હોય કે મોટો હોય, તો પણ તેને કાળ વરુની માફક ખાઈ જાય છે. આ પ્રમાણે બધાં પ્રાણીઓ નાશવંત છે, અનિત્ય છે, અને તેમાં નિત્ય આત્મા રહેલો છે. જ્યારે વાસ્તવિક પરિસ્થિતિ આ પ્રમાણે છે; દેહ અનિત્ય છે અને આત્મા નિત્ય છે એમ જ્યારે આપણે જાણીએ છીએ, ત્યારે કોઈનો જન્મ થાય તો હર્ષ પામવાનું અને મરણ થાય તો શોક કરવાનું શું કારણ ? દરેક માણસે વિચાર કરવો જોઈએ કે હું ક્યાંથી આવ્યો, હું કોણ છું, હું ક્યાં જવાનો છું, હું કોનો છું, હું ક્યાં ઊભો છું, હું ક્યાં રહેવાનો છું ? આ બધો વિચાર કર્યા પછી તારે શા માટે શોક

કરવાનો હોય ? સ્વર્ગનો દ્રષ્ટા બીજો કોણ છે ? તથા નરકનો દ્રષ્ટા પણ બીજો કોણ છે ? માટે દરેક માણસે આગમોના, શાસ્ત્રોના નિયમોનો ભંગ કર્યા વિના દાન કરવું અને યજ્ઞ કરવો.

આ પ્રમાણે પંચશિખે જનકને જગતની ખરી પરિસ્થિતિ સમજાવી. આ પંચશિખ-જનક-સંવાદમાં કેટલીક બાબતો આપણું ધ્યાન ખેંચે છે. જ્યારે યુધિષ્ઠિર જરા-મરણને જીતવાનાં સાધનોની ગણતરી કરે છે ત્યારે ચાર પ્રકારનાં સાધનોમાં રસાયનપ્રયોગની પણ ગણતરી કરે છે. આ રસાયનપ્રયોગનો નિર્દેશ બહુ મહત્ત્વનો છે. રસ એટલે પારો. પારાને બરોબર સિદ્ધ કરાય તો તેના સ્પર્શથી લોખંડ સુવર્ણ બની જાય એવી માન્યતા છે. આ સિદ્ધ પારો લેવાથી શરીરને વૃદ્ધાવસ્થા આવતી નથી અને મરણ પણ આવતું નથી. એ શરીર નિત્ય બને છે, અને આ જ જીવનમાં માણસ નિત્ય શરીરથી પરબ્રહ્મની સાથેનું તાદાત્મ્ય અનુભવી બ્રહ્માનંદ ભોગવે છે. આ જ ખરી જીવન્મુક્તિ છે. આ પ્રકારનો વિચાર ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં જોવામાં આવે છે. માધવાચાર્યના સર્વદર્શનસંગ્રહમાં 'રસેશ્વરદર્શન' નામનું નવમું દર્શન વર્ણવેલું છે. તેમાં પારો અને અભ્રક દેહને કેવી રીતે નિત્ય બનાવે છે અને માણસ જીવન્મુક્તિ કેવી રીતે સાધી શકે છે એ દર્શાવવામાં આવેલું છે. રસ – પારો એ હર – મહાદેવના અંગમાથી ઉત્પન્ન થયેલો છે અને અભ્રક ગૌરીના દેહમાંથી ઉત્પન્ન થયેલું છે, તેથી આ બે પદાર્થોની મેળવણીને હરગૌરી-સૃષ્ટિ કહેવામાં આવે છે રસાર્ણવ, રસહૃદય અને રસેશ્વરસિદ્ધાંત જેવા પ્રમાણભૂત ગ્રંથોનો નિર્દેશ કરવામાં આવેલો છે. ગોવિંદભગવત્પાદાચાર્ય, સર્વજ્ઞ રામેશ્વર ભટ્ટારક જેવા પ્રાચીન આચાર્યોએ પણ આ રસની પ્રક્રિયાનો પ્રચાર કરેલો છે. તૈત્તિરીયોપનિષદની *रसो वै स. । रस ह्येवाय लब्ध्वानन्दी भवति* ( તે ખરેખર રસ છે. રસને પ્રાપ્ત કરી આ આનંદી થાય છે.) એ શ્રુતિમાં આવેલા 'રસ' શબ્દનો અર્થ આ રસેશ્વરદર્શનમાં

પાગે કરવામા આવેલો છે શ્રીવલ્લભાચાર્યે જ્યારે કહ્યુ કે આ શ્રુતિમાં પરમાત્મને રમાત્મક વર્ણવ્યા છે ત્યારે ગ્સેશ્વરદર્શને તે શ્રુતિને પોતાની યોજનામા ઘટાવી છે. ભિન્ન ભિન્ન વિચારકો એક જ શ્રુતિના ભિન્ન ભિન્ન અર્થ કેવી રાતે કરે છે તેનુ આ એક ઉદાહરણ છે

કુટુબકબીલાનો સમાગમ રસ્તામા ભેટયા જેવો છે, એ વિચાર આપણા સતોની વાણીમા સારા પ્રમાણમા જોવામા આવે છે ભક્તશિરોમણિ તુલસીદાસજીનુ 'નદીનાવસજોગ'નુ વચન તો આપણા મગજમા તાજુ જ છે દેહની અનિત્યતા અને આત્માની નિત્યતાને લીધે હર્ષશોકને અવકાશ નથી એ ભાવના ગીતાના બીજા અધ્યાયની વિચારસરણી સાથે સરખાવવા જેવી છે, અને પંચશિખે જે અન્તિમ ઉપદેશ આપ્યો કે આગમોનું ઉલ્લંઘન કર્યા વિના માણસે દાન કરવુ અને યજ્ઞ કરવો એની સાથે પૂર્વમીમાંસાદર્શનના પ્રભાકર ગુરુનો અભિપ્રાય સરખાવવા જેવો છે. સાંખ્યદર્શનની જે પરંપરા ઈશ્વરકૃષ્ણે સાંખ્યકારિકામાં આપી છે તેમાં પંચશિખની ગણના થયેલી છે. જનકની સાથેના આ સંવાદમાં જે પંચશિખ ભિન્ન છે કે અભિન્ન એ કહેવું મુશ્કેલ છે. બને એક જ હોય તો તેમા અસંભવ જણાતો નથી.

શાસ્ત્રનુ પાલન કરી દાન અને યજ્ઞ કરવાનો પંચશિખનો ઉપદેશ બહુ સુંદર છે. દાનનો મહિમા તૈત્તિરીય ઉપનિષદે ગાયો છે કે જ્ઞાનથી, શરમથી, શ્રદ્ધાથી ગમે તે રીતે તમારે દાન કરવુ. આજે પણ આ દાનનો મહિમા શ્રી વિનોબાજી જેવા સંતો પ્રજાને સમજાવી રહ્યા છે. નિષ્કામ યજ્ઞથી મનુષ્યનું જીવન પ્રસુમન બને છે. પોતાના જીવનમાં જ મનુષ્ય યજ્ઞનારાયણના દર્શન કરી કૃતાર્થ થાય છે. પંચશિખનો ઉપદેશ ખરેખર વિચારવા જેવો છે.

-

ॐ

# સદાચારનો પ્રભાવ

જેમ જગતમાં સત્ત્વ, રજસ, અને તમસ, એ ત્રણ ગુણો ઓછાવત્તા પ્રમાણમાં વ્યાપેલા છે, તેમ મનુષ્યમાં મન, વાણી અને ક્રિયા એ ત્રણ સ્વાભાવિક રીતે રહેલાં છે. અને તેથી જ જ્ઞાન, ભક્તિ અને કર્મ એ ત્રણ માર્ગો અસ્તિત્વમાં આવેલા છે. દરેક મનષ્ય પોતાની અભિરુચિ પ્રમાણે ત્રણ માર્ગમાંથી એક માર્ગનો સ્વીકાર કરે છે, પણ ત્રણેય માર્ગનો એકી વખતે સ્વીકાર કરી શકતો નથી.

પણ મનુષ્ય પોતાના જીવનમાં મન, વાણી અને ક્રિયા એ ત્રણને એકી વખતે સમન્વય સાધી શકે છે. મનમા જે વિચારે તે વાણીમાં પ્રકટ કરે અને ક્રિયામાં ઉતારે. આ પ્રમાણે કરવાથી મન, વાણી અને કર્મ એ ત્રણની એકવાક્યતા કરી મનુષ્ય ત્રિવેણીસંગમમા સ્નાન કરી પવિત્ર બને છે, અને માનવસમાજમાં માર્ગદર્શક કાચની માફક ઊભો રહે છે. આપણાં શાસ્ત્રોએ પણ સજ્જનનું લક્ષણ આપતાં કહ્યું છે કે જેણે મન, વાણી અને ક્રિયાની એકરૂપતા સાધી છે તે સજ્જન.

આ દૃષ્ટિથી જ શાસ્ત્રોએ કહ્યુ કે आचारप्रभवो धर्मः— આચારમાંથી ધર્મ પ્રકટ થાય છે; आचारः प्रथमो धर्मः— આચાર એ પ્રથમ ધર્મ છે.

જે માણસ એક પ્રકારે બોલતો હોય અને બીજે પ્રકારે આચરતો હોય તો તેના ઉપર લોકો વિશ્વાસ રાખતા નથી શાસ્ત્ર પણ કહે છે કે आचारहीनं न पुनन्ति वेदा – આચાર વિનાના મનુષ્યને વેદો પવિત્ર કરી શકતા નથી

મનુષ્યમા કેવળ શબ્દજ્ઞાન હોય, અર્જુનની માફક પ્રજ્ઞાવાદ કર્યા કરતો હોય, અને ક્રિયામા વિરુદ્ધ વર્તન હોય તો તેનાથી પ્રતિષ્ઠાનો અને આત્મકલ્યાણનો નાશ થાય છે પણ જે માણસ વાણીમા પોતાના વિચારો પ્રકટ કરે કે ન કરે, પણ પોતાની ક્રિયા અણીશુદ્ધ રાખે તેનુ જીવન ખરેખર કૃતાર્થ છે य क्रियावान् स पण्डित — જે કર્મ કરે છે તે પંડિત છે તેની ક્રિયાની અસર સમાજ ઉપર એટલી બધી થાય છે કે થોડા જ સમયમા આપણને સારા પરિણામો મળી શકે છે

ઋષિઓ, સાધુઓ, મહાત્માઓ અને તત્ત્વચિન્તકો હમ્મેશા વગરબોલ્યે પોતાની સત્ક્રિયા કરે છે; અને તે જ જગતને માર્ગદર્શક બની જાય છે गुरोर्मौनं व्याख्यानम् એ વચનનુ સ્વારસ્ય આ દષ્ટિએ વિચારવા જેવુ છે ગુરુ શિષ્યને વાણી દ્વારા ઉપદેશ આપવા કરતા પોતાના સદાચારથી જ ઉપદેશ આપે છે, અને આ ઉપદેશની અસર અદ્‌ભુત થાય છે મહર્ષિ અરવિન્દે આ હેતુથી જ કહેલુ કે જગતને સુધારવાનો પ્રયત્ન કરવાને બદલે દરેકે પોતાની જાતને સુધારવી, કે જેથી તેના સદાચારના વિદ્યુત્પ્રભાવે આજુબાજુનું વાતાવરણ મંગલમય બની જાય ઓટીમાનો હારે અને મૂઠીમાનો જીતે ' એ આપણી કહેવત પ્રમાણે ' બોલે તે બેસે અને આચરે તે ચરે. ' આપણી શિક્ષણ-સંસ્થાઓમા પણ પ્રાધ્યાપકો સદાચારનો મહિમા સ્વીકારે તો શિસ્ત-પાલનનો પ્રશ્ન ઉપસ્થિત જ ન થાય પૂજ્ય ગાંધીજીએ છેલ્લી ક્ષણ સુધી કહ્યુ કે ભાષણો કરવાનો યુગ હવે નથી, આ તો કર્મનો યુગ છે

★

# સ્વભાવનું ઓસડ : સંયમ

જગતની રચના કેવી રીતે થઈ એ વિષે વેદકાળથી માંડીને આજ સુધી અનેક અભિપ્રાયો તત્ત્વચિંતકોએ દર્શાવ્યા છે. એમાં શું સાચું એ કહેવું ઘણું કઠિન છે. એ દિશામાં શોધ કરનાર માનવી, અભિમન્યુની માફક, ચક્રાવામાં ગૂંચાય છે. સત્યનો પ્રકાશ ન જણાતાં તે મનમાં અકળાય છે, નિરાધાર બની રહી પણ પડે છે; અને આખરે કોઈ અગમ્ય તત્ત્વને પ્રાર્થના કરે છે અને પ્રકાશ મેળવે છે. સાધુસંતોના જીવનમાં અને મહાત્મા ગાંધીજીના જીવનમાં પણ આવા અનેક પ્રસંગો આવ્યા છે એમ ઇતિહાસ ઉપરથી માલુમ પડે છે.

સૃષ્ટિની ઉત્પત્તિ ગમે તે પ્રકારે થઈ હોય, તોપણ એક વાત સાચી છે કે જે જગતમાં આપણે રહીએ છીએ તેમાં અનેક પ્રકારની વિવિધતા જણાય છે. બહારના રૂપરંગમાં, વાણીમાં અને ક્રિયામાં જે ભેદ જોવામાં આવે છે તે ભેદ અંદરની મનની વૃત્તિઓમાં પણ જોવામાં આવે છે. વાસ્તવિક રીતે તો મનની જ વૃત્તિઓ બહારની વૃત્તિઓને, વાણી અને ક્રિયાને ઘડનારી છે. જે પ્રકારનું મન તે પ્રકારનું વચન અને વર્તન. આ

સ્થિતિ બહુ સ્વાભાવિક છે, પણ માનવી પોતાની બુદ્ધિનો દુરુપયોગ કરીને મન, વાણી અને કર્મની કુદરતી એકરૂપતાનો નાશ કરે છે. આનું પરિણામ એ આવે છે કે મનમાં એક વિચારધારા ચાલતી હોય અને વાણીમા બીજી વિચારધારા પ્રકટ થતી હોય; અને આગળ આચરણમાં ત્રીજો જ પ્રકાર દેખાતો હોય આ એક પ્રકારનો વિકાર છે, રોગ છે; અને તે જીવનમાં દાખલ થયા પછી બહાર કાઢવાનું કામ ઘણું મુશ્કેલ છે. આ અસાધ્ય રોગને દૂર કરવા માટે સાધનાની જરૂર ઊભી થાય છે, અને તેથી જ તત્ત્વવિદ્યા જગતમાં મહત્ત્વનું સ્થાન ભોગવે છે.

જગતમા જે વિચિત્રતા જણાય છે તેને તત્ત્વચિંતકોએ સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણ ભાગમાં વહેંચી નાખેલી છે. કારણના ગુણો જ કાર્યમા આવે છે, એ સનાતન ન્યાય પ્રમાણે જગતની વિવિધતાનું મૂળ બીજ તેના કારણમાં રહેલું હોવું જોઈએ, એમ સર્વ વિચારકોને લાગ્યા વિના રહેતું નથી. કોઈએ મૂળ કારણને પ્રકૃતિ કહી તો કોઈએ અવિદ્યા કે માયા કહી. કોઈએ બ્રહ્મ કહ્યું, તો કોઈએ પરમાણુઓ કહ્યા. પણ તે બધાઓને મૂળ કારણમાં ત્રણ ગુણોને માનવા પડયા. સાંખ્યદર્શનમાં તો આ ગુણોનો મહિમા દર્શાવવામાં આવ્યો; ઉપનિષદોમાં અને ભગવદ્ગીતામાં ત્રણ ગુણોની વ્યાપકતા જણાવવામાં આવી અને પુરાણોમાં તો તેમની ગાથાઓ ગવાઈ. આયુર્વેદે પણ આ ત્રણ ગુણોની મહત્તા દર્શાવી.

સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણ ગુણોનાં સ્વરૂપ અને કાર્ય જુદાં જુદાં છે. સત્ત્વનો ધર્મ જ્ઞાન અને પ્રકાશ, રજસનો ધર્મ ક્રિયા અને તમસનો ધર્મ અજ્ઞાન અને અંધકાર. ગીતાજીના સત્તરમા અધ્યાયમાં શ્રદ્ધા, આહાર, યજ્ઞ, તપ અને દાન એ બધાંના સાત્ત્વિક, રાજસ અને તામસ એ પ્રમાણે ત્રણ પ્રકારો જણાવવામાં આવેલા છે. આયુર્વેદમાં પુષ્પ, પત્ર, ફળ, શાક, અન્ન વગેરેના આ ત્રણ ગુણો પ્રમાણે ભેદ પાડવામાં

આવેલા છે. ધર્મશાસ્ત્રે પણ આ જ પદ્ધતિ સ્વીકારેલી છે અને કહ્યું પણ છે કે રાજસ અને તામસ પદાર્થોનો ત્યાગ કરવાથી મનુષ્ય સાત્ત્વિક બની જ્ઞાનના પ્રકાશમાં આધ્યાત્મિક માર્ગે ચાલી સત્યને મેળવી શકે છે. છાંદોગ્ય ઉપનિષદમાં નારદ અને સનતકુમારની કથામાં સનતકુમાર નારદને ઉપદેશ આપે છે કે જો આહાર શુદ્ધ હોય તો સત્ત્વ – અંતઃકરણ – શુદ્ધ થશે, તેથી સ્મરણશક્તિ બહુ મજબૂત બનશે, બધી શંકાઓની ગાંઠો તૂટી જશે અને સત્યનો – બ્રહ્મનો – પ્રકાશ મેળવશે.

સમાજમાં જુદા જુદા સ્વભાવનાં માણસો સાથે આપણને રોજ પ્રસંગ પડે છે. કુટુંબમાં પણ જે માણસો હોય છે તે બધાંનો સ્વભાવ એક પ્રકારનો હોતો નથી. માતા અને પિતા, પતિ અને પત્ની, ભાઈ અને બહેન, શેઠ અને નોકર, પાડોશી અને પાડોશી – આ બધાંમાં વિવિધ પ્રકારના સ્વભાવ જોવામાં આવે છે અને તેથી સંઘર્ષ થાય છે, ચિત્તનો ક્લેશ થાય છે, માનવી દુઃખી થાય છે, કેટલાક આત્મઘાત કરી જીવનનો અંત આણે છે. આ દૃષ્ટિએ જગતને જોનાર માણસમાં વૈરાગ્યની ભાવના જાગે છે, જગત દુઃખમય છે એવો વિચાર જન્મે છે. જે લોકો એમ માને છે કે આ બધી સૃષ્ટિ ભગવાનની લીલા છે, ભગવાનનું ક્રીડા કરવાનું સ્થાન છે, ભગવાનને આનંદ મેળવવાનું સાધન છે, તે લોકો ક્ષણવાર વિચાર કરતા થઈ જાય છે કે જ્યારે ભગવાન જેવા આખા જગતના નાથને જગત આનંદ આપી શકે છે તો તે જગતમાંથી પામર માનવીને આનંદ કેમ નથી મળતો ?

ઉપરનો મત આપણે સ્વીકારીએ કે ન સ્વીકારીએ તો પણ એટલું તો ખરું કે દુઃખમાંથી છૂટવાની અને સુખ મેળવવાની ઇચ્છા બધાય માણસોને થાય છે, એ તો આપણા અનુભવની વાત છે. આપણા ઋષિમુનિઓએ 'જગતના' કલ્યાણ માટે ઘણા ઉપાયો દર્શાવ્યા છે.

સ્વભાવભેદને લીધે જે દુઃખ ઊભુ થાય છે તેને પણ દૂર કરવાનું સાધન સ્થિતપ્રજ્ઞ પુરુષોએ દર્શાવ્યુ છે. પ્રાણ અને પ્રકૃતિ – સ્વભાવ – સાથે જ રહે અને સાથે જ જાય એ આપણી કહેવત સ્વભાવનુ કેટલુ બળ છે તે જણાવે છે. ગીતાએ પણ એક જ વાતને ટેકો આપતાં કહ્યું છે કે સ્વભાવ બધે પ્રવર્તે છે અને તેને બદલવો બહુ કઠણ છે. આવા બળવાન શત્રુને શી રીતે જીતવો એ એક મોટો પ્રશ્ન છે.

પ્રકૃતિ – સ્વભાવ પ્રાણથી છૂટે તેમ નથી, એ સાચી હકીકત જરા ધ્યાનમાં રાખવાની જરૂર છે. સ્વભાવ બદલવાને માટે અંગત પ્રયત્નોની આવશ્યકતા હોય છે. તેથી આપણે જો સંયમ પાળીએ તો બીજાઓના જુદા જુદા સ્વભાવોને ગળી શકીએ. સાત્ત્વિક આહાર, વાચન અને સત્સંગ એ ત્રણ સાધનોની શક્તિ અસાધારણ છે કોઈને ઉદ્વેગ થાય એવી વાણી ન બોલવી, એવું વર્તન ન કરવું, સર્વના તરફ પ્રેમભાવ રાખવો, મારુંતારું એ ભેદ ભૂલવો : આ અને આવા જે જે નિયમો જણાવવામાં આવ્યા છે તે તે નિયમો પાળવાથી બધી જાતના સ્વભાવોને આપણે પી જઈશું. વિરુદ્ધ પ્રકારનો સ્વભાવ જોતાં માણસને એકદમ ક્રોધ ચઢે છે અને ગમે તેમ બોલે છે, ગમે તેમ વર્તે છે. ક્રોધ તો રજોગુણનુ કાર્ય છે અને જ્ઞાન અને વિજ્ઞાનનો નાશ કરનાર છે. જ્યારે ક્રોધ આવે ત્યારે મૌન ધારણ કરવું એમ આપણા શાસ્ત્રો કહે છે. વ્યવહારમા પણ આપણે મૌનનું મહત્ત્વ અનુભવીએ છીએ. 'ન બોલવામાં નવ ગુણ' એ આપણી રોજની કહેવતમાં બહુ ડહાપણ રહેલું છે. સામાન્ય માણસને જે પરિસ્થિતિથી ક્રોધ થાય તે પરિસ્થિતિમાં મહાત્માઓ બોલતા નથી પણ માત્ર સ્મિત કરે છે.

એક તત્ત્વચિંતકે કહ્યું છે કે પ્રભુ જ આ પ્રમાણે બોલે છે, એમ માની કઠોરમાં કઠોર વચનને માણસે સહન કરવું. જનદર્શનમાં સ્યાદ્વાદનો સિદ્ધાંત ફક્ત તાત્ત્વિક ચર્ચાને માટે ઉપયોગી છે એમ નથી,

પણ આપણા રોજના જીવનમાં પણ તે બહુ ઉપયોગી છે. જુદાં જુદાં દષ્ટિબિંદુઓ જોવાં, તેને સમજવાં અને બધાંનો સમન્વય કરવો એ કામ સ્યાદ્વાદનું છે. આપણા ઘરમાં માજીનો સ્વભાવ બહુ ક્રોધી હોય અને બધાંને કારણ વિના વઢતાં હોય ત્યારે આપણે તેમના સ્વભાવનું ખંડન કરવાનું કામ નથી, કારણ કે સ્વભાવનો નાશ એકદમ નહિ થાય, પણ મનમાં સમાધાન કરવાનું કે એ તો માજીનો સ્વભાવ છે. આવી સમાધાની વૃત્તિથી માણસમાં અપૂર્વ સંયમ કુદરતી રીતે આવી જાય છે, તે જગતમાંથી આનંદ લે છે, હમેશાં હસતો રહે છે.

ઋષિઓના આશ્રમોમાં વિરોધી સ્વભાવવાળાં પ્રાણીઓ સાથે રહી શકે છે. 'વાઘ અને બકરી એક આરે પાણી પીએ' એ ભાવના આપણા વ્યવહારમા અને સાહિત્યમાં આપણે ઘણી વાર જોઈએ છીએ. મહાત્મા ગાંધીજી જેવા તપસ્વીના તપોવનમાં અનેક વિરોધી તત્ત્વો એકઠાં રહી શક્યાં હતાં. સમર્થ પુરુષની હાજરીથી સ્થળનું વાતાવરણ બહુ સાત્ત્વિક બની જાય છે અને ત્યાં આવનારા માણસોના સ્વભાવમાં ધીમે ધીમે ફેર પડતો જાય છે. ઈ. સ. ૧૯૩૭માં શ્રી રમણ મહર્ષિના આશ્રમમાં આવી સાત દિવસ રહેનાર એક યુરોપી ભાઈએ મને આશ્રમમાં જ કહેલું કે 'હું અહીં એક અઠવાડિયાથી આવ્યો છું. મહર્ષિની સાથે વાતચીત પણ કરી નથી. જ્યાં મારામાં બહુ ફેર પડ્યો હોય એમ મને જણાય છે.' આવા દાખલાઓ તો ઘણા મળી આવે છે.

સત્સંગ અને સદ્‌વાચન એ પરમાત્માનું આધિભૌતિક સ્વરૂપ છે, એમ એક મહાનુભાવી આચાર્યે કહ્યું છે. પરમાત્મા જ્યારે અવતાર ધારણ કરે ત્યારે તો પ્રજાને તેમનાં સાક્ષાત્ દર્શન થઈ શકે, પણ જ્યારે અવતાર પ્રકટ ન હોય ત્યારે પ્રજાનો મોટો ભાગ હેરાન થાય છે. ફક્ત જ્ઞાની લોકો ધ્યાનમાં પરમાત્માનાં દર્શન કરી શકે છે. આ છે પરમાત્માનું

આધ્યાત્મિક સ્વરૂપ. અવતાર ન હોય ત્યારે પરમાત્માનું આધિભૌતિક સ્વરૂપ જ સમાજને કામમાં આવે છે.

આપણા પરમમાન્ય પંત પ્રધાન પંડિત જવાહરલાલજી જે પંચશીલનો સિદ્ધાંત જણાવે છે તે ઉપર જણાવેલી તત્ત્વજ્ઞાનની ભૂમિકા ઉપર જ રચાયેલો છે. સંયમ રાખી બીજાઓના અભિપ્રાયો અને સ્વભાવ સહન કરતાં જો આપણે શીખીશું, તો આપણું અને સમાજનું કલ્યાણ સહેલાઈથી થઈ શકે એમ છે. આપણું તત્ત્વજ્ઞાન વ્યવહારમાં ઉપયોગી થઈ પડે એમ છે. પવિત્ર આત્માઓનો સમાગમ આપણા જીવનમાં બહુ લાભ કરનારો છે. આવા મહાત્માઓ આજે તો ઘણા વિરલ થઈ ગયા છે. એટલે 'ઘેર બેઠાં ગંગા' એ ન્યાયે ઉત્તમ પુસ્તકોનું વાચન અને પરિશીલન કરવાથી આપણે આપણી પ્રગતિ કરી શકીશું. જેમ દુઃખનું ઓસડ દિવસ તેમ સ્વભાવનું ઓસડ સંયમ. સાત્ત્વિક આહાર અને વાચનથી આપણો પોતાનો સ્વભાવ ગમે તેવો ખરાબ હશે તો પણ ધીમે ધીમે સુધરતો જશે અને આપણે ઘણા સુખી થઈશું. જીવનમાં નિરાશાવાદને બદલે આશાવાદ, આનંદવાદ પ્રકટ થશે; જગત આનંદનું ધામ બનશે.



# ત્રિવેણીસંગમ

ગંગા, યમુના અને સરસ્વતીનો ત્રિવેણીસંગમ સુપ્રસિદ્ધ છે, અને ભારતીય સંસ્કૃતિમાં વિશિષ્ટ પ્રકારનું સ્થાન ભોગવે છે. અનેક સ્ત્રીપુરુષો ત્રિવેણીસંગમનાં પુણ્યજળમાં સ્નાન કરીને પોતાની જાતને કૃતાર્થ માને છે. આ છે બાહ્ય શુદ્ધિનો પ્રકાર.

બાહ્ય શુદ્ધિ આન્તર શુદ્ધિના ચિહ્ન તરીકે શોભી રહે છે, પણ જ્યારે આન્તર શુદ્ધિના અભાવમા બાહ્ય શુદ્ધિ પ્રાપ્ત કરવામા આવે છે ત્યારે સ્થિતિ ઉપહાસકારક બને છે.

બાહ્ય શુદ્ધિને માટે જેમ આગ્રહ રાખવામાં આવે છે તેમ આન્તર-શુદ્ધિને માટે પણ આગ્રહ – વધારે આગ્રહ રાખવામાં આવેલો છે. આ આન્તર શુદ્ધિ મન, વાણી અને ક્રિયા એ ત્રણના સંગમથી શક્ય બને છે.

મન એ વાણીનુ પૂર્વરૂપ છે, અને વાણી એ ક્રિયાનું પૂર્વરૂપ છે; તેથી આ ત્રણ વચ્ચે સ્વાભાવિક રીતે કાર્યકારણભાવ રહેલો છે. મનમા જે પ્રકારનો વિચાર હોય તે પ્રકારની વાણી, અને વાણી જે પ્રકારની

હોય તે પ્રકારનું કાર્ય. આ પ્રકારના ત્રિવેણીસંગમથી મનુષ્યની શુદ્ધિ સર્વાંગસંપૂર્ણ બને છે. મનુએ કહ્યું કે **મનઃપૂતં સમાચરેત્**, મનથી જે પવિત્ર થયેલું હોય તેનું આચરણ કરવું. પારસી ધર્મના આચાર્ય ઝોરોસ્ટરે મન, વાણી અને ક્રિયા એ ત્રણની પવિત્રતા ઉપર વધુ ભાર મૂક્યો અને ત્રિવેણીસંગમનું માહાત્મ્ય દર્શાવ્યું. જૈન, બૌદ્ધ, ખ્રિસ્તી, ઇસ્લામ વગેરે દર્શનોમાં પણ આ જ સિદ્ધાન્તનું સમર્થન કરવામાં આવેલું છે.

મન જ બન્ધ અને મોક્ષનું કારણ છે, તેથી તત્ત્વચિન્તકો મનના સંયમની આવશ્યકતા દર્શાવે છે. મનના નિગ્રહને માટે બધાય દર્શનોને યોગની પ્રક્રિયા સ્વીકારવી પડે છે. મન, વાણી અને ક્રિયાની પવિત્રતાથી ત્રિવેણીસંગમમાં ખરેખરું સ્નાન થાય છે, મનુષ્યજીવન સફળ થાય છે, અને પૃથ્વી ઉપર જ સ્વર્ગ અને મોક્ષ લાવી શકાય છે.

વર્તમાન યુગમાં આધિ, વ્યાધિ અને ઉપાધિ અસંખ્ય છે. સર્વત્ર દુઃખ અને ભયની ભાવના જોવામાં આવે છે. અશાન્તિનું વાતાવરણ વિશ્વવ્યાપક બની ગયું છે. જાણે અંધકારમાં જગત ચાલતું હોય એમ જણાય છે. **પ્રકાશની આજે ઘણી જરૂર છે. આ પ્રકાશ અન્તઃકરણમાંથી જ આવી શકે છે અને તેથી આન્તર શુદ્ધિની ખાસ આવશ્યકતા રહેલી** છે. અન્તઃકરણ એ દર્પણ છે, અને જેટલા પ્રમાણમાં દર્પણ ચોખ્ખું હોય તેટલા પ્રમાણમાં તેમાં પડનારું પ્રતિબિમ્બ ચોખ્ખું હોય છે. સંતો કહે છે કે ભગવાનના નામનાં અને લીલાનાં કીર્તન કરવાથી અન્તઃકરણ શુદ્ધ થાય છે, અને સ્વરૂપનાં દર્શન કરવાથી ચક્ષુ શુદ્ધ થાય છે. અર્થાત્ ભગવાનનાં કીર્તન અને દર્શનથી સંપૂર્ણ આન્તર શુદ્ધિ સાધી શકાય છે અને ભગવદાનન્દનો અનુભવ લઈ શકાય છે.

ભગવત્કીર્તન અને ભગવદ્દર્શન એ ઉપાય સર્વ મનુષ્યોને માટે છે તે બહુ સરળ છે. તેમાં દ્રવ્યનો ખર્ચ નથી, જ્ઞાનની જરૂર નથી, કર્મકાણ્ડના યજ્ઞોને અવકાશ નથી. ફક્ત જરૂર છે એકની; અને તે નિસ્સાધન ભાવનાની, દીનતાની. દીનતાથી આન્તર અને બાહ્ય શુદ્ધિ આવે છે; મન, વાણી અને ક્રિયાના ત્રિવેણીસંગમમાં સહેલાઈથી સ્નાન થઈ શકે છે; ભગવાનને પ્રસન્ન કરીને જીવન કૃતાર્થ બનાવી શકાય છે.

આનંદમય પરમાત્માથી બહિર્મુખ થયેલા મનુષ્યો ખોટા માર્ગે જઈને દુઃખી થાય છે; અર્થાત દુઃખનું, અશાંતિનું, ભયનું કારણ મનુષ્યની બહિર્મુખતા છે, પાખંડીપણું છે, આસુરતા છે. વર્તમાન યુગને અન્તર્મુખ થવાની ઘણી જ જરૂર છે, અને તે પ્રમાણે થતાં અભયતાનું સામ્રાજ્ય અસ્તિત્વમાં આવશે અને જનસમાજ આનંદ-સાગરમાં મઝા કરશે.

બીજે ઘણે સ્થળે—શ્રીમદ્‌ભાગવતમાં અને બીજાં પુરાણોમાં પણ ભગવાનનાં શ્રવણ, કીર્તન, સ્મરણ વગેરેની વાત કહેવામાં આવેલી છે. અર્થાત્ કલિયુગમાં હરિકીર્તન વિના પરમાત્મપ્રાપ્તિને માટે બીજો માર્ગ નથી.

શ્રીમદ્‌ભાગવત ( ૬-૩-૨૪ ) કહે છે કે ભગવાનના ગુણ, કર્મ ( અથવા લીલા ) અને નામનું સંકીર્તન કરનાર પુરુષનાં બધાં પાપો નષ્ટ થાય છે. આ વાક્ય ઉપરથી આપણને જણાય છે કે હરિકીર્તનમાં પણ ત્રણ પ્રકારો સંભવિત છે. એક ભગવાનના ગુણોનું કીર્તન (=ગુણ-કીર્તન, બીજું ભગવાનની લીલાઓનું કીર્તન (=લીલાકીર્તન ) અને ત્રીજું ભગવાનનાં નામોનું કીર્તન ( =નામકીર્તન ). આ ત્રણેય પ્રકારનાં કીર્તનોનું વર્ણન શ્રીમદ્‌ભાગવતમાં જોવામાં આવે છે ( ૧-૫-૨૨; ૧૨-૪-૪૦; ૧૨-૧૩-૨૩; ૬-૩-૨૪), કારણ કે ભગવાનનું કીર્તન કરવાને માટે જ વ્યાસજીએ શ્રીમદ્‌ભાગવતની રચના કરી છે અને તેથી જ શ્રીમદ્‌ભાગવતને સમાધિભાષા પણ કહેવામાં આવે છે.

આ પ્રકારનું હરિકીર્તન દરેક મનુષ્ય પોતાની મેળે લોકલજ્જાની દરકાર રાખ્યા વિના કરી શકે છે ( ભાગ. ૧૧-૧૪-૨૪; ૧-૬-૨૭), અથવા તો કોઈ પરમપવિત્ર વિદ્વાન ભક્તની પાસેથી શ્રવણ કરે છે. જગતનો કીર્તન દ્વારા ઉદ્ધાર કરવાને માટે પ્રથમ ભગવાન શ્રી નારદે કીર્તનનો આરંભ કર્યો, અને પછીથી તેમણે વ્યાસજીને આ કીર્તન-પદ્ધતિ શિખવાડી. વ્યાસજી પાસેથી શુકદેવજી આ પદ્ધતિ શીખ્યા અને ત્યાર પછીથી આ પદ્ધતિ અત્યાર સુધી ચાલુ રહી છે.

ભગવાન નારદે શુકદેવજીની સાથે સંતસમાજની અંદર પ્રથમ વાર જે કીર્તન કર્યું તેનું વર્ણન શાસ્ત્રોમાં અતિ મનોહર પ્રકારે આપવામાં

આવેલુ છે. આ કીર્તન શ્રવણ કરવાને માટે મહાદેવ અને પાર્વતી, અને બીજા અનેક દેવો હાજર થયા હતા કલિયુગમા ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય બહુ નિર્બળ થઈ ગયા હતા. તેમને બળ આપવાને માટે નારદજીની પ્રાર્થનાર્થી સનત્કુમારોએ સપ્તાહ અને સંતોના સમાજમા ભાગવતની સપ્તાહ કરી, અને તેને પરિણામે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યમા અપૂર્વ બળ આવ્યું આખો સમાજ ભજનમા લીન થઈ ગયો અને તે જ સમયે ભગવાન હરિ પોતે પ્રકટ થયા અને સર્વને ઘણો આનન્દ થયો. આ પ્રમાણે જગતના કલ્યાણને માટે નારદજીએ અને શુકદેવજીએ કીર્તનની પરંપરા શરૂ કરી છે.

દરેક વ્યક્તિને હરિકીર્તન કરવાની શક્તિ અને અનુકૂલતા ન હોય એ સ્વાભાવિક છે, અને તેથી જ આખા જનસમુદાયને લાભ મળે એટલા માટે હરિકીર્તનની સંસ્થા અસ્તિત્વમાં આવેલી છે. આ સંસ્થા અત્યારે તો ખાસ કરીને મહારાષ્ટ્રમાં વધારે પ્રચલિત છે. મહારાષ્ટ્રના ઘણા મહાપુરુષોએ પણ સમાજમાં હરિકીર્તન કરીને આ સંસ્થાને પોષી છે અને પોતાના આત્માને કૃતાર્થ કર્યો છે. સર રામકૃષ્ણ ભાંડારકર, ન્યાયમૂર્તિ તેલંગ, ન્યાયમૂર્તિ રાનડે, લોકમાન્ય તિલક, શિવરામપંત પરાંજપે, દાદાસાહેબ ખાપર્ડે, અભિનવ વ્યાસ, ચિન્તામણરાવ વૈદ્ય, નરસોપંત કેળકર, ઔંધના રાજાસાહેબ, મિરજના અધિપતિસાહેબ વગેરે વિશિષ્ટ વ્યક્તિઓએ જાહેરમાં હરિકીર્તનો કરીને આપણી આર્યસંસ્કૃતિને સારું પોષણ આપ્યું છે. લોકમાન્ય તિલકે તો એક પ્રસંગે કહેલું પણ ખરું કે જો હું વર્તમાનપત્રનો તંત્રી ન થયો હોત તો હું કીર્તનકાર થયો હોત. આજે પણ પ્રતિ વર્ષ ઔંધના રાજાસાહેબ નવીન હરિકીર્તન લખીને સમાજમાં હરિકીર્તન કરે છે, અને તેઓશ્રીનાં બધાં હરિકીર્તનો પુસ્તકાકારે પ્રસિદ્ધ પણ થયેલાં છે. શ્રી રામદાસાનન્દ ( પ્રોફેસર શ્રીધર વિષ્ણુ પરાંજપે, બી. એ. ) પણ એક અદ્ભુત

હરિકીર્તનકાર છે, અને એમણે 'કીર્તન સુધાધારા' નામનુ અમૂલ્ય પુસ્તક રચીને પ્રસિદ્ધ પણ કર્યું છે પૂનાની સર પરશુરામ ભાઉ કોલેજના આચાર્ય દાણ્ડેકર, અમદાવાદની એસ એન ડી આર્ટ્સ કૉલેજના પ્રાધ્યાપક આઠવલે વગેરે સુપ્રસિદ્ધ વિદ્વાનોના હરિકીર્તનો પણ ઘણા આકર્ષક હોય છે

મહારાષ્ટ્રના ઘણા સતસાધુઓએ કીર્તનસ્થાન બઢા આપ્યુ છે શ્રી જ્ઞાનેશ્વર, શ્રી નામદેવ શ્રી એકનાથ શ્રી મુક્તેશ્વર, શ્રી સમર્થ રામદાસ, શ્રી તુકારામ, શ્રી અમૃતરાય શ્રી દેવનાથ, શ્રી મોરોપત વગેરે મહારાષ્ટ્રીય સતો અને કવિઓની વાણીએ હરિકીર્તનને પ્રાણ આપ્યો છે શ્રી તુલસીદાસ, શ્રી કબીર, શ્રી ચરણદાસ, શ્રી સુરદાસ વગેરે હિન્દી સતોએ પણ પોતાના કાવ્યોથી હરિકીર્તનને પોષણ આપ્યુ છે સૌથી વધારે પોષણ તો આપણા ઇતિહાસ અને પુરાણોએ આપ્યુ છે મહાભારત, રામાયણ અને અઢાર પુરાણો અને ઉપપુરાણો ઉપર હરિકીર્તન સસ્થાનો પાયો રચાયો છે, અને તે રીતે આપણી વૈદિક સસ્કૃતિનો જનસમાજમા સારો પ્રચાર થયેલો છે

વદિક સસ્કૃતિ સમજવાનો અધિકાર વિરલ પુરુષોનો હોય છે, પણ તેથી આખો જનસમાજ તે સસ્કૃતિથી વચિત રહે એ ઇચ્છવા જેવુ તો નથી જ આ કારણથી વેદ ન વૈદિક સસ્કૃતિને લોકભોગ્ય બનાવવાને માટે ઇતિહાસ અને પુરાણોની રચના થયેલી છે આ જ દૃષ્ટિથી આપણા શાસ્ત્રોમા નિયમ છે કે **इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत्** ઇતિહાસ અને પુરાણ વડે વેદનો સારો વિસ્તાર કરવો, સારુ પોષણ કરવુ. જનસમાજને ઉત્તમોત્તમ ગ્રન્થોનુ જ્ઞાન સરલ રીતે આપવાનો આનાથી બીજો કયો પ્રકાર સભવી શકે છે? તત્વ-ચિન્તનમા પરમ ગૂઢ સત્યો સામાન્ય માણસ સમજી શકતો નથી તેને

સમજાવવાને માટે વિચારની ઘનતા દૂર કરવાની જરૂર હોય છે.' અને આ કાર્ય મહાભારત, રામાયણ અને પુરાણોએ સારી બોધદાયક વાતો દ્વારા સફળ કર્યું છે. આપણા શિક્ષણના ઇતિહાસમાં આ પ્રમાણે ઇતિહાસ અને પુરાણોએ બહુ મહત્ત્વનો પાઠ ભજવ્યો છે, અને આ બધું ગ્રન્થસ્થ ધન હરિકીર્તનની સંસ્થા દ્વારા આખા ય જનસમાજ આગળ ઢગલારૂપે વેરવામાં આવ્યું છે. હરિકીર્તન એ આપણી આજની શિક્ષણ-પ્રણાલિકાનું મહત્ત્વનું અંગ બનવું જોઈએ એમ દરેક વિચારકને લાગ્યા વિના નહિ રહે.

મહારાષ્ટ્રમાં હરિકીર્તનની જે પદ્ધતિ પ્રચલિત છે તે વાસ્તવિક રીતે શાસ્ત્રીય પદ્ધતિ છે. હરિકીર્તન કરવાનું સ્થળ એ દેવમંદિર અને સભામંડપ હોવું જોઈએ. હરિકીર્તન કરનાર વ્યક્તિને માટે આપણે 'હરિભક્તિપરાયણ' એ પ્રમાણેનું વિશેષણ વાપરીએ છીએ, અને તે ઉપરથી જ સ્પષ્ટ થાય છે કે હરિકીર્તન કરનાર વ્યક્તિ પવિત્ર, વિદ્વાન, ભક્ત અને નિસ્સ્પૃહ હોવી જોઈએ. જે પ્રકારનો ઉપદેશ આપવામાં આવે તે ઉપદેશનું હરિકીર્તનકારે પાલન કરવું જોઈએ, નહિ તો નાટકના નટોના જેવું પરિણામ આવે છે. હરિકીર્તન સાંભળનારો સમાજ વિદ્વાનો, સંતો, ભક્તો અને સાત્ત્વિક, જિજ્ઞાસુ અને મુમુક્ષુ સ્ત્રીપુરુષોનો હોવો જોઈએ. સંતો અને વિદ્વાનોની હાજરીથી હરિ-કીર્તનકારને ઘણું પ્રોત્સાહન મળે છે અને તેથી તે બરોબર ખીલે છે. હરિકીર્તનનો વિષય ભગવાનનાં ગુણ, લીલા અને નામ એ ત્રણ અથવાં તો એ ત્રણમાંથી ગમે તે એક સ્વતંત્ર રીતે અથવા ભક્તના ચરિતને અંગે હોવો જોઈએ. હરિકીર્તનમાં મનુષ્યના ચરિતને સામાન્ય રીતે અવકાશ હોતો નથી; જો કે જ્ઞાનપ્રચારની દૃષ્ટિએ સંતો, આદર્શ રાજાઓ અને બીજી મહાન વ્યક્તિઓના ચરિતને હરિકીર્તનનો વિષય આપણે મનાવીએ તો જનસમાજને ઘણો લાભ થાય એમ છે.

હરિકીર્તનમા પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ હોય છે. પૂર્વાર્ધને સામાન્યત પૂર્વરંગ કહેવામા આવે છે, અને ઉત્તરાર્ધને ઉત્તરરંગ કહેવામા આવે છે પૂર્વરંગમા એક સામાન્ય સિદ્ધાન્તને સમર્થન આપવાને માટે એક વિશિષ્ટ દષ્ટાંત લેવામા આવે છે હરિકીર્તનના આરંભમા મંગલાચરણ અને હરિસ્તવન હોય છે પૂર્વરંગ પૂર્ણ થયા પછી દેવનુ અને હરિકીર્તનકારનુ પૂજન કરવામા આવે છે અને ઉત્તરરંગ પૂર્ણ થયા પછી જયજયકાર કરવામા આવે છે આ પ્રમાણે હરિકીર્તનમા સાહિત્ય, સંગીત અને કલાનો સારો સમન્વય થયેલો હોય છે

ગુજરાત અને કાઠિયાવાડમા કીર્તન કરનારાઓ છે પણ તેમાના ઘણાખરાને મહારાષ્ટ્રની શાસ્ત્રીય પદ્ધતિ આવડતી નથી એ ખરેખર ખેદની વાત છે આપણા મહારાષ્ટ્રીય બન્ધુઓ પાસેથી હરિકીર્તન પદ્ધતિરૂપી સંસ્કૃતિ તો આપણે અપનાવી લેવી જોઈએ, અને તેમા જેટલો વિલબ થાય છે તેટલી આપણી ભારતીય સંસ્કૃતિને હાનિ જ છે. મહારાષ્ટ્રીય પદ્ધતિથી સ્વ નરસિંહરાવભાઈ દિવેટિયા, સ્વ રમણભાઈ નીલકંઠ વગેરે હરિકીર્તન કરતા હતા, અને તેનુ કારણ પ્રાર્થનાસમાજ હતુ. અત્યારે ગુજરાતમા શાસ્ત્રીય પદ્ધતિએ હરિકીર્તનકાર તો એકબે જણ જ જણાય છે એક તો ડાકોરની સંસ્થાન હાઈસ્કૂલના વિદ્વાન હેડમાસ્તર ગિરિજાશંકર ભટ્ટ અને બીજા વડોદરાની સેન્ટ્રલ લાયબ્રેરી વાળા હરિહરપ્રસાદ ભટ્ટ વડોદરાની પ્રજાએ તો વિઠ્ઠલમંદિરમા સ્વ હ ભ પ. માધવ બુવાના અદ્વિતીય હરિકીર્તન સાભળેલા છે, અને હર્ષની વાત એ છે કે આ દાક્ષિણાત્ય કીર્તનકેસરીનુ સરલ અનુકરણ કરીને હ ભ પ હરિહરપ્રસાદ ભટ્ટ આજે પણ વડોદરાની ગુર્જર અને મહારાષ્ટ્રીય પ્રજાને ઘણો આનંદ આપી રહ્યા છે

એક પ્રસંગે પૂજ્ય રવિશંકર મહારાજે મને કહેલુ કે “ આપણા ગામડાઓમા હરિકીર્તન સંસ્થા દ્વારા આપણી ભારતીય સંસ્કૃતિનો પ્રચાર

કરવાની મારી ઘણી ઇચ્છા છે. અનુકૂલતા મળે તો આ કાર્ય ઉપાડું." આજે સરકાર અને પ્રજા આગળ પ્રૌઢશિક્ષણનો મહત્ત્વનો પ્રશ્ન ઊભો રહેલો જ છે નિરક્ષરતાનિવારણની યોજનાઓ આજે ઘડાઈ રહી છે. આ બધામાં હરિકીર્તનની સંસ્થા આપણને ઓછે ખર્ચે વધારે લાભ આપી શકે એવી છે એમ વિચારકોને જણાય છે. આપણે ઇચ્છીશું કે ગુજરાત અને સૌરાષ્ટ્ર, એટલું જ નહિ પણ આપણું સમસ્ત ભારતવર્ષ આ હરિકીર્તન સંસ્થાને જલદી અપનાવે અને કલિયુગમાં સુવર્ણયુગ લાવે.



# સ્વામી અદ્વૈતાનન્દ

ભરૂચમાં દશાશ્વમેધઘાટ ઉપર જતાં રસ્તામાં સ્વામી અદ્વૈતાનન્દનો મઠ આવે છે. ત્યાં એક શિવાલય છે, અને સંન્યાસીઓને ઊતરવા માટે એક મોટું મકાન છે. તેમાં અદ્વૈતાનંદ સ્વામીનો પુસ્તકભંડાર છે. તેમાં ઘણાં હસ્તલિખિત પુસ્તકો છે, અને ષડ્દર્શન ઉપરાંત બીજા વિષયોના પણ અનેક ગ્રન્થો જોવામાં આવે છે. સ્વામીજીનો પુસ્તકસંગ્રહ જોઈને દરેકને સ્વાભાવિક રીતે આશ્ચર્ય થાય છે, અને તેમની વિદ્વત્તાનો ખ્યાલ આવે છે. ઘણાં વર્ષો પહેલાં જ્યારે આ ભંડાર મેં જોયો ત્યારે સ્વામીજી વિષે માહિતી મેળવવાની તીવ્ર ઇચ્છા થઈ. તે સમયે ભરૂચમાં મુરબ્બી શ્રી. મોતીલાલ મોહનલાલ ઝવેરી (દી. બ. કૃષ્ણલાલ ઝવેરીના મોટાભાઈ) અને તેમના મિત્ર માણેકલાલ રણછોડદાસ તુમડી વિદ્યમાન હતા. તેઓ સ્વામીજીના શિષ્યો હતા. તેમની પાસેથી જે હકીકત મળી તે ઉપરથી અહીં સ્વામીજીનું જીવનચરિત્ર આપવામાં આવે છે.

સ્વામી અદ્વૈતાનન્દનો જન્મ ભાવનગર રાજ્યના એક ગામમાં એક શ્રીમંત લુહાણા જ્ઞાતિમાં સંવત ૧૮૮૬માં થયો હતો. પિતાનું નામ

લક્ષ્મીદાસ હતું અને માતાનું નામ વહાલબાઈ હતું. સ્વામીજીનું મૂળ નામ કૃષ્ણદાસ હતું. લક્ષ્મીદાસ શેઠ લક્ષાધિપતિ વૈષ્ણવ હતા, અને તેમણે સારા વેપારી તરીકે કીર્તિ મેળવી હતી. કૃષ્ણદાસ એકનો એક પુત્ર હોવાથી બહુ લાડમાં ઉછર્યો હતો. તેને પાંચમે વર્ષે નિશાળમાં મૂકવામાં આવ્યો હતો. પણ વિદ્યાભ્યાસમાં તેનું ચિત્ત લાગતું ન હતું. આ પ્રમાણે તે વિદ્યાર્થીજીવન ગાળતો.

સંવત ૧૯૦૦ના શ્રાવણ માસમાં કૃષ્ણદાસના ગામના સીમાડે બ્રહ્મનિષ્ઠ શ્રોત્રિય મહાયોગી રામગુરુ મહારાજ અથવા અખંડાનન્દ-સ્વામી આવી પહોંચ્યા. રામગુરુ મહારાજની સાથે તેમના શિષ્યો, બ્રહ્મચારીઓ અને મહાત્માઓનું લગભગ પચાસ માણસોનું મંડળ હતું. આ રામગુરુ મહારાજ દક્ષિણના દેશસ્થ બ્રાહ્મણ હતા. તેઓ નૈષ્ઠિક બ્રહ્મચારી અને વચનસિદ્ધિવાળા મહાપંડિત હતા. જેના ઉપર તેમની કૃપા થતી હતી તેને તે બ્રહ્મજ્ઞાન આપતા હતા. તેમના અનેક શિષ્યો હતા; તેમાં મુખ્ય નીચેના હતા :—

(૧) બાપુ મહારાજ (વડોદરા), (૨) વિશ્વનાથ ગુરુ (જામનગર), (૩) ગિરિનામધારી, (કચ્છ માંડવી), અને (૪ જયકૃષ્ણ મહારાજ (મુંબઈ). આ બધા શિષ્યો કાવ્ય, વ્યાકરણ, વેદવેદાંગ અને ષડ્દર્શનમાં નિષ્ણાત હતા. વડોદરાના સુપ્રસિદ્ધ વેદાન્તી છોટુ મહારાજ એ બાપુ મહારાજના પુત્ર થાય, અને તેમના ઘરમાં જ રામગુરુ મહારાજની સમાધિ છે. બીજા બધા શિષ્યોએ પણ મહાત્માઓ તરીકે સારી ખ્યાતિ મેળવી હતી.

કૃષ્ણદાસની ઉમ્મર ચૌદ વર્ષની હતી. તે પોતાના મિત્રોની સાથે ફરતો ફરતો દૈવયોગે રામગુરુ મહારાજની પાસે આવી પહોંચ્યો. મહારાજના દર્શન થતાં જ કૃષ્ણદાસના મનમાં એક અદ્‌ભુત અસર થઈ. કૃષ્ણદાસ વિવશ થઈ ગયો, અને મહારાજનાં ચરણોમાં પડ્યો.

રામગુરુ મહારાજે કૃષ્ણદાસને તેનાં નામઠામ પૂછ્યાં, પણ કૃષ્ણદાસે તો મૌન ધારણ કરેલું હોવાથી કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ. મહારાજે કૃષ્ણદાસના મિત્રો પાસેથી બધી હકીકત જાણી લીધી. મહારાજને કૃષ્ણદાસ ઉપર બહુ પ્રેમ થયો, અને ઘણા ભાવથી તેના માથા ઉપર હાથ ફેરવ્યો. કૃષ્ણદાસ એકદમ બેઠો થયો, અને સિદ્ધાસન વાળી મહારાજની સામે બેઠો. મહારાજ બોલ્યા : કૃષ્ણદાસ! તારી શી ઇચ્છા છે? કૃષ્ણદાસે ઉત્તર આપ્યો : –આપની સેવા કરવાની મારી ઇચ્છા છે; મારે ઘેર જવું નથી, આપની જ પાસે રહીને બધું જીવન આપની સેવામાં ગાળવું છે. મહારાજ બોલ્યા :—અરે! તું હજુ બાળક છે; તારી બુદ્ધિ કાચી છે; એકદમ આવેશમાં આવી જઈ ને તું ઘરનો ત્યાગ મા કર; ઘેર જા અને તારા માતાપિતાની સેવા કરી કૃતાર્થ થા. કૃષ્ણદાસે ઉત્તર આપ્યો :—મહારાજ! ઘેર જવાની વાત નહિ બને. હું તો અહીંથી ખસવાનો નથી.

કૃષ્ણદાસનો અત્યાગ્રહ જોઈ ને મહારાજે કૃષ્ણદાસના મિત્રો, દ્વારા લક્ષ્મીદાસ શેઠ અને વહાલબાઈને બોલાવ્યાં, અને તેમને બધી હકીકત કહી. માતાપિતાએ કૃષ્ણદાસને ખાનગીમાં પૂછ્યું —ભાઈ! તારી ખરેખરી શી ઇચ્છા છે? તારી ઇચ્છા પ્રમાણે અમે કરવા તૈયાર છીએ. કૃષ્ણદાસ બોલ્યો :—જો તમે મારાં માબાપ તરીકે મારા હિતમાં રાજી હો તો આ મહારાજની સેવા કરવા તેમની પાસે જીવતા સુધી મને રહેવાની રજા આપો. લક્ષ્મીદાસ શેઠ અને વહાલબાઈ સંસ્કારી જીવ હતાં. તેમણે બાળકની ભાવના જોઈ ને વિચાર કર્યો કે પ્રભુની ઇચ્છા જ એવી છે કે કૃષ્ણદાસ રામગુરુ મહારાજની સેવા કરીને જ કૃતાર્થ થશે. તેમણે કૃષ્ણદાસને સ્વામીજીની પાસે જીવનપર્યંત રહેવાની રજા આનન્દથી આપી. સ્વામીજીએ લક્ષ્મીદાસ શેઠને અને વહાલબાઈ ને કહ્યું : — આ તો બાળક છે; તેની ઇચ્છા પ્રમાણે તમે શા માટે વર્તો છો? આમાં તમારું

ઉદાપણ નથી. આ સંસ્કારી દંપતીએ જવાબ આપ્યો:—આ પુત્ર જો આપના જેવા મહાપુરુષની સેવા કરીને જીવન ગાળશે તો અમારી સાત પેઢીનું કલ્યાણ થશે. માતાપિતાનો જવાબ સાંભળીને સ્વામીજી આશ્ચર્ય-મુગ્ધ બની ગયા. કૃષ્ણદાસને આશીર્વાદ આપીને માતાપિતા ઘેર ગયાં, અને રામગુરુ મહારાજે કૃષ્ણદાસને પોતાના શિષ્ય તરીકે સ્વીકાર્યો.

રામગુરુ મહારાજના શિષ્ય થયા પછી કૃષ્ણદાસે અદ્વૈતાનન્દ નામ ધારણ કર્યું, અને ગુરુની પાસેથી શાસ્ત્રનું જ્ઞાન મેળવી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યું. જ્યાં સુધી ગુરુ વિદ્યમાન હતા ત્યાં સુધી અદ્વૈતાનન્દે તેમની પાસે રહીને સેવા જ કરી. મહારાજ સમાધિસ્થ થયા, અને અદ્વૈતાનન્દ એકલા પડયા. એટલામાં ભાવનગરના દીવાન ગૌરીશંકર ઓઝાએ અદ્વૈતાનન્દને ભાવનગરમાં રહેવાની આગ્રહપૂર્વક વિનંતી કરી, અને સ્વામી ભાવનગરમાં આવ્યા. ગૌરીશંકર ઓઝાએ સ્વામી પાસે વેદાન્તનું અધ્યયન કરવા માંડયું. કાલક્રમે ગૌરીશંકરભાઈએ વેદાન્તી તરીકે કીર્તિ મેળવી.

કેટલાક સમય પછી ભરૂચના રા. રા. જગન્નાથ ગિરધરભાઈ ઝવેરી (દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પિતાના કાકા) તથા ક્ષત્રિય પ્રભુદાસ ગોવિન્દદાસને સ્વામી સિદ્ધજાનન્દજી દ્વારા અદ્વૈતાનન્દ સ્વામીની ખબર મળી, એટલે તે બન્ને સંસ્કારી ગૃહસ્થો ભાવનગર જઈ અદ્વૈતાનન્દ સ્વામીને ભરૂચ પધારવા આગ્રહપૂર્વક વિનતી કરી આવ્યા. સ્વામી અદ્વૈતાનન્દ આગ્રહને વશ થઈને ભરૂચ આવ્યા, અને દશાશ્વમેધના ઘાટ ઉપર પર્ણકુટી બાંધી રહ્યા. અનેક માણસો સ્વામીનો સમાગમ કરવા આવવા લાગ્યા. અનેક શિષ્યોને સ્વામીએ ન્યાય, મીમાંસા, વેદાંત વગેરેનો અભ્યાસ કરાવવા માંડયો. રોજ સવારમાં પ્રથમ શ્રીશંકરાચાર્યના સૂત્રભાષ્યનું શ્રવણ કરાવીને તે શિષ્યોને જુદા જુદા વિષયોનું અધ્યયન

કરાવતા હતા. સાંજે શ્રીશંકરાચાર્યના કોઈ એક ગ્રંથ ઉપર સ્વામીજી પ્રવચન કરતા હતા. આ વખતે લગભગ ત્રણસો જેટલા શ્રોતાઓ એકઠા થતા હતા. ભરૂચમાં નર્મદાતટે લોકોને અલૌકિક આનન્દ મળતો હતો.

આ પ્રમાણે આદ્ય શ્રીશંકરાચાર્યની માફક ગૃહસંસારનો બાલ્યાવસ્થામાં જ ત્યાગ કરીને પોતાનું જીવન કૃતાર્થ કર્યું અને બાસઠ વર્ષની વયે સંવત ૧૯૪૮ના પોષ વદિ ૧૪ને દિવસે સ્વામીજીએ દેહત્યાગ કર્યો. તેમના અનેક સંસ્કારી શિષ્યોને એક સાચા ગુરુની ખોટ પડી! આજે સ્વામીજીના મઠમાં અનેક ઉપયોગી હસ્તલિખિત ગ્રન્થો વાચકોની રાહ જોઈને બેસી રહ્યા છે. ભારતવર્ષ સ્વતંત્ર થાય છે, તો અદ્વૈતાનન્દ સ્વામીનું સ્થાન લેનાર કોઈ વ્યક્તિ નહિ મળી આવે?

# મહર્ષિ અરવિન્દનો સંદેશ

ચૂનીલાલ ગાંધી વિદ્યાભવનના પ્રથમ વાર્ષિક ઉત્સવ પ્રસંગે પ્રવચન કરવા મને જે નિમન્ત્રણ આપવામાં આવ્યું છે તેને માટે હું વ્યવસ્થાપક સમિતિનો અન્તઃકરણપૂર્વક આભાર માનું છું. સ્વાતન્ત્ર્યપ્રાપ્તિના મંગલ દિવસે જ - મહર્ષિ અરવિન્દની જયન્તીના મંગલ મુહૂર્તે જ — વિદ્યાભવનની જે સ્થાપના થયેલી છે તે તેના ભવ્ય ભાવિનુ એક બોધક ચિહ્ન છે. આપણા વર્તમાન યુગના એક મહાન તત્ત્વચિન્તક શ્રી અરવિન્દની વિચારધારા આપણને કેટલી ઉપકારક છે તેનો આજે આપણે સંક્ષેપમાં વિચાર કરીશું તો તે અનુચિત નહીં ગણાય.

ઈ. સ. ૧૮૭૨માં અમદાવાદમાં ઈશ્વરપ્રાર્થનામાળાનું પ્રકાશન થયું અને તે જ વર્ષમાં બંગાળમાં શ્રી અરવિન્દનો પ્રાદુર્ભાવ થયો. શ્રી અરવિન્દના સમસ્ત જીવનનો જ્યારે આપણે સૂક્ષ્મ દૃષ્ટિથી અભ્યાસ કરીએ છીએ ત્યારે આપણને જણાય છે કે તેમના જીવનમાં જે જે પ્રસંગો બનેલા છે તે તે પ્રસંગોમાં કોઈ ને કોઈ વિશિષ્ટ હેતુ જોવામા આવે છે. બંગાળમાં સાત વર્ષનો બાલ્ય કાલ, માતૃપક્ષ અને પિતૃપક્ષમાં અનુક્રમે પ્રાચ્ય અને પ્રાતીચ્ય સંસ્કૃતિના પ્રવાહો, ઇંગ્લંડમાં ચૌદ વર્ષના

વેદના મન્ત્રાનું તાત્પર્ય યાગાદિ કર્મમાં જ છે એ સાધારણ અભિપ્રાયને શ્રી અરવિન્દ સ્વીકારતા નથી. તેમની દૃષ્ટિએ વેદ એ અધ્યાત્મવિદ્યાનો આર્ષ ગ્રન્થ છે. તેમાં પરમ તત્ત્વના અનેક સ્વરૂપોનું મનોહર શૈલીમાં વર્ણન કરવામાં આવેલું છે. અગ્નિ, સૂર્ય, યમ, માતરિશ્વન્, પ્રજાપતિ વગેરે દેવો દિવ્ય જ્યોતિનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો છે બ્રહ્મનો સાક્ષાત્કાર કરનારા ઋષિઓની સ્વયં પ્રેરિત વાણીમાંથી સર્વશક્તિમાન પરમ તત્ત્વનું અને તેનાથી વ્યાપ્ત થયેલા સમસ્ત વિશ્વનું સત્ય સ્વરૂપ શ્રી અરવિન્દ બહુ સરસ રીતે દર્શાવે છે અને આનંદમય ,---નનો

જગત મિથ્યા છે, અવિદ્યાનું કાર્ય છે એ શાંકરદર્શનનો સિદ્ધાન્ત શ્રી અરવિન્દ સ્વીકારતા નથી. જગત એ પરમાત્માનુ સ્વરૂપ છે, સત્ય છે, પરમાત્માની લીલાઓની રંગભૂમિ છે, જગન્નાથનો રથ છે અને તેથી અતિ મહત્ત્વનું છે એમ શ્રી અરવિન્દની ઘોષણા છે. એકતા, સ્વાધીનતા, જ્ઞાન અને શક્તિ એ આ રથના ચાર ચક્રો છે. જેમ શ્રી વલ્લભાચાર્ય કહે છે કે **नामरूपविभेदेन जगत्क्रीडति यो यत**. તેમ શ્રી અરવિન્દ જગતને પરમાત્માનું ક્રીડાભાણ્ડ, ક્રીડાસાધન માને છે. જગત એ પરમાત્માનું એક પ્રકારનું રૂપ હોવાથી માનવ-એકતા સ્વાભાવિક રીતે સિદ્ધ થઈ જાય છે; સમાજની રચના એકતા—સમતા—ના ધોરણે આદર્શ રીતે ઘડી શકાય છે. જગત જેમ પરમાત્મામાંથી પ્રકટ થયેલું છે તેમ તે પરમાત્માનું છે; તેથી જગતના સર્વ પદાર્થો પરમાત્માના જ છે. મનુષ્યો જે ધન મેળવે છે તે વાસ્તવિક રીતે પરમાત્માનું જ છે; મનુષ્ય તો તે ધનને પ્રભુનું માનીને માત્ર સંરક્ષક છે. શ્રી અરવિન્દ કહે છે કે શ્રીમંત લોકોનું પ્રથમ કર્તવ્ય પ્રભુએ આપેલા ધનનો ઉપયોગ પ્રભુનાં બાળકોના હિતમાં કરવાનો છે; પ્રભુને સમર્પણ કરવામાં ધનની ચરિતાર્થતા રહેલી છે. આ વિચારસરણી મહાત્મા ગાંધીજીની વિચાર-પદ્ધતિ સાથે સરખાવવા જેવી છ. હિંસક સામ્યવાદની અનાવશ્યકતા દર્શાવનારો શ્રી અરવિન્દનો આ ઉપદેશ સર્વથા સ્વીકાર્ય છે; અને જેટલા પ્રમાણમાં તેનો સ્વીકાર કરવામા આવશે તેટલા પ્રમાણમાં જગત વધારે સુખી થઈ શકશે

જીવનના આરંભકાળથી જ શ્રી અરવિન્દમા રાષ્ટ્રિયતા અને તત્ત્વ-ચિન્તનના પ્રવાહો વહેતા રહેલા છે. શરૂઆતમાં રાષ્ટ્રિયતાનું બળ વધારે જોવામાં આવે છે. સ્વદેશી અને બહિષ્કારનો ઉપદેશ આપનાર આ બંગાળી બાબુ રાષ્ટ્રિયતાને ધર્મ માને છે. પણ ગૌતમની માફક તે જ્યારે 'બુદ્ધ' થાય છે, જ્યારે તેમને જેલનિવાસ પછી 'પ્રબોધ' થાય છે ત્યારે તેમને જણાય છે : સનાતન ધર્મ – વૈદિક ધર્મ – એ જ વાસ્તવિક રાષ્ટ્રિ-

વેદના મન્ત્રાનુ તાત્પર્ય યાગાદિ કર્મમા જ છે એ સાધારણ અભિપ્રાયને શ્રી અરવિન્દ સ્વીકારતા નથી તેમની દૃષ્ટિએ વેદ એ અધ્યાત્મવિદ્યાનો આર્ષ ગ્રન્થ છે તેમા પરમ તત્ત્વના અનેક સ્વરૂપોનુ મનોહર શૈલીમા વર્ણન કરવામા આવેલુ છે અગ્નિ, સૂર્ય, યમ, માતરિશ્વન્ પ્રજાપતિ વગેરે દેવો દિવ્ય જ્યોતિના ભિન્ન ભિન્ન સ્વરૂપો છે બ્રહ્મનો સાક્ષાત્કાર કરનારા ઋષિઓની સ્વયપ્રેરિત વાણીમાથી સર્વશક્તિમાન પરમ તત્ત્વનુ અને તેનાથી વ્યાપ્ત થયેલા સમસ્ત વિશ્વનુ સત્ય સ્વરૂપ શ્રી અરવિન્દ બહુ સરસ રીતે દર્શાવે છે અને આનદમય જીવનનો આદર્શ આપી જગતને પ્રફુલ્લિત બનાવી શકે છે

પરમ તત્ત્વ એ એક જ તત્ત્વ છે અને ત સર્વથા અગમ્ય છે. વ્યવહારમા તેની સાથે કોઈ પણ પ્રકારનો સબન્ધ બાધી શકાતો નથી વ્યવહારની ભૂમિકા ઉપર તેને ઉતારી શકાતુ જ નથી અને વ્યવહાર નિરર્થક છે, એ પ્રમાણે કેટલાક પ્રાચીન તત્ત્વચિન્તકો માને છે બીજા કેટલાક વિચારકો પરમ તત્ત્વનો વિચાર કર્યા વિના કેવળ દૃશ્ય જગતનો – પ્રત્યક્ષ વ્યવહારનો – સ્વીકાર કરી જીવનના આદર્શો ઘડે છે આ બન્ને અભિપ્રાયો અપૂર્ણ છે અને પ્રસ્થાનગ્રન્થોના ઉપદેશથી વિરુદ્ધ છે શ્રી અરવિન્દ આ બે મતોનો સમન્વય કરીને કહે છે કે વ્યવહાર – જીવન – વિના પરમ દિવ્ય તત્ત્વનો અનુભવ થઈ શકતો નથી અને દિવ્ય તત્ત્વ વિના જીવનની કિંમત નથી. દિવ્યતા એ જીવનમા ઉતારવા માટે છે અને જીવન એ દિવ્યતા સિદ્ધ કરવા માટે છે આ દિવ્ય જીવન મનુષ્યને જગતમા અલૌકિક આનદ આપી શકે છે, એટલુ જ નહિ પણ તે પ્રકારનુ જીવન ગાળનાર વ્યક્તિ બીજી વ્યક્તિઓને અન્ધકારમાથી પ્રકાશમા લઈ જાય છે શ્રી અરવિન્દનો આ મધ્યમ માર્ગ – હિરણ્મય પથ – કેટલો બધો કલ્યાણકારક છે એ સહેલાઈથી સમજી શકાય એમ છે

જગત મિથ્યા છે, અવિદ્યાનું કાર્ય છે એ શાંકરદર્શનનો સિદ્ધાન્ત શ્રી અરવિન્દ સ્વીકારતા નથી. જગત એ પરમાત્માનું સ્વરૂપ છે, સત્ય છે, પરમાત્માની લીલાઓની રંગભૂમિ છે, જગન્નાથનો રથ છે અને તેથી અતિ મહત્ત્વનું છે એમ શ્રી અરવિન્દની ઘોષણા છે. એકતા, સ્વાધીનતા, જ્ઞાન અને શક્તિ એ આ રચના ચાર ચક્રો છે. જેમ શ્રી વલ્લભાચાર્ય કહે છે કે **नामरूपविभेदेन जगत्क्रीडति यो यत** તેમ શ્રી અરવિન્દ જગતને પરમાત્માનું ક્રીડાભાણ્ડ, ક્રીડાસાધન માને છે. જગત એ પરમાત્માનું એક પ્રકારનું રૂપ હોવાથી માનવ-એકતા સ્વાભાવિક રીતે સિદ્ધ થઈ જાય છે; સમાજની રચના એકતા—સમતા—ના ધોરણે આદર્શ રીતે ઘડી શકાય છે. જગત જેમ પરમાત્મામાંથી પ્રકટ થયેલું છે તેમ તે પરમાત્માનું છે; તેથી જગતના સર્વ પદાર્થો પરમાત્માના જ છે. મનુષ્યો જે ધન મેળવે છે તે વાસ્તવિક રીતે પરમાત્માનું જ છે; મનુષ્ય તો તે ધનને પ્રભુનું માનીને માત્ર સંરક્ષક છે. શ્રી અરવિન્દ કહે છે કે શ્રીમંત લોકોનું પ્રથમ કર્તવ્ય પ્રભુએ આપેલા ધનનો ઉપયોગ પ્રભુનાં બાળકોના હિતમાં કરવાનો છે; પ્રભુને સમર્પણ કરવામાં ધનની ચરિતાર્થતા રહેલી છે. આ વિચારસરણી મહાત્મા ગાંધીજીની વિચાર-પદ્ધતિ સાથે સરખાવવા જેવી છ. હિંસક સામ્યવાદની અનાવશ્યકતા દર્શાવનારો શ્રી અરવિન્દનો આ ઉપદેશ સર્વથા સ્વીકાર્ય છે; અને જેટલા પ્રમાણમાં તેનો સ્વીકાર કરવામાં આવશે તેટલા પ્રમાણમાં જગત વધારે સુખી થઈ શકશે.

જીવનના આરંભકાળથી જ શ્રી અરવિન્દમાં રાષ્ટ્રિયતા અને તત્ત્વ-ચિન્તનના પ્રવાહો વહેતા રહેલા છે. શરૂઆતમાં રાષ્ટ્રિયતાનું બળ વધારે જોવામાં આવે છે. સ્વદેશી અને બહિષ્કારનો ઉપદેશ આપનાર આ બંગાળી બાબુ રાષ્ટ્રિયતાને ધર્મ માને છે. પણ ગૌતમની માફક તે જ્યારે 'બુદ્ધ' થાય છે, જ્યારે તેમને જેલનિવાસ પછી 'પ્રબોધ' થાય છે ત્યારે તેમને જણાય છે કે સનાતન ધર્મ – વૈદિક ધર્મ – એ જ વાસ્તવિક રાષ્ટ્રિ-

થતા છે. શ્રી અરવિન્દને તે વખતે બોધ થાય છે કે માનવપ્રકૃતિના અને ચેતનાના સંપૂર્ણ રૂપાન્તરદ્વારા મનુષ્યને દેવ બનાવવાનું કાર્ય પ્રભુએ મારે માથે નાખ્યું છે. આ અન્તઃસ્ફુરણામાંથી શ્રી અરવિન્દનો પૂર્ણયોગ અસ્તિત્વમાં આવ્યો છે.

પરમાત્મા સર્વશક્તિમાન છે. તેમના દિવ્ય ગુણો અસંખ્ય છે. તેમની કૃપાશક્તિ અસાધારણ છે. આ શક્તિને જ મનુષ્યો માતાજી તરીકે ભજે છે આ શક્તિનાં અનન્ત સ્વરૂપોમાં મહેશ્વરી, મહાકાલી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતી એ ચાર મુખ્ય છે. તેમાં માતાજીના જુદા જુદા ધર્મો પ્રકટ થયેલા છે. જીવાત્મા પરમાત્માનો અંશ છે. સચ્ચિદાનન્દ પરમાત્મામાંથી અગ્નિ-વિસ્ફુલિઙ્ગન્યાયે જીવાત્માઓ પ્રકટ થયેલા છે. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનન્દમયની જે ચર્ચા તૈત્તિરીય ઉપનિષદમાં જોવામાં આવે છે તે ઉપરથી શ્રી અરવિન્દે સાધનાનો માર્ગ શોધી કાઢ્યો છે. દરેક સાધકે પ્રયત્ન કરીને મનોમયની ભૂમિકા સુધી આવવાનું હોય છે. આ પ્રયત્નમાં પણ ભગવાન ઉપર સંપૂર્ણ આધાર, પોતાની દીનતા અને ભગવાનની કૃપાનું શરણ એ તત્ત્વોની અપેક્ષા હોય છે. જગતના પદાર્થોમાં આસક્તિ રાખ્યા વિના પરમતત્ત્વના ચિન્તનમાં જ, સર્વ વસ્તુ પ્રભુની જ છે અને તેથી હું સર્વ તેમને જ સમર્પણ કરું છું એ પ્રકારની ભાવનામાં જ સાધકે પોતાની આધ્યાત્મિક પ્રગતિ કરવાની હોય છે.

જ્યારે સાધક મનોમયની ભૂમિકાની યાત્રા પૂરી કરે છે ત્યારે વિજ્ઞાનમય ચેતના તેનું સ્વાગત કરવા તૈયાર ઊભેલી હોય છે. એક બાજુ અન્ન, પ્રાણ અને મન એ મનુષ્યનું ક્ષેત્ર છે, અને બીજી બાજુ આનન્દ, ચિત અને સત એ પરમતત્ત્વનું ક્ષેત્ર છે. વિજ્ઞાનમય ચેતના આ બન્ને ક્ષેત્રોને જોડી આપનારું તત્ત્વ છે. સાધક પોતાના દિવ્ય જીવનમાં જેવી રીતે આગેકદમ કરી મનોમય ભૂમિકા ઓળંગી વિજ્ઞાનમય ચેતના સુધી આવી

આશ્રમમાં એક આદર્શ સૃષ્ટિ ઉત્પન્ન કરેલી છે, યુરોપ અને અમેરિકાના તત્ત્વચિન્તકોને મુગ્ધ બનાવેલા છે અને આજે પણ અસંખ્ય વ્યક્તિઓનાં જીવનને અભિનવ રૂપ આપેલું છે. આ રીતે શ્રી અરવિન્દનો યોગ કેવળ આત્મકલ્યાણ માટે ન હતો પણ સમસ્ત વિશ્વના કલ્યાણ માટે હતો, અને આજે પણ છે.

પરમચેતનાનું પૃથ્વી ઉપર અવતરણ થશે એ પ્રકારનો બોધ આપી શ્રી અરવિન્દે જગતને ચિરન્તન શાન્તિ અને સાધનાનો માર્ગ સુલભ કરી આપ્યો છે. પરમતત્ત્વના અવતરણની વાત જાણી માનવહૃદયમાં આશાઓના અંકુર ફૂટે છે અને પોતાના દુઃખનું વિસ્મરણ થતાં આનન્દનો આવિર્ભાવ થાય છે.

સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણ ગુણોમાંથી તમસ અને રજસનો નાશ કરી સત્ત્વ ગુણની વૃદ્ધિ કરવાથી મનુષ્યનાં અજ્ઞાન અને અહંકાર નાશ પામે છે અને જ્ઞાનનો પ્રકાશ ઉત્પન્ન થાય છે. સર્વ વસ્તુ ભગવાનની ઇચ્છા પ્રમાણે જ બને છે એમ માની ભગવાન ઉપર જ સંપૂર્ણ આધાર રાખવાથી મનુષ્યના ચિત્તમાં શાન્તિનો પ્રાદુર્ભાવ થાય છે. સાધક આ પ્રકારે અન્તઃશાન્ત બને છે અને ભગવાનની કૃપા ઉપર અવલંબન રાખી સર્વ કાર્ય અક્ષુબ્ધ રીતે કર્યા જાય છે. સમસ્ત વિશ્વમાં એકતાનું દર્શન કરવાથી સાધકને શોક કે મોહ થતો નથી, પણ સર્વના પ્રતિ પ્રેમ થાય છે. નિજાનન્દમાં મસ્ત રહી સાધક સર્વને ઉપકારક બની જાય છે અને આ પ્રકારની સ્વાભાવિક બનેલી કર્તવ્યપરાયણતામાં જ જીવનની દિવ્યતા સાધી શકે છે.

શ્રી અરવિન્દના તત્ત્વજ્ઞાનમાં વર્ણનો ભેદ રાખવામાં આવેલો નથી. ગમે તે વર્ણનો અને ગમે તે દેશનો મનુષ્ય સાધનામાર્ગ સ્વીકારી શકે છે. સ્ત્રી અને પુરુષનો ભેદ પણ સાધનામાર્ગમાં જોવામાં આવતો નથી.

શ્રી અરવિન્દનો ઉપદેશ સનાતન છે, સમસ્ત વિશ્વને માટે છે અને તેથી વિશ્વધર્મ થઈ શકવાની યોગ્યતાવાળો છે. તેથી પૂર્વ અને પશ્ચિમના અર્વાચીન મહાપુરુષોએ શ્રી અરવિન્દની મુક્તકંઠે પ્રશંસા કરેલી છે. ગુરુદેવ ટાગોરે તો ઘણાં વર્ષો પહેલાં કહેલું કે "અરવિન્દ ! રવીન્દ્રર લહ નમસ્કાર."

શ્રી અરવિન્દની દિનચર્યા માનવજાતિને માટે એક આદર્શરૂપ છે. સ્વાધ્યાય, મનન, ધ્યાન અને પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરવાને માટે બાહ્ય જગતનો સંબન્ધ ઓછો કરી એકાન્તવાસ અને મૌન સેવવાની અત્યન્ત આવશ્યકતા રહેલી છે. સ્થિતપ્રજ્ઞનું જીવન કેટલી અપૂર્વ સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકે છે એ વાત સાધુસંતોનાં જીવનચરિત્રો ઉપરથી સ્પષ્ટ સમજાય છે. મહાત્મા ગાંધીજીનો મૌનદિવસ એ તેમની સિદ્ધિની મુખ્ય ચાવી હતી.

જીવનનો સર્વાંગીણ વિકાસ સાધવો આવશ્યક છે એમ શ્રી અરવિન્દનું મન્તવ્ય છે. જેમ પરમતત્ત્વ સત્ય, શિવ અને સુન્દર છે તેમ માનવજીવન પણ સત્ય, શિવ અને સુન્દર હોવું જોઈએ એમ તેમનો અભિપ્રાય છે. કલા અને સૌન્દર્યમાં દિવ્યતાનાં તત્ત્વો રહેલાં છે અને તે દ્વારા સાધક આનન્દમય પ્રભુના અલૌકિક રસનું પાન કરી શકે છે. આ પ્રકારના ઉપદેશથી શ્રી અરવિન્દે જીવનની સમતુલા જાળવી છે અને તે દ્વારા જગતમાં ઉલ્લાસ સ્થાપી ચેતના પ્રકટાવી છે. જેમ કઠોપનિષદમાં યમ નચિકેતાને ઉપદેશ આપતાં કહે છે કે **उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत** તેમ શ્રી અરવિન્દ માનવસમુદાયને પ્રેરણા આપે છે. આ છે તેમના ઉપદેશની વ્યવહારયોગ્યતા.

વડોદરામાં શ્રી અરવિન્દે યોગની સાધના શરૂ કરી તેને સંપૂર્ણ રીતે સિદ્ધ કર્યો હતો. ભગવાન પતંજલિના યોગાનુશાસનનું મહત્ત્વ

આધ્યાત્મિક પ્રગતિમા કેટલુ ગવુ છે એ વાત સર્વ ભારતીય દર્શનોના ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે યોગશાસ્ત્રની સર્વ પ્રક્રિયા સાધકને બહુ ઉપકારક છે એમ યોગીઓનો આદેશ છે. યોગસૂત્રના ચાર પાદોના નામો – સમાધિપાદ સાધનપાદ વિભૂતિપાદ અને કૈવલ્યપાદ– પણ એ જ વસ્તુનુ સુચન કરે છે. અષ્ટાઙ્ગ યાગને દિવ્ય જીવનની પ્રક્રિયામા યોગી શ્રી અરવિન્દે એક મહાન સિદ્ધિ મેળવી છે. દરેક સાધકે અધિકારી પુરુષ પાસેથી યોગ શીખી લેવાની જરૂર છે એટલું તો સહજ સમજી શકાય એમ છે.

આજે સમસ્ત વિશ્વ ઉપર આપણે નજર ફેંકીએ છીએ ત્યારે આપણને જણાય છે કે સર્વત્ર –સદ્‌ભાગ્યે ભારત અપવાદરૂપ છે— અવિશ્વાસ, દ્વેષ, કલહ અને હિંસાનું સામ્રાજ્ય વ્યાપી રહેલું છે. અમેરિકા અને રશિયા એ બે વિરુદ્ધ વિચારસરણીવાળા દેશો વચ્ચે જે વ્યક્ત અને અવ્યક્ત દ્વન્દ્વયુદ્ધ ચાલી રહ્યુ છે અને જેમાં જગતના જુદા જુદા દેશો એક પક્ષમાં કે બીજા પક્ષમાં ભાગ લઈ રહેલા છે તેને પરિણામે અખિલ વિશ્વ અશાન્તિ અને દુઃખના મહાસાગરમાં ડૂબી ગયેલું છે. મહાભારત કહે છે તે પ્રમાણે **જીવો જીવસ્ય જીવનમ** એ ન્યાય વર્તમાન કાળમાં પ્રવર્તી રહેલો છે, અને ભારતીય નીતિશાસ્ત્રમા જણાવેલા માત્સ્યન્યાયનું સ્મરણ કરાવે છે. જગતના આ બધા દેશનેતાઓ પદાર્થોનું મૂલ્ય આંકવામાં ગંભીર ભૂલ કરી રહ્યા છે, અને તેનું કારણ એ છે કે તેઓ કોઈ પણ દિવ્ય તત્ત્વને સ્વીકારતા નથી અને જો કદાચિત્ શબ્દમાં સ્વીકારતા હોય તો જીવનમાં ઉતારતા નથી. પરમાત્માની કૃપાથી આપણા સમર્થ અને લોકપ્રિય પંત પ્રધાન પંડિત જવાહરલાલજીએ તટસ્થ વૃત્તિ ધારણ કરીને અન્ય દેશોને શાન્તિ અને સુખને માર્ગે જવા પ્રેરણા કરેલી છે. શ્રી અરવિન્દનો ઉપદેશ બધાં આસુરી તત્ત્વોને દિવ્યપ્રેમના બળથી શમાવી કલ્યાણનો માર્ગ દર્શાવે છે. મહાત્મા

ગાંધીજીએ પણ આ પ્રકારનો જ વિચાર અને આચાર વિશ્વ આગળ મૂકેલો છે.

**ईशावास्यमिदं सर्वं यत्किञ्च जगत्यां जगत् ।**
**तेन त्यक्तेन भुञ्जथाः मा गृधः कस्य स्विद्धनम् ॥**

આ ઈશોપનિષદના પ્રથમ મન્ત્ર ઉપર વ્યાખ્યાન કરતાં શ્રી અરવિન્દ કહે છે કે આ જગતમાં જે કોઈ પદાર્થ છે તે ઈશ્વરના આવાસ માટે છે, ઈશ્વરે તને જે આપેલું છે તે તું ત્યાગપૂર્વક ભોગવ, બીજા કોઈના ધનનો તું લોભ કરીશ નહીં. શુક્લ યજુર્વેદના છેલ્લા અધ્યાયરૂપ ઈશોપનિષદમાં જે અધ્યાત્મવિદ્યાનું નિરૂપણ છે તેમાંથી શ્રી અરવિન્દે પ્રેરણા લઈ જગતને સુખને માર્ગે લઈ જવા પ્રયત્ન કરેલો છે.

શ્રીમદ્ભગવદ્ગીતાના વ્યાખ્યાનમાં પણ શ્રી અરવિન્દ શાન્તિ અને સુખના માર્ગનો ઉપાય દર્શાવે છે. ગીતા તો ઉપનિષદોનું ભાષ્ય છે અને તેમાં ઈશાવાસ્ય અને કઠ જેવાં ઉપનિષદોના વિચારોની છાયા બહુ પ્રમાણમાં જોવામાં આવે છે. ગીતાનો વિભૂતિયોગ અને વિશ્વરૂપદર્શન એ ઉપનિષદના **सर्वं खल्विदं ब्रह्म** સિદ્ધાન્તનું સવિસ્તર ભાષ્ય છે. શ્રી અરવિન્દ ગીતાની આ વિચારપ્રણાલિકાનું રહસ્ય સમજાવતાં સર્વ ધર્મોનો સમન્વય, સર્વધર્મસહિષ્ણુતા અને સર્વધર્મસમભાવનો જે ઉપદેશ આપે છે તે વિશ્વનું આત્યન્તિક કલ્યાણ સાધનારો છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. ડૉ. ફ્રેડરીક સ્પીગલબર્ગ (સ્ટૅનફોર્ડ યુનિવર્સિટી, સ્ટૅનફોર્ડ, કૅલિફોર્નિયા, યુ. સ્ટે. ઑફ અમેરિકા) શ્રી અરવિન્દને ઉદ્દેશીને કહે છે કે 'I have never come across a philosopher so tolerant as Sri Aurobindo. He always knows why there was the necessity for a certain system of philosophy to exist at a particular time.'

આ પ્રમાણે શ્રી અરવિન્દનો દિવ્યજીવનનો સંદેશ વિશ્વના કલ્યાણ માટે છે. દિવ્યતા જીવન વિના જણાતી નથી અને જીવન દિવ્યતા વિના શોભતું નથી એ શ્રી અરવિન્દનો બોધ આજે સમસ્ત જગતે બહુ ગંભીરતાથી વિચાર કરી આચારમાં મૂકવા યોગ્ય છે. શ્રી અરવિન્દનું તો હવે તિરોધાન થયેલું છે, પણ તેમનો ઉપદેશ ગ્રન્થરૂપે અને શિષ્યોના સંપ્રદાયરૂપે સર્વદા પ્રકટ છે. ઈ. સ. ૧૯૨૦થી ૧૯૫૦ સુધી માતાજીએ શ્રી અરવિન્દના સમાગમનો લાભ લીધેલો છે અને તેમના તત્ત્વજ્ઞાનનું રહસ્ય યથાર્થ સમજી જીવનમાં ઉતારી અનેક આત્માઓનું આધ્યાત્મિક પોષણ કરેલું છે. આજે પોંડીચેરીના આશ્રમમાં માતાજી વિદ્યમાન છે અને શ્રી અરવિન્દના ઉત્તરાધિકારી તરીકે દિવ્ય જીવનના સંપ્રદાયને બળ આપી રહેલાં છે. આ આપણું મહાભાગ્ય છે. આજે કોઈ પણ સાધક પોંડીચેરી જઈ માતાજી પાસેથી આધ્યાત્મિક પ્રેરણા સારા પ્રમાણમાં લઈ શકે છે.

શ્રી અરવિન્દે એક પ્રસંગે કહેલું કે ૧૫મી ઑગસ્ટે —મારા જન્મ-દિવસે–આપણો દેશ સ્વતંત્ર થાય છે એ અકસ્માત્ નથી પણ મારી ભાવનાઓનું એક અપૂર્ણ મૂર્ત સ્વરૂપ છે. આ જ વિચારપદ્ધતિને અનુસરીને કોઈક વિચારક આજે કહી શકે કે ૧૯૫૪ના ઑગસ્ટની પંદરમીએ પોંડીચેરી પણ સ્વતન્ત્ર થશે. પરમાત્માની લીલા અચિન્ત્ય છે.

અન્તમાં હું શ્રી અરવિન્દને વન્દન કરી કઠોપનિષદના શાન્તિપાઠથી મારું વક્તવ્ય સમાપ્ત કરું છું—

ॐ सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै ।
तेजस्वि नावधीतमस्तु । मा विद्विषावहै ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ।

## ભારતીય તત્ત્વચિન્તનમાં
## શ્રી અરવિન્દનો ફાળો

૧. ભારતીય સંસ્કૃતિ અને તત્ત્વચિન્તનનું મૂળ ઋગ્વેદ છે. ઋગ્વેદ એ આપણી સંસ્કૃતિનો હિમાલય છે, અને જેમ નગાધિરાજમાંથી અનેક નાનીમોટી નદીઓનો પ્રવાહ વહ્યે જાય છે, તેમ ઋગ્વેદમાંથી જ્ઞાન, કર્મ અને ભક્તિના પ્રવાહો વહે છે. જેમ સરસ્વતી જેવી નદીઓ પ્રકટ રીતે વહીને કેટલીક જગ્યાએ અપ્રકટ સ્વરૂપ ધારણ કરે છે અને પછી આગળ ઉપર પ્રકટ થાય છે તેમ વેદની વિચારધારાઓ પણ કેટલોક સમય પ્રકટ હોય છે, તો કેટલોક સમય અપ્રકટ રહે છે, અને પછી પ્રકટ પણ થાય છે. કોઈ પણ સમયે કોઈ પણ વિચારપ્રવાહનો આત્યન્તિક અભાવ હોતો નથી અને હોઈ શકતો પણ નથી, પરંતુ જે વિચાર બળવાન હોય છે તે વધારે આગળ પડતો હોય છે, અને તેને પરિણામે બીજા વિચારો સ્વાભાવિક રીતે ગૌણ બની જાય છે. સંસ્કૃતિના ઇતિહાસમાં એક વખત એક ભાવના ઉપર ભાર મૂકવામાં આવે છે જ્યારે બીજી વખત અન્ય ભાવના ઉપર ભાર મૂકવામાં આવે છે અને આઘાત-

તત્ત્વચિન્તન દ્વારા વિશ્વનું કલ્યાણ થયેલ છે. પરદેશમાં જ રહેવાથી અરવિન્દને ભારતીય સંસ્કૃતિ તથા તત્ત્વચિન્તન માટે કોઈ પણ પ્રકારનો પૂર્વગ્રહ – લાભમાં અથવા વિરોધમાં – બંધાયો નહીં. તેમનું માનસ આ રીતે શુદ્ધ રહ્યું, એક પ્રકારની **Virgin soil** બન્યું; અને તેને પરિણામે તેમણે સાધનાથી જે ચિન્તન કર્યું તે અતિશુદ્ધ સ્વરૂપે પ્રકટ થયું. ભારતીય સંસ્કૃતિનો વિજય થયો અને જે હેતુથી પિતાએ પુત્રને પરદેશવાસ કરાવ્યો તે હેતુથી વિરુદ્ધ જ પરિણામ આવ્યું ! આ ભગવાનની લીલા !

૮. ઋગ્વેદ, ઈશાદિ પ્રાચીન ઉપનિષદો, ભગવદ્‌ગીતા અને તન્ત્ર-માર્ગ એ સર્વમાંથી શ્રી અરવિન્દને બધી પ્રેરણા મળી છે. જગતમાં સર્વથા નવીન વસ્તુ હોતી જ નથી, ફક્ત તે વસ્તુના ઉપરના રંગોમા ફેરફાર થાય છે, અને તેનાં જુદાં જુદાં પાસાંઓ ઉપર વધારેઓછો ભાર મૂકવામાં આવે છે. શ્રી અરવિન્દના તત્ત્વચિન્તનમાં પણ આ જ પ્રમાણે બનેલું છે. ઋગ્વેદના કેટલાક મંત્રોમાં અધ્યાત્મવિદ્યા છે એ વાત તો પ્રાચીન અધ્યાત્મવિદોએ કહેલી છે, અને નિરુક્તકાર આ વાતનો સ્વીકાર પણ કરે છે. અરવિન્દે ઋગ્વેદની અધ્યાત્મવિદ્યા બહુ સારી રીતે સમજાવી. અગ્નિ એ દિવ્ય ઇચ્છાશક્તિ છે; સૂર્ય એ દિવ્ય આલોક છે; ઇંદ્ર એ આત્મશક્તિ છે, તેજસ્વી મન છે; વૃત્ર વગેરે અજ્ઞાન, અસત્ય અને અંધકાર છે – આ પ્રમાણે ઋગ્વેદના દેવોની અને અસુરો સામેના તેમના યુદ્ધની ભાવના – **Symbolism** – સમજાવીને શ્રી અરવિન્દે દર્શાવ્યું છે કે વૈદિક દેવો એ માનવજીવનની ઊર્ધ્વગતિનો બોધપાઠ આપે છે અને તેથી ઋગ્વેદ એ ગૂઢવિદ્યા – **Mysticism** – નો મહાન ગ્રન્થ બને છે ' ' 'રની વિચારસરણીમાં ઐતરેય ઉપનિષદનું ચિન્તન અરવિન્દને દેલું છે. મૅક્સમુલર જેવા અર્વાચીન પાશ્ચાત્ય વિદ્વાનો જેવી વૈદિક વાર્તાઓનું રહસ્ય ભાવનાવાદન

પ્રત્યાઘાત થાય તે પ્રમાણે અથવા તો ઘાડયાળના લોલકની ગત્યાગતિના ન્યાય પ્રમાણે જગતની સંસ્કૃતિનો અને તત્ત્વવિચારનો વિકાસ થયા કરે છે. પરિણામે આ બધો ઇતિહાસ બહુરંગી અને રસપ્રદ બને છે.

૨. ઋગ્વેદના કાલનું જીવન આનન્દમય છે. વિશ્વ એ પરમ તત્ત્વનું સ્વરૂપ છે અને બધા પદાર્થો પરમ તત્ત્વના ભિન્નભિન્ન રૂપો છે. વૈદિક ઋષિઓ અને પ્રજાજનો પોતપોતાનાં કાર્યો આનન્દથી કરે છે, સમસ્ત વિશ્વમાં પરમાત્માનુ દર્શન કરે છે અને વિશ્વ જ સર્વ પ્રકારનું ધ્યેય સાધી શકે છે એમ માનીને આ જ જીવનમાં દિવ્ય આનન્દ ભોગવે છે. વેદમાં વૈરાગ્યની અને જગતના મિથ્યાત્વની ભાવના કોઈ પણ સ્વરૂપમાં જોવામાં આવતી નથી. જગત દુઃખરૂપ છે અને તેથી તેમાંથી મુક્ત થવાને માટે કર્મ વગેરેનો ત્યાગ કરીને સંન્યાસ લેવાની ભાવના વેદમાં નથી. વેદના કેટલાક મન્ત્રોમાં ઋષિઓના ઉત્તમ કોટિના મનોભાવ વ્યક્ત કરનારા કાવ્યો છે, તો બીજા કેટલાક મન્ત્રોમાં ભક્તિની ભાવના છે, કેટલાક મન્ત્રોમાં યજ્ઞનું વર્ણન છે તો કેટલાક મન્ત્રોમાં અધ્યાત્મ-વિદ્યાનું નિરૂપણ છે. આ પ્રમાણે ઋગ્વેદ એ સર્વ પ્રકારના વિચારોનો સંગ્રહ છે; અને હર્ષની વાત એ છે કે આ બધા વિચારો પરસ્પરવિરોધી નથી પણ એકબીજાને ઉપકારક છે; તેમાં જ્ઞાન, કર્મ તથા ભક્તિના સુંદર સમન્વય છે.

૩. ઋગ્વેદ પછીના બ્રાહ્મણકાલમાં યજ્ઞસંસ્થા ઉપર વધારે ભાર મૂકવામાં આવેલો છે, અને તેથી જ્ઞાન અને ભક્તિનાં તત્ત્વો ગૌણ બની ગયેલા છે. ઉપનિષત્કાલમાં પ્રત્યાઘાત થવાથી યજ્ઞસંસ્થા નિર્બલ બને છે અને જ્ઞાન તથા ઉપાસના અગ્રસ્થાન ભોગવે છે. છાન્દોગ્ય, બૃહદારણ્યક, ઈશ, ઐતરેય તથા તૈત્તિરીય જેવાં પ્રાચીન ઉપનિષદોમાં ઋગ્વેદની વિચારધારા શુદ્ધ સ્વરૂપમાં પ્રકટ થાય છે, જ્યારે બીજા પછીના કાલનાં ઉપનિષદોમાં એક જ તત્ત્વ બ્રહ્મ ઉપર ભાર મૂકવાને [illegible]

તિરસ્કાર કરવામાં આવે છે અને તેને પરિણામે એ ઉપનિષદોની ભાવના અવૈદિક બની જાય છે. આ પ્રમાણે ઉપનિષત્સાહિત્યમાં વિચારોના બે ભિન્ન ભિન્ન પ્રવાહ જોવામાં આવે છે. એક પ્રવાહ વૈદિક છે જ્યારે બીજો પ્રવાહ અવૈદિક છે.

૪ ઉપનિષદોમા જૈન અને બૌદ્ધ દર્શનોનો ઉદ્‌ગમ થયેલો છે. ઉપનિષદોની જે અવૈદિક વિચારધારાનો પ્રવાહ ચાલતો હતો તેમાથી જૈન અને બૌદ્ધ તત્ત્વચિન્તનને ઘણી પ્રેરણા મળેલી છે. ઉપનિષદોના વ્યાખ્યાનરૂપે બ્રહ્મસૂત્રો અને ભગવદ્‌ગીતાની રચના થયેલી છે. ગીતામાં ઉપનિષદોની શુદ્ધ વૈદિક ભાવનાનું જ સ્પષ્ટ અને સવિસ્તર નિરૂપણ કરવામાં આવેલું છે. બ્રહ્મસૂત્રો પણ અનેક રચાયાં છે અને તેમાં ઉપનિષદના તત્ત્વચિન્તન ઉપર પ્રકાશ પાડવામાં આવ્યો છે. અન્ય બ્રહ્મસૂત્રોનો કાલક્રમે લોપ થયો છે અને ફક્ત બાદરાયણના બ્રહ્મસૂત્રો પ્રાપ્ત થયા છે. આ બ્રહ્મસૂત્રોની વિશિષ્ટ શૈલીને લીધે શંકરાચાર્યની પહેલાં પણ અનેક તત્ત્વચિન્તકોએ ભાષ્યો રચ્યાં છે, અને તત્ત્વજ્ઞાનને વિશિષ્ટ સ્વરૂપ આપવામાં આવ્યું છે. શંકરાચાર્ય, ભાસ્કરાચાર્ય, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય, નિમ્બાર્કાચાર્ય, વલ્લભાચાર્ય, વિજ્ઞાનભિક્ષુ વગેરે આચાર્યોએ ભાષ્યો રચ્યાં અને પોતપોતાની પ્રક્રિયા જગત આગળ રજૂ કરી. આ બધા ભાષ્યકારોમા સામાન્ય રીતે બે વિભાગો પડી ગયા છે: એક શંકરાચાર્યનો અને બીજો અન્ય આચાર્યોનો; અને જેમ ઉપનિષત્સાહિત્યમા બે ભિન્ન ભિન્ન પ્રવાહો – વૈદિક અને અવૈદિક – ચાલ્યા છે તેમ ભાષ્યસાહિત્યમા પણ આ જ પ્રકારના બે ભિન્ન ભિન્ન પ્રવાહો ચાલતા આવ્યા છે. શંકરાચાર્યના માયાવાદમાં જગતની હેયતા હોવાથી ઉપનિષદોની અવૈદિક ભાવના પ્રકટ થાય છે, જ્યારે બીજા ઘણાખરા આચાર્યોના વાદમા જગતને પરમાત્માના સ્વરૂપ તરીકે સ્વીકારેલું હોવાથી ઉપનિષદોની વૈદિક ભાવના વ્યક્ત થાય છે.

પ્રત્યાઘાત થાય તે પ્રમાણે અથવા તો ઘાડયાળના લોલકની ગત્યાગતિના ન્યાય પ્રમાણે જગતની સંસ્કૃતિનો અને તત્ત્વવિચારનો વિકાસ થયા કરે છે. પરિણામે આ બધો ઇતિહાસ બહુરંગી અને રસપ્રદ બને છે.

૨. ઋગ્વેદના કાલનું જીવન આનન્દમય છે. વિશ્વ એ પરમ તત્ત્વનું સ્વરૂપ છે અને બધા પદાર્થો પરમ તત્ત્વના ભિન્નભિન્ન રૂપો છે. વૈદિક ઋષિઓ અને પ્રજાજનો પોતપોતાનાં કાર્યો આનન્દથી કરે છે, સમસ્ત વિશ્વમાં પરમાત્માનું દર્શન કરે છે અને વિશ્વ જ સર્વ પ્રકારનું ધ્યેય સાધી શકે છે એમ માનીને આ જ જીવનમાં દિવ્ય આનન્દ ભોગવે છે. વેદમા વૈરાગ્યની અને જગતના મિથ્યાત્વની ભાવના કોઈ પણ સ્વરૂપમાં જોવામા આવતી નથી. જગત દુ:ખરૂપ છે અને તેથી તેમાંથી મુક્ત થવાને માટે કર્મ વગેરેનો ત્યાગ કરીને સંન્યાસ લેવાની ભાવના વેદમા નથી. વેદના કેટલાક મન્ત્રોમાં ઋષિઓના ઉત્તમ કોટિના મનોભાવ વ્યક્ત કરનારા કાવ્યો છે, તો બીજા કેટલાક મન્ત્રોમાં ભક્તિની ભાવના છે, કેટલાક મન્ત્રોમા યજ્ઞનું વર્ણન છે તો કેટલાક મન્ત્રોમાં અધ્યાત્મ-વિદ્યાનું નિરૂપણ છે. આ પ્રમાણે ઋગ્વેદ એ સર્વ પ્રકારના વિચારોના સંગ્રહ છે; અને હર્ષની વાત એ છે કે આ બધા વિચારો પરસ્પરવિરોધી નથી પણ અંદરોઅંદરને ઉપકારક છે; તેમાં જ્ઞાન, કર્મ તથા ભક્તિનો સુંદર સમન્વય છે.

૩. ઋગ્વેદ પછીના બ્રાહ્મણકાલમાં યજ્ઞસંસ્થા ઉપર વધારે ભાર મૂકવામાં આવેલો છે, અને તેથી જ્ઞાન અને ભક્તિનાં તત્ત્વો ગૌણ બની ગયેલા છે. ઉપનિષત્કાલમાં પ્રત્યાઘાત થવાથી યજ્ઞસંસ્થા નિર્બલ બને છે અને જ્ઞાન તથા ઉપાસના અગ્રસ્થાન ભોગવે છે. છાન્દોગ્ય, બૃહદારણ્યક, ઈશ, અનરવ તથા તૈત્તિરીય જેવાં પ્રાચીન ઉપનિષદોમાં ઋગ્વેદની વિચારધારા શુદ્ધ સ્વરૂપમાં પ્રકટ થાય છે, જ્યારે બીજા પછીના કાલનાં ઉપનિષદોમાં એક જ તત્ત્વ બ્રહ્મ ઉપર ભાર મૂકીને અન્ય સર્વનો

તિરસ્કાર કરવામાં આવે છે અને તેને પરિણામે એ ઉપનિષદોની ભાવના અવૈદિક બની જાય છે. આ પ્રમાણે ઉપનિષત્સાહિત્યમાં વિચારોના બે ભિન્ન ભિન્ન પ્રવાહ જોવામાં આવે છે. એક પ્રવાહ વૈદિક છે જ્યારે બીજો પ્રવાહ અવૈદિક છે.

૪ ઉપનિષદોમાં જૈન અને બૌદ્ધ દર્શનોનો ઉદ્‌ગમ થયેલો છે. ઉપનિષદોની જે અવૈદિક વિચારધારાનો પ્રવાહ ચાલતો હતો તેમાંથી જૈન અને બૌદ્ધ તત્ત્વચિન્તનને ઘણી પ્રેરણા મળેલી છે. ઉપનિષદોના વ્યાખ્યાનરૂપે બ્રહ્મસૂત્રો અને ભગવદ્‌ગીતાની રચના થયેલી છે. ગીતામાં ઉપનિષદોની શુદ્ધ વૈદિક ભાવનાનું જ સ્પષ્ટ અને સવિસ્તર નિરૂપણ કરવામાં આવેલું છે. બ્રહ્મસૂત્રો પણ અનેક રચાયાં છે અને તેમાં ઉપનિષદના તત્ત્વચિન્તન ઉપર પ્રકાશ પાડવામાં આવ્યો છે. અન્ય બ્રહ્મસૂત્રોનો કાલક્રમે લોપ થયો છે અને ફક્ત બાદરાયણના બ્રહ્મસૂત્રો પ્રાપ્ત થયા છે. આ બ્રહ્મસૂત્રોની વિશિષ્ટ શૈલીને લીધે શંકરાચાર્યની પહેલાં પણ અનેક તત્ત્વચિન્તકોએ ભાષ્યો રચ્યા છે, અને તત્ત્વજ્ઞાનને વિશિષ્ટ સ્વરૂપ આપવામાં આવ્યું છે. શંકરાચાર્ય, ભાસ્કરાચાર્ય, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય, નિમ્બાર્કાચાર્ય, વલ્લભાચાર્ય, વિજ્ઞાનભિક્ષુ વગેરે આચાર્યોએ ભાષ્યો રચ્યાં અને પોતપોતાની પ્રક્રિયા જગત આગળ રજૂ કરી. આ બધા ભાષ્યકારોમાં સામાન્ય રીતે બે વિભાગો પડી ગયા છે: એક શંકરાચાર્યનો અને બીજો અન્ય આચાર્યોનો; અને જેમ ઉપનિષત્સાહિત્યમાં બે ભિન્ન ભિન્ન પ્રવાહો – વૈદિક અને અવૈદિક – ચાલ્યા છે તેમ ભાષ્યસાહિત્યમાં પણ આ જ પ્રકારના બે ભિન્ન ભિન્ન પ્રવાહો ચાલતા આવ્યા છે. શંકરાચાર્યના માયાવાદમાં જગતની હેયતા હોવાથી ઉપનિષદોની અવૈદિક ભાવના પ્રકટ થાય છે, જ્યારે બીજા ઘણાખરા આચાર્યોના વાદમાં જગતને પરમાત્માના સ્વરૂપ તરીકે સ્વીકારેલું હોવાથી ઉપનિષદોની વૈદિક ભાવના વ્યક્ત થાય છે.

૫. ઈ. સ.ના પંદરમા શતક પછી ભાષ્યસાહિત્યનો પ્રવાહ અટકી ગયો છે. પછીના ચાર શતકોમાં માયાવાદની વૈરાગ્યભાવના બહુ બલવાન બનેલી છે, તે એટલે સુધી કે ગુજરાતી, મરાઠી, હિન્દી વગેરે દેશી ભાષાઓના સાહિત્યમાં એક જ પ્રકારનો સૂર સંભળાય છે; અને તે એ કે જગત દુઃખમય છે, અને અમે બધા સંસારસાગરમાં ડૂબેલા છીએ તો અમને આ ભવસાગરમાંથી તારો. આ વૈરાગ્યાતિશયની ભાવનાથી ભારતીય પ્રજા આ સમયમાં બહુ નિર્બલ બની ગઈ! શ્રેષ્ઠ વૈદિક ભાવના તિરોહિત થઈ ગઈ!

૬. આ પ્રમાણેની ચાર શતકની દૃઢ થયેલી વૈરાગ્યભાવના સામે ઈ. સ.ના ઓગણીસમા શતકમાં રાજા રામમોહન રાયે સામનો કર્યો, અને યુગપલટાનો આરંભ થયો. બ્રાહ્મસમાજની સ્થાપના થઈ અને વૈદિક ધર્મનો પુનરુદ્ધાર કરવાનો સત્પ્રયત્ન શરૂ થયો. મહાદેવ ગોવિન્દ રાનડે, એની બેસન્ટ, રામકૃષ્ણ પરમહંસ અને વિવેકાનંદ, દયાનંદ સરસ્વતી, રવીન્દ્રનાથ ટાગોર, શ્રી અરવિન્દ, ગાંધીજી અને રાધાકૃષ્ણન આ બધા તત્ત્વચિન્તકોએ વૈદિક ધર્મનો પુનરુદ્ધાર કરીને ભારતીય પ્રજામાં અપૂર્વ ચેતના આણી. પ્રાર્થનાસમાજ, આર્યસમાજ, થીઓસૉફિકલ સોસાયટી, રામકૃષ્ણ મિશન, અરવિન્દાશ્રમ, શાન્તિનિકેતન અને મહાત્માજીનો આશ્રમ – આ બધી સંસ્થાઓએ પોતપોતાની રીતે કાર્ય કરીને પોતાનાં સામર્થ્ય તથા ઉપયોગિતા સિદ્ધ કર્યાં છે, અને દરેક ભારતવાસી આ વિભૂતિઓનો ઋણી છે.

૭. ભારતીય તત્ત્વચિન્તનની આ રૂપરેખા શ્રી અરવિન્દના તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ સમજવામાં ઉપયોગી છે. અરવિન્દને એમના પિતાજીએ ભારતીય સંસ્કૃતિનો લેપ ન લાગે એ હેતુથી સાતમે વર્ષે જ વિલાયત મોકલ્યા, અને અરવિંદે ચૌદ વર્ષ પરદેશવાસ કર્યો. જેમ રામચંદ્રના વનવાસથી અનેક આત્માઓનું કલ્યાણ થયું તેમ અરવિન્દના પરદેશગમનથી વિશુદ્ધ

તત્ત્વચિન્તન દ્વારા વિશ્વનું કલ્યાણ થયેલ છે. પરદેશમાં જ રહેવાથી અરવિન્દને ભારતીય સંસ્કૃતિ તથા તત્ત્વચિન્તન માટે કોઈ પણ પ્રકારનો પૂર્વગ્રહ – લાભમાં અથવા વિરોધમાં – બંધાયો નહીં. તેમનું માનસ આ રીતે શુદ્ધ રહ્યું, એક પ્રકારની **Virgin soil** બન્યું; અને તેને પરિણામે તેમણે સાધનાથી જે ચિન્તન કર્યું તે અતિશુદ્ધ સ્વરૂપે પ્રકટ થયું. ભારતીય સંસ્કૃતિનો વિજય થયો અને જે હેતુથી પિતાએ પુત્રને પરદેશવાસ કરાવ્યો તે હેતુથી વિરુદ્ધ જ પરિણામ આવ્યું ! આ ભગવાનની લીલા !

૮. ઋગ્વેદ, ઈશાદિ પ્રાચીન ઉપનિષદો, ભગવદ્ગીતા અને તન્ત્ર-માર્ગ એ સર્વમાંથી શ્રી અરવિન્દને બધી પ્રેરણા મળી છે. જગતમાં સર્વથા નવીન વસ્તુ હોતી જ નથી, ફક્ત તે વસ્તુના ઉપરના રંગોમાં ફેરફાર થાય છે, અને તેનાં જુદાં જુદાં પાસાંઓ ઉપર વધારેઓછો ભાર મૂકવામાં આવે છે. શ્રી અરવિન્દના તત્ત્વચિન્તનમાં પણ આ જ પ્રમાણે બનેલું છે. ઋગ્વેદના કેટલાક મંત્રોમાં અધ્યાત્મવિદ્યા છે એ વાત તો પ્રાચીન અધ્યાત્મવિદોએ કહેલી છે, અને નિરુક્તકાર આ વાતનો સ્વીકાર પણ કરે છે. અરવિન્દે ઋગ્વેદની અધ્યાત્મવિદ્યા બહુ સારી રીતે સમજાવી. અગ્નિ એ દિવ્ય ઇચ્છાશક્તિ છે; સૂર્ય એ દિવ્ય આલોક છે; ઇંદ્ર એ આત્મશક્તિ છે, તેજસ્વી મન છે; વૃત્ર વગેરે અજ્ઞાન, અસત્ય અને અંધકાર છે – આ પ્રમાણે ઋગ્વેદના દેવોની અને અસુરો સામેના તેમના યુદ્ધની ભાવના – **Symbolism** – સમજાવીને શ્રી અરવિન્દે દર્શાવ્યું છે કે વૈદિક દેવો એ માનવજીવનની ઊર્ધ્વગતિનો બોધપાઠ આપે છે અને તેથી ઋગ્વેદ એ ગૂઢવિદ્યા – **Mysticism** – નો મહાન ગ્રન્થ બને છે આ પ્રકારની વિચારસરણીમાં ઐતરેય ઉપનિષદનું ચિન્તન અરવિન્દને બહુ ઉપકારક થઈ પડેલું છે. મેક્સમુલર જેવા અર્વાચીન પાશ્ચાત્ય વિદ્વાનો પણ ઉર્વશી-પુરુરવા જેવી વૈદિક વાર્તાઓનું રહસ્ય ભાવનાવાદને

આધારે સમજાવે છે, અને કહે છે કે ઉર્વશી એ ઉષસ્ છે અને પુરુરવસ્ એ સૂર્ય છે, અને તેમના નૈસર્ગિક પરસ્પર સંબંધનું વર્ણન ઋગ્વેદમાં કરવામાં આવેલુ છે. આ પ્રકારનો પરોક્ષવાદ પ્રાચીન વિચારકોને બહુ પ્રિય હતો અને તેથી ઐતરેય ઉપનિષદ કહે છે કે परोक्षप्रिया इव हि देवाः। ઋગ્વેદમાં ગૂઢવિદ્યાનું જે પરોક્ષ વર્ણન હતું તે વિદ્યાને અરવિન્દે પ્રત્યક્ષ કરી આપી છે, અને વૈદિક ધર્મની વિશિષ્ટતા જગતને દર્શાવી છે.

૯. વૈદિક કાલના આનન્દમય જીવનને તૈત્તિરીય ઉપનિષદના ચિંતનથી બહુ સારું સમર્થન મળેલું છે. ઉપનિષદમાં આપેલી આનન્દની મીમાંસા, અને અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય તથા આનન્દમય એ પંચક – આ બે તત્ત્વોએ અરવિન્દનું ધ્યાન ખેંચ્યું છે. સત, ચિત અને આનન્દ એ પરમાત્માનાં લક્ષણ ધ્યાનમાં રાખી અન્નમય વગેરેની ભાવનાથી થી અરવિન્દે પોતાના તત્ત્વજ્ઞાનની ભૂમિકા રચી છે. અન્ન, પ્રાણ મન, વિજ્ઞાન, આનન્દ, ચિત અને સત એ સપ્તકનું સોપાન દર્શાવીને અરવિન્દે દિવ્ય જીવનનો આદર્શ સિદ્ધ કરેલો છે, અને તેમાં તેમનું વ્યક્તિત્વ સ્પષ્ટ રીતે વ્યક્ત થાય છે.

૧૦. ઈશોપનિષદમાંથી બ્રહ્મ અને વિશ્વના સમન્વયની સુંદર ભાવના સ્વીકારીને અરવિન્દે તત્ત્વચિન્તનમાં મધ્યમ માર્ગ – સુવર્ણ માર્ગ – દર્શાવ્યો છે. ભારતીય તત્ત્વચિંતનમાં આ વિષયમાં ઘણો અતિરેક થયેલો છે. શંકરાચાર્ય જેવા કેટલાક તત્ત્વચિંતકોએ કેવલ બ્રહ્મ ઉપર ભાર મૂકીને વિશ્વને અતિ ગૌણ બનાવી દીધું છે; જ્યારે બીજી બાજુએ ચાર્વાકના અનુયાયીઓએ આત્માનો તિરસ્કાર કરીને કેવલ જગતને સર્વસ્વ તરીકે સ્વીકારેલું છે. આ બંને પ્રકારના અતિરેકનાં પરિણામો ઘણાં ખરાબ આવેલાં છે. રામાનુજાચાર્ય અને વલ્લભાચાર્ય જેવા વૈષ્ણવ આચાર્યોએ આ અતિરેક દૂર કરવા બહુ સારો પ્રયત્ન કરેલો છે. જૈન

અને બૌદ્ધ દર્શનમાં પણ વિશ્વની ઉપેક્ષા થયેલી છે. શ્રી અરવિંદે દર્શાવ્યું કે આ અતિરેક બાજુ ભયંકર છે. વિશ્વ એ પરમાત્માનું જ સ્વરૂપ છે, ભગવાનની લીલા છે; તેથી પરમાત્માના જ્ઞાનની માફક જગતના જ્ઞાનની પણ આવશ્યકતા રહેલી છે. જગતના જ્ઞાન વિના કેવલ બ્રહ્મનું જ્ઞાન નિર્વીર્ય છે, અને બ્રહ્મના જ્ઞાન વિનાનું જગતનું જ્ઞાન પતન કરાવનારું છે. જગતના જ્ઞાનથી પરમાત્માનો મહિમા સારી રીતે સમજાય છે અને તે દ્વારા જ પરમાત્માના સ્વરૂપનું સંપૂર્ણ જ્ઞાન સંભવી શકે છે.

૧૧. આ વિષયને અંગે શ્રી અરવિન્દને શ્રી શંકરાચાર્યના માયાવાદનું ખંડન કરવાની ફરજ પડેલી છે. અરવિન્દ કહે છે કે ઋગ્વેદ, પ્રાચીન ઉપનિષદો અને ગીતામાં જે અદ્વૈતનું પ્રતિપાદન કરવામાં આવેલું છે તે વાસ્તવ છે, માયિક નથી. અરવિંદની આ માન્યતા સાચી છે. શંકરાચાર્યના પરમગુરુ ગૌડપાદાચાર્યે તો બૌદ્ધ વિચારસરણીને અનુસરીને અજાતિવાદનો જ ઉપદેશ કરેલો છે; શંકરાચાર્યના શિષ્યોએ માયાવાદનું સમર્થન કરેલું છે; અને શંકરાચાર્યની પછી લગભગ સો વર્ષે થઈ ગયેલ ભાસ્કરાચાર્યે શંકરાચાર્ય માયાવાદી છે એમ જણાવીને ખંડન કરેલું છે આ પ્રમાણે ત્રિપક્ષી પુરાવા ઉપરથી આપણને જણાય છે કે શંકરાચાર્યના સિદ્ધાન્તમાં માયાનું સ્થાન છે અને તેથી જગતની હેયતાનું પરિણામ આવે છે. ડૉ. રાધાકૃષ્ણન અને પ્રો. હિરિયણ્ણા જેવા સમર્થ અર્વાચીન વિચારકો શંકરાચાર્યના તત્ત્વજ્ઞાનનું રહસ્ય સમજાવતાં કહે છે કે શંકરાચાર્યને પોતાને તો માયાવાદ વિવક્ષિત નથી. ડૉ. રામપ્રસાદ સિંહ કહે છે શંકરાચાર્યના સિદ્ધાંતમાં બ્રહ્મ અને જગતની સત્તાનો વિચાર નથી પણ મૂલ્યનો વિચાર છે. (**Metaphysics of Value**). આ પ્રકારે આજે ભિન્ન ભિન્ન રીતે શંકરાચાર્યના સિદ્ધાન્તનું નિરૂપણ થાય છે. નિષ્પક્ષપાતે વિચારતાં

આપણને જણાય છે કે શ્રી અરવિંદ જે પ્રકારે શાંકર સિદ્ધાંત સમજ્યા છે તેને ઉપર જણાવેલો ત્રિપક્ષી પુરાવો સમર્થન આપે છે આ વિષયોમાં આપણે વકીલ કરતાં ન્યાયાધીશનો પાઠ ભજવવાનો હોય છે બધા આચાર્યો અને જગતના બધા પયગમ્બરો ભગવાનની વિભૂતિઓ હોવાથી સર્વથા વંદનીય છે, પરંતુ સત્યના દર્શનને માટે તટસ્થ વૃત્તિની આવશ્યકતા રહે છે

૧૨ પરમાત્માએ સ્વેચ્છાથી જ વિશ્વની રચના કરી છે વિશ્વ એ પ્રભુની લીલા છે, જગતી છે, અને તેથી વિશ્વના બધા પદાર્થો પરમાત્માના જ સ્વરૂપો છે પરમાત્માની ગતિ અને કૃતિમાં સંવાદિતા – Harmony – રહેલી છે, અને જ્યાં સુધી જગતના પદાર્થો આ સમતાની યોજનાને અનુકૂળ રહે છે ત્યાં સુધી તેઓ પરમાત્માના વિશ્વનૃત્યમાં યોગ્ય સ્થાન ભોગવી શકે છે પણ જ્યારે તેઓ દિવ્ય સમતાનો ભંગ કરે છે ત્યારે તેઓ બહાર ફેંકાઈ જાય છે અને વિનાશ પામે છે જેમ નદીનું જલ ગમે તે સ્થળેથી જોવામાં આવે તો નદીનું જ જલ જણાય છે, જેમ કવાયત કરતી લશ્કરી ટુકડીમાં દરેક સૈનિક લશ્કરનો જ ભાગ હોય છે, તેમ વિશ્વના સમસ્ત પદાર્થો પરમાત્માની ગતિમાં – જગતીમાં – રહેલા હોવાથી પરમાત્માનો જ ભાગ છે આ પ્રમાણે શ્રી અરવિંદ વાસ્તવ અદ્વૈતનું રહસ્ય સમજાવે છે

૧૩ શરીર, પ્રાણ અને મન આપણી પાસે છે, જ્યારે સચ્ચિદાનંદ પરમાત્માનો સાક્ષાત્કાર કરવો એ આપણું ધ્યેય છે એ ધ્યેય સિદ્ધ કરવાને માટે શ્રી અરવિંદે પૂર્ણયોગની સાધનાનો ઉપદેશ કરેલો છે શરીર પ્રાણ અને મન એ ત્રિપુટી એક બાજુ છે, તો આનંદ, ચિત, અને સત્ એ ત્રિપુટી બીજી બાજુ છે. વચમાં નદી છે, અને તે નદીને ઓળંગવાને માટે સેતુની અપેક્ષા રહે છે આ સેતુ વિજ્ઞાનરૂપી તત્ત્વ છે વિજ્ઞાન (Super-mind) મનની

ઉપર આવેલું છે, અને તેનું પૃથક્કરણ કરીને ઊર્ધ્વમન, આલોકિત મન, સહજપ્રજ્ઞા અને અધિમાનસ એ ચાર ભૂમિકાઓમાં પસાર થઈને મનુષ્ય આનંદના દ્વાર આગળ આવે છે. વિજ્ઞાન એ માનવજીવન અને પરમ તત્ત્વને સાંધનારું ઉપયોગી તત્ત્વ છે. ઊર્ધ્વ ગતિ કરીને મનુષ્ય આનન્દ, ચિત અને સત એ ત્રણેનો સાક્ષાત્કાર કરે છે, આ અતિમનસનો અભેદ સાધે છે.

૧૪. પૂર્ણયોગની પીઠિકા ભગવાનની કૃપા છે. આ સર્વ ભગવાનનું જ છે એવી ભાવના કરીને મનુષ્યે આત્મસમર્પણ કરવાનું, અનન્યભાવથી ભગવાનનું શરણ શોધવાનું, અને અનાસક્તિપૂર્વક કર્મ કરવાનું હોય છે. આ સાધનાથી એક તરફ મનુષ્ય ઊર્ધ્વ ગતિ સાધી શકે છે, તો બીજી તરફ ભગવાન પોતે અવતરે છે, નીચે ઊતરે છે, અને સાધકને ભેટે છે. એકનું આરોહણ બીજાને અવતરણ કરાવે છે, પ્રભુનો સાક્ષાત્કાર થાય છે, અને આ જ જીવનમાં દિવ્ય જીવન ભોગવી શકાય છે. જેમ વેપારમાં ' આજ રોકડા અને કાલ ઉધાર ' એ સિદ્ધાંત સ્વીકારવામાં આવેલો છે તેમ શ્રી અરવિંદના તત્ત્વજ્ઞાનમાં આ જ જીવનમાં – બીજા જીવનમાં નહીં – દિવ્યતા પ્રાપ્ત કરી શકાય છે. આ ગૂઢવાદ અથવા તો અનુભવવાદ (Mysticism)ને તત્ત્વજ્ઞાનમાં સ્થાન હોય છે એમ પ્રો. વિલિયમ જેમ્સ જેવા અર્વાચીન પરદેશી વિચારકોએ પણ સ્વીકાર્યું છે. સાધક ભગવાનની કૃપા ઉપર અવલંબીને ઊર્ધ્વ ગતિ સાધી દિવ્ય જીવન પ્રાપ્ત કરે છે, અને પ્રભુની આ વિશ્વલીલાના કાર્યમાં અનેક રીતે ઉપકારક બને છે. આવો સાધક સમસ્ત વિશ્વનું પરિવર્તન પોતાની દિવ્ય શક્તિથી કરી શકે છે અને આદર્શ સમાજ અસ્તિત્વમાં આવે છે. આ આદર્શ સમાજને શ્રી અરવિંદ 'જગન્નાથની યાત્રાનો રથ' એ રીતે ઓળખાવે છે.

૧૫ દિવ્ય જીવનના સિદ્ધાન્તમાં બ્રહ્મ અને વિશ્વ એ બન્ને ય તત્ત્વનો મનોહર સમન્વય થાય છે. આ છે શ્રી અરવિંદનું Spiritual

Pragmatism, અને આમાં જ વૈદિક ધર્મનું પુનરુજ્જીવન. વર્તમાન કાલમાં કેટલાક તત્ત્વચિંતકોએ બ્રહ્મજ્ઞાનનો વ્યવહારમાં ઉપયોગ કરવાની આવશ્યકતા દર્શાવી છે અને Pragmatic Idealism જેવી ભાવના વ્યક્ત કરી છે. આ સિદ્ધાંત પણ એક રીતે શ્રી અરવિંદની વિચારસરણીનું સમર્થન કરે છે.

૧૬. પરમતત્ત્વ એ મહાન શક્તિ છે અને તેનું પૂજન કરવું એ માનવધર્મ છે એ વાત ઉપર શ્રી અરવિંદ બહુ ભાર મૂકે છે. જગતમાં એકતા જોનારને કોઈ પણ પ્રકારનો શોક કે મોહ થતો નથી — कः शोकः को मोह एकत्वमनुपश्यतः — સર્વત્ર આનંદનો અનુભવ થાય છે, અને નિર્ભયતા પ્રાપ્ત થાય છે.

૧૭. શ્રી અરવિં-નો ઉપદેશ સમસ્ત વિશ્વ માટે છે; તેમાં જાતિનો કે દેશનો ભેદ રાખવામાં આવ્યો નથી. આ રીતે એ ઉપદેશ વિશ્વધર્મ બની શકે છે. શ્રી અરવિંદના તત્ત્વજ્ઞાનમાં કર્મ છે પણ કર્મમાર્ગની જડતા નથી. જ્ઞાન છે પણ જ્ઞાનમાર્ગની શુષ્કતા નથી, ભક્તિ છે પણ ભક્તિમાર્ગનું ઘેલાપણું નથી, ધ્યાનયોગ છે પણ યોગમાર્ગની નીરસતા નથી, અને શક્તિનું પૂજન છે પણ તંત્રમાર્ગનો પંચમકારવાળો વામાચાર નથી. આ રીતે શ્રી અરવિંદનું તત્ત્વચિંતન એ એક બહુરંગી મનોહર સુગંધી પુષ્પના જેવું વિશિષ્ટ છે, અપૂર્વ છે. આજે ભારતની અને સમસ્ત વિશ્વની જે સ્થિતિ જોવામાં આવે છે તે ઉપરથી આપણને જણાય છે કે ચિરંતન શાંતિને માટે શ્રી અરવિંદની વિચારધારા ઉપયોગમાં આવી શકે એમ છે. પામર જીવનને બદલે શક્તિમય જીવન ગાળવાને માટે શ્રી અરવિંદના ગ્રંથો વાંચવાની આવશ્યકતા છે. તેમના દિવ્ય જીવન જેવા મહાગ્રંથો વાંચવાને જો શક્તિ અને અવકાશ ન હોય તો તેમનો ઈશોપનિષદ ઉપરનો લઘુ ગ્રંથ વાંચવાથી પણ શ્રી અરવિંદની નાડી આપણા હાથમાં સરલતાથી આવી જશે.

# મોહનભાઈ : એક આદર્શ વૈષ્ણવ

મોહનભાઈને નામથી ઘણા વખતથી ઓળખતો હતો, પણ
હેલવહેલો મળવાનો પ્રસંગ શુદ્ધાદ્વૈત સંસદના ઉદ્‌ઘાટન સમયે પ્રાપ્ત
યો. સભામાં ઘણા પુરુષો હાજર હતા. તેમાં એક બહુ ગૌર વર્ણવાળી,
તિલકથી અલંકૃત મુખાકૃતિ જોઈ; અને કોઈ પણ પ્રકારના પરિચય
વના પણ મેં એકદમ અનુમાન કર્યું કે આ નિર્મલ આકૃતિ તે જ
મોહનભાઈ. પાસેના એક સભ્યને પછી પૂછ્યું અને તેમણે મારા
અનુમાનને સમર્થન આપ્યું. પછીથી તો અમે ત્યાં જ બહુ પ્રેમથી
મળ્યા અને વાતો કરી. આ અમારો પ્રથમ પરિચય

દિવસે દિવસે આ પરિચય વધવા માંડ્યો, અને પત્રવ્યવહાર શરૂ
થયો. મારા ટૂંકા પત્રના ઉત્તરમાં મોહનભાઈનો એક મોટો લેખ જ
હોય, અને તેથી તેમનો પત્ર જ્યારે આવે ત્યારે શાન્તિના સમયે હું
વાંચતો. બધા ય પત્રોમાં મોહનભાઈની ભગવદીયતા, નિર્મલતા,
સંપ્રદાયની સેવા કરવાનો અપ્રતિમ ઉત્સાહ, વૈષ્ણવોની ઉન્નતિ થાય
એવા ઉપાયો યોજવાની અનેક યોજનાઓ અને વિરલ દીનતા બહુ જ
સ્પષ્ટ રીતે વ્યક્ત થતાં હતાં. જેવી તેમની મુખાકૃતિ નિર્મલ અને

તેજસ્વી હતી, તેવાં તેમનાં વાણી અને ક્રિયા પણ નિર્મલ અને તેજસ્વી હતાં, અને એક વૈષ્ણવ તરીકે સર્વના ઉપર તેમની છાપ પડતી હતી. જ્યારે શ્રીમદાચાર્યચરણના ઉદાત્ત સિદ્ધાન્તોને જાણે-અજાણે સર્વત્ર તિલાંજલિ અપાઈ રહી છે ત્યારે આવા સદાચારી અને સંસ્કારી વૈષ્ણવના અવસાનથી સંપ્રદાયને ન પુરાય તેવી ખોટ પડી છે, એમ કહેવામાં જરા પણ સંકોચ થતો નથી.

જ્યારે જ્યારે મોહનભાઈ વડોદરે આવે ત્યારે ત્યારે તેઓ મને મળવા આવતા હતા; અને અમારી વાતો કલાકો સુધી ચાલતી હતી. વાતોનો વિષય વિવિધ રહેતો હતો. વર્તમાન કાલની પુષ્ટિમાર્ગની પરિસ્થિતિ, ગોસ્વામી બાલકોની સાંપ્રદાયિક સાહિત્ય પ્રતિ ઉપેક્ષા અને તેમનું સંસારમાં પતન, વૈષ્ણવોનું ઘોર સાંપ્રદાયિક અજ્ઞાન અને તેથી તેમની પામરતા, હરિજન-મન્દિરપ્રવેશ, ભારતીય રાષ્ટ્રીય મહાસભાના ઇતિહાસમાંથી પ્રેરણા લઈ ને પુષ્ટિમાર્ગની અભિનવ રચના અને જેમ રાજશાસનને બદલે લોકશાસન આવ્યું તેમ વાસ્તવિક રીતે વૈષ્ણવ. શાસન આવે એવી અભિલાષા: આ અને આવા બીજા અનેક વિષયો ઉપર અમે બે ચર્ચા કરતા હતા. શ્રી મહાપ્રભુજીનો અન્તિમ ઉપદેશ (સાડા ત્રણ શ્લોકનો) અત્યારે બહુ વિચારવા જેવો છે, એમ મોહનભાઈ અનેક વાર કહેતા હતા.

મોહનભાઈના વિચારો તેજસ્વી તેમ તેમનું લખાણ પણ તેજસ્વી હતું. તેમની શૈલી સરલ અને મનોહર હતી, અને તેથી તેમનાં પુસ્તકો વૈષ્ણવ સમાજમાં બહુ પ્રિય થઈ પડચાં હતાં. મને તો એમ લાગતું કે ભારતની સંસ્કૃતિના ઇતિહાસમાં જેમ મહાત્મા મોહનદાસ ગાંધીની શૈલીએ અપ્રતિમ પ્રભાવ પાડચો તેમ આ પુષ્ટિમાર્ગના મોહનદાસે પણ પોતાની શૈલીથી અપૂર્વ પ્રભાવ પાડવા માંડચો છે, અને જો તેઓ વધારે

જીવ્યા હોત તો તેમના બીજા અનેક ગ્રન્થો અસ્તિત્વમાં આવ્યા હોત અને વૈષ્ણવ સમાજમાં ધાર્યું પરિણામ લાવી શક્યા હોત.

મોહનભાઈની સાંપ્રદાયિક સેવા સુવર્ણાક્ષરે લખાવા જેવી છે. શુદ્ધાદ્વૈત સંસદની સ્થાપનામાં તેમનો ભાગ બહુ મોટો છે. 'અનુગ્રહ' માસિક ચલાવવામાં તેમનો જ સદાગ્રહ કારણભૂત હતો, અને તલોદનું છાપખાનું એ તો તેમના પ્રયાસનું જ પરિણામ હતું. આ બધી સેવા તદ્દન નિષ્કામ ભાવે મોહનભાઈ કરતા. તેમનું ચારિત્ર્ય અણીશુદ્ધ અને પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને પ્રેરણાદાયક હતું. આવા ભગવદીય જનો તો નિત્યલીલામાં જ પ્રવેશ કરે છે, એ શ્રી મહાપ્રભુજીની આજ્ઞાનો વિચાર કરતાં બીજું વધારે લખવાનું રહેતું નથી.

๛